# મારી ભયંકર સંસારયાત્રા

અથવા

# એક નિરાધાર અબળાનો આર્તનાદ !

પ્રથમ ખણ્ડ

એક સર્વથા સત્યઘટનાવલંબિની મનોવેધક સામાજિક નવલકથા

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

પોરબંદર ( કાઠિયાવાડ )

" Remorse begets reform." Cowper.

પ્રકાશક

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા—અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૫ *** ઈ. સ. ૧૯૧૯

મૂલ્ય રુ. ૨-૮-૦

# ગ્રંથસમર્પણ

**પરમસ્નેહી મિત્રવર્ય રા. રામજીભાઈ જસરાજ વાલજી ગણાત્રા; જનરલ કૉન્ટ્રૅક્ટર, કરાચી (સિંધ)**

આપ ગર્ભશ્રીમાન્ હોવા છતાં નમ્રતા, વિવેકશીલતા, વિદ્યાવ્યાસંગ, સાહિત્યાનુરાગ તથા સરળતા ઇત્યાદિ અનેક સદ્‍ગુણોવડે મંડિત છો અને આપણો પરસ્પર મૈત્રીસંબંધ થયા પછી મારા પ્રતિ આપે જે જે સદ્‍ભાવનાઓ, માનબુદ્ધિ અને લાગણીઓ દર્શાવી છે તેમ જ મારા સાહિત્ય વિષયક પ્રયત્નો વિશે પ્રથમથી જ આપના હૃદયમાં જે એક પ્રકારની માનદર્શક ઉચ્ચ ભાવના વસી રહી છે; માત્ર એટલું જ નહિ, પણ આપણી લુહાણા જ્ઞાતિના હિતમાટે આપે પોતાના પૂજ્ય પિતાશ્રીનું અનુસરણ કરી જે જે પરોપકારમય કાર્યો કર્યા છે અને અદ્યાપિ કર્યા કરો છો તે સર્વ સદ્‍ગુણોથી મુગ્ધ થઇને આપણી નિઃસ્વાર્થ મૈત્રીના એક યોગ્ય સ્મરણચિન્હ તરીકે મારી પ્રસ્તુત સાહિત્યકૃતિ હું આપના કરકમળમાં સાદર સમર્પિત કરૂં છું અને આશા રાખું છું કે આપ એ અલ્પ ઉપહારને સ્વીકારી પોતાના આ મિત્રને ઉપકૃત કરશો.

આપનો નિરંતર સ્નેહાભિલાષી

**ઠક્કુર નારાયણ વિસનજી, ગ્રંથકાર**

**પોરબંદર (કાઠિયાવાડ)**

"(My honest zeal if not my verse commend:)
Forgive the poet, and approve the friend."

Smith.

"(જો મારી કવિતા મારા યોગ્ય અથવા પ્રમાણિક ઉત્સાહને
વ્યક્ત ન કરી શકતી હોય, તો) મને એક કવિ તરીકે
ક્ષમા દૃષ્ટિથી જુઓ અને એક મિત્ર તરીકે માન્ય કરી લ્યો?"

સ્મિથ્

# ઉપોદ્‌ઘાત

"The education of women should be always relative to that of men. To please, to be useful to us, to make us love and esteem them, to educate us when young and take care of us when grown up, to advise, to console us, to render our lives easy and agreeable: these are the duties of women at all times, and what they should be taught in their infancy."

*Rousseau.*

ભારતવર્ષમાં મહાપ્રતાપી બ્રિટિશ્ સામ્રાજ્યની દૃઢતા થયા પછી હિન્દુ સમાજસુધારકોએ સમાજસુધારણા વિષયક જે જે પ્રયત્નો કર્યો છે, તે સર્વ પ્રયત્નોમાં હિન્દુ અબળાઓની સ્થિતિને અનેક પ્રકારે સુધારવાનો પ્રયત્ન અગ્રભાગે છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી; કારણ કે, વર્ત્તમાન હિન્દુસમાજમાં સ્ત્રીઓ અત્યંત હીન દશામાં આવી પડી છે, હિન્દુ પુરુષો પોતાની સ્ત્રીઓને ગુલામડીઓ પ્રમાણે માને છે અને હિન્દુ સ્ત્રીઓ પરતંત્રતાની શૃંખલામાં એટલી સીમા પર્યંત જકડાયલી છે કે જો તેમને એ પરતંત્રતાની શૃંખલાથી મુક્ત કરવામાં નહિ આવે, તો હિન્દુસમાજની અકલ્પનીય અધોગતિ થવાનો સંભવ છે, એવી જ બહુધા આપણા હિન્દુ સમાજસુધારકોની માન્યતા છે. હિન્દુ સમાજસુધારકોની આવા પ્રકારની દૃઢ માન્યતા હોવાથી તેમણે સામાજિક સુધારણામાં બાળલગ્નનો નિષેધ એટલે કે કન્યાને સોળ વર્ષના વયથી પૂર્વે પરણાવવાનો નિષેધ, કન્યાઓને પુરુષો સમાન શિક્ષણ આપવાનો આગ્રહ, વિધવાપુનર્લગ્નનો પ્રચાર, કન્યાઓને તેમની

પોતાની ઇચ્છાનુસાર વર શોધીને ઇચ્છાવર સાથે પરણવાનો અધિકાર આપવાની આવશ્યકતા, સ્ત્રીઓને બહાર તેમની ઇચ્છા પ્રમાણે હરવા ફરવાની તથા સભા સંમેલનોમાં જવા આવવાની સ્વતંત્રતા આપવીજ જોઇએ અને સ્ત્રીઓમાટે, તેઓ પુરુષની સમાનાધિકારિણી હોવાથી, બહુધા તેમની સ્વતંત્રતાને મારી નાખનારો કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ અસ્તિત્વમાં હોવો ન જોઈએ; એ અને એવાજ કેટલાક અન્ય વિષયોને અત્યંત મહત્ત્વ આપ્યું છે અને અત્યારે તો એ સામાજિક સુધારણાની સીમા એટલી બધી આગળ વધી ગઈ છે કે રા. પટેલનો ‘અન્તર્જાતીય વિવાહનો ખરડો, અથવા તો ‘ વર્ણસંકરતાવર્ધક ’ કિંવા ‘ વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરનારો ખરડો,’ અને જો અતિશય સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ‘ મુઠ્ઠીભર સ્વચ્છંદીઓની ખાતર લાખો ધામષ્ટ હિન્દુઓને હેરાન કરનારો ખરડો ’ આપણાં નેત્રો સમક્ષ અસ્તિત્વમાં આવી શકયો છે અને એ ખરડાના સંબંધમાં ઑ. પટેલે નડિયાદમાં ભરાયલી બીજી અંત્યજ પરિષદ્‌માંના પોતાના ભાષણમાં એવા ઉદ્‌ગારો કાઢયા છે કે: “ * * મેં વડી ધારાસભામાં હિન્દુલગ્નને લગતા કાયદાનો એક ખરડો રજૂ કર્યો છે, તેથી **બ્રાહ્મણ ઢેડની કન્યા અને ઢેડ બ્રાહ્મણની કન્યા પરણી શકશે. ઢેડ, ભંગી, વાઘરી, બ્રાહ્મણ, વાણિઆ, પાટીદાર એ બધા એક થાય નહીં ત્યાં સૂધી હિન્દનું પૂરેપૂરું કલ્યાણ થાય નહીં.**” (તા. ૧૮–૧૧–૧૮ ) ઑ. પટેલના એ ઉદ્‌ગારમાં એટલી વિશિષ્ટતા છે કે તેમાં સર્વ નીચ તથા ઉચ્ચ હિન્દુજાતિઓ જ સ્વીકારાયલી છે; પરંતુ એ જ અંત્યજ પરિષદ્‌માં રા. રા. **અંબાલાલ સારાભાઇએ** તો એટલી સીમા પર્યન્ત આગળ વધવાનું સાહસ કર્યું છે કે: “ **હિન્દુ, ઈસ્લામીઓ, ખ્રીસ્તીઓ અને પારસીઓ હિન્દીઓ જ છે;**

**મિ. પટેલનો ખરડો પહેલા પગલારૂપ છે. * * * હિન્દીઓ વચ્ચે લગ્ન કરી શકાય તેવો કાયદો ઘડી શકાશે."**

આવી રીતે આપણા ભારતવર્ષના કેટલાક હિન્દુ-સુધારકોએ આપણી પ્રાચીન વર્ણવ્યવસ્થાને નષ્ટભ્રષ્ટ કરી નાખવાના તથા આપણા હિન્દુત્વને અત્યારસૂધી ટકાવી રાખનાર અને અનેક આપત્તિઓમાંથી નિર્વિઘ્ન પાર પાડનાર જાતિબંધારણના દુર્ગને તોડી પાડવાના જો કે અનેક પ્રયત્નો કર્યા છે અને તેમના એવા પ્રયત્નો હજી પણ ચાલૂ છે; છતાં આપણામાટે અવર્ણનીય આનંદનો વિષય છે કે, ભારતવર્ષના ધર્મનિષ્ઠ, દ્રઢચિત્ત અને નીતિના માર્ગમાં વિચરનારા હિન્દુઓએ પોતાની પ્રાચીન વૈદિક વર્ણાશ્રમ-વ્યવસ્થાના તથા પોતાના જાતિબંધારણના અભેદ્ય દુર્ગને લેશમાત્ર પણ ખંડિત થવા દીધો નથી અને તેથી એ કહેવાતા સુધારકોના એ દિશામાંના અત્યાર સૂધીના સર્વ પ્રયત્નો સર્વથા નિષ્ફળ નીવડ્યા છે અને ભવિષ્યમાં પણ તેમના એ પ્રયત્નોની સફળતાનો લેશ માત્ર પણ સંભવ છે જ નહિ, એ સર્વથા નિઃસંશય અને નિર્વિવાદ સત્ય છે; કારણ કે, વર્ણસંકરીય પટેલ બિલ વિરુદ્ધ અમદાવાદમાં તા. ૨૨-૧૨-૧૮ ને દિવસે મળેલી એક પ્રચંડસભામાં વ્યાખ્યાન-માર્ત્તન્ડ રા. રા. નગીનદાસ પુરુષોતમ સંઘવીએ જણાવ્યા પ્રમાણેઃ—'* * * નામ. પટેલ તો શું પણ સાક્ષાત્ ચતુર્ભુજ ભગવાન્ વિષ્ણુ પણ અમારા ધર્મનો અનાદર કરવાને શક્તિમાન્ નથી. બુદ્ધાવતાર શ્રીવિષ્ણુનો ત્રેવીસમો અવતાર ગણાય છે; તોપણ તેમણે અમારા વેદ, બ્રાહ્મણ અને યજ્ઞ વિશે ખોટો ઉપદેશ આપવા માંડયો એટલે તરતજ અમોએ તે ઉપદેશને રદ બાતલ બનાવી લંકાની ખાડીની પેલી તરફ હાંકી કાઢયો. આ ભારતવર્ષ બુદ્ધની જન્મભૂમિ હોવા છતાં એક પણ હિન્દુ બુદ્ધના શાસનને માનનારો આ ભારતવર્ષમાં નથી, તો પટેલ બિલની શી

બિસાત ? ભગવદવતાર બુદ્ધને પણ અમોએ અમારા ધર્મો-લ્લંઘન પ્રસંગે માન્યા નથી, તો ઑ. પટેલ અમારા ધર્મને પોતાના બૂટ નીચે પદદલિત કરવા માગે તો તે આ ધર્મ-પ્રાણ ભારતવર્ષમાં-ભરતભૂમિમાં—બની શકે તેમ નથીજ !!"

વસ્તુસ્થિતિ આવી હોવા છતાં એટલે કે આપણી ધર્મ-દઢતા અવિચલ હોવા છતાં પણ જેવી રીતે નિત્યના ઘના-ઘાતથી મજબૂતમાં મજબૂત ઇમારતનો પાયો પણ થોડે ઘણે અંશે ડગી જાય છે; તેવી જ રીતે એ સુધારકોની નિત્યની વિધવાપુનર્લગ્ન, સ્ત્રીસ્વાતંત્ર્ય અને એવી જ અન્ય વિઘાતક ઘોષણાઓનું કેટલાંક અપરિપક્વ બુદ્ધિનાં સ્ત્રીપુરુષોનાં હૃદયોમાં અલ્પસ્વલ્પ પરિણામ થવાનો અને તેના યોગે કાંઇક વિકૃતિ થવાનો સંભવ હોવાથી અત્યારના સ્થિત્યંતર-અથવા સંક્રમણના સમય ( Time of Transition ) માં સુધારકોની એ વિઘાતક ઘોષણાઓનું ખંડન કરનારી અને આપણા પૂર્વજોએ બાળલગ્નના પ્રચાર, વિધવાપુનર્લગ્નના નિષેધ, અંતર્જાતીયલગ્નના પ્રતિબંધ, સ્ત્રીશિક્ષણની ભિન્ન પ્રકારની વ્યવસ્થા અને સ્ત્રીઓને પુરુષોચિત અયોગ્ય સ્વતંત્રતા ભોગવવાનો અધિકાર ન આપવામાં પોતાની કેવી અને કેટલી દીર્ઘદર્શિતા, વિચારશીલતા, નિષ્પક્ષપાત બુદ્ધિ અને ધર્મપ્રિયતા તથા મનુષ્યતાનો પરિચય કરાવ્યો હતો અને તેમના દર્શાવેલા એ માર્ગમાં ચાલવાથી જ આપણા કલ્યાણનો સંભવ છે, એ તત્ત્વોને નવીતાથી પ્રકાશમાં લાવી આપણી પ્રાચીન વૈદિક વર્ણવ્યવસ્થા અને આપણા જાતિ-બંધનને દઢ કરનારી સામાજિક નવલકથાઓને નિર્માણ કરવાની અત્યંત આવશ્યક્તા છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી; કારણ કે, નિબંધના રૂપમાં આવા વિષયોને ચર્ચવાથી નિબંધમાં રહેલી શુષ્કતાના કારણથી તે નિબંધો વંચાવા જોઇએ તેટલા પ્રમાણમાં વંચાતા નથી અને તેથી એવા નિબંધોના લખનારાનો પરિશ્રમ ફળીભૂત થતો નથી; અને નવલકથામાં રસનું યથાર્થ પોષણ હો-

વાથી જો નવલકથાના રૂપમાં આવા વિષયોની ચર્ચા કરાય છે, તો તે નવલકથાઓ આપણી ધારણા કરતાં પણ વિશેષ પરિમાણમાં અત્યંત રસપૂર્વક વંચાય છે અને તેથી નવલકથામાં ચર્ચાયેલા વિષયોનું પાઠક તથા પાઠિકાઓનાં અંતઃકરણમાં અવશ્ય અભીષ્ટ પરિણામ થઇ જાય છે અને તે પરિણામ અપરિપક્વ બુદ્ધિનાં સ્ત્રીપુરુષોમાં પરિપક્વતાનો આવિર્ભાવ કરી તેમને કેટલેક અંશે અવિચાર તથા સાહસના માર્ગમાં આગળ વધતાં અટકાવે છે. મારી કેટલીક અન્ય સામાજિક નવલકથાઓ પ્રમાણે પ્રસ્તુત સામાજિક નવલકથા પણ આજકાલના ધર્મવિઘાતક સુધારાની અનિષ્ટતા તથા આપણા પુરાતન અથવા આનુવંશિક ધર્મ, આચાર, વિચાર અને વ્યવહાર આદિની ઉત્કૃષ્ટતાને દર્શાવવાના ઉદ્દેશથી જ લખાયલી છે અને તે આ નવલકથાના વાંચનથી પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે તેમ હોવાથી તે વિશેના અહીં અધિક વિવેચનની આવશ્યક્તા નથી; માત્ર એટલું જ જણાવવાની આવશ્યક્તા છે કે, '**ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા**' પ્રમાણે પ્રસ્તુત નવલકથા પણ આત્મકથાત્મક છે અને આમાં પણ સર્વ સત્ય ઘટનાઓ જ લેવામાં આવી છે; કેવળ પાત્રો તથા સ્થળોનાં નામો બદલી નાખ્યાં છે; કારણ કે, નવલકથામાં કેટલેક સ્થળે અલ્પસ્વલ્પ કાલ્પનિક અંશને લાવવાની આવશ્યક્તા અનિવાર્ય હોવાથી પાત્રો તથા સ્થળોનાં નામોને બદલી નાખ્યા વિના ચાલતું જ નથી.

પ્રસ્તુત નવલકથા રાજકોટ, સિવિલ્ સ્ટેશનમાં મારા મિત્ર તથા જ્ઞાતિબંધુ રા. લાલજી નાગજી ગણાત્રા વકીલના સ્વામિત્વ તથા તંત્રિત્વથી તેમના પોતાના '**ધિ ગણાત્રા પ્રિન્ટિંગ્ વર્કસ્**' માંથી છપાઈને બહાર પડતા '**લોહાણા હિતેચ્છુ**' નામક લુહાણાજ્ઞાતિના સાપ્તાહિક પત્રમાં તા. ૫ મી જુલાઇ ૧૯૧૭ ના અંકથી છપાવા માંડી હતી અને એનો પ્રથમ ખણ્ડ તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૧૮ના અંકમાં સમાપ્ત થયો હતો; એટલે કે, પ્રસ્તુત નવલકથાનો પ્રથમ ખણ્ડ '**લોહા-**

ણા હિતેચ્છુ ' માં આઠ માસ પર્યન્ત ચાલ્યો હતો અને તેમાં એકંદર ૩૩ પ્રકરણો આવ્યાં હતાં; પરંતુ વર્તમાનપત્રમાં વિભાગશઃ છપાતી નવલકથાનાં કેટલાંક પ્રકરણોને વિભક્ત કરી નાખવાની જે આવશ્યક્તા હોય છે તે આવશ્યક્તા પુસ્તકમાં ન હોવાથી તે ૩૩ પ્રકરણનાં ૨૩ પ્રકરણ કરી નાખ્યાં છે અને તે ઉપરાંત પ્રસ્તુત પુસ્તકમાં દ્વિતીય ખણ્ડમાંના ' **અમો દંપતીનો ઉદ્ધાર** ' તથા ' **જંગબાર** ' એ એ બે પ્રકરણો લઇ લેવામાં આવ્યાં છે અને તેથી સમસ્ત પ્રકરણોની સંખ્યા પ્રથમ ખણ્ડમાં ૨૫ ની થઇ છે. પ્રકરણોની સંખ્યામાં ન્યૂનતા કરી છે, પરંતુ લેખમાં એક અક્ષર માત્રની પણ ન્યૂનતા કરવામાં નથી આવી, કિન્તુ કેટલેક સ્થળે કાંઇક શુદ્ધિ તથા વૃદ્ધિ જ કરવામાં આવી છે. પ્રસ્તુત નવલકથા ' **લોહાણા હિતેચ્છુ** ' નાં પાઠક તથા પાઠિકાઓના પૂર્ણ આદરને પાત્ર થઇ ચૂકી છે અને તેથી પ્રસ્તુત નવલકથા પુસ્તકના આકારમાં પ્રકાશિત થયા પછી અન્ય વાંચકોના આદરને પણ પાત્ર થશે એવી દૃઢ આશા છે. પ્રસ્તુત નવલકથાનો દ્વિતીય ખણ્ડ ' **લોહાણા હિતેચ્છુ** ' માં અત્યારે વિભાગશઃ છપાય છે અને તે પણ ગ્રંથના સ્વરૂપમાં અલ્પ સમયમાં જ પ્રસિદ્ધ થશે.

પ્રસ્તુત નવલકથામાં લુહાણા જાતિનાં જ ઘણાં ખરાં પાત્રો લેવાયલાં હોવાથી અને લુહાણા જાતિના ધર્મ, આચાર, વિચાર તથા વ્યવહાર આદિના ગુણદોષોનું યથાર્થ શાબ્દિક ચિત્ર આલેખાયલું હોવાથી અમારી લુહાણા જાતિના એક અગ્રેસર, ગર્ભશ્રીમાન્, પરોપકારશીલ, વિદ્યાવિલાસી, જ્ઞાતિહિતવાદી અને આદર્શ ગૃહસ્થ મારા પરમ સ્નેહી મિત્રવર્ય કુરાચીનીવાસી રા. **રામજીભાઈ જસરાજ વાલજીને** નિઃસ્વાર્થ બુદ્ધિથી અને મૈત્રીના એક સ્મરણચિન્હ તરીકે પ્રસ્તુત પુસ્તક સમર્પવામાં આવ્યું છે અને રા. **રામજીભાઈના** સર્વસાધારણ પરિચયમાટે તેમનો ફોટો પણ આપવામાં આવ્યો છે. પ્રસ્તુત પુસ્તક સાથે રા. **રામજી ભાઈના** નામને જોડાયલું જોઇને હું મારા માનની વૃદ્ધિ

થયેલી માનું છું અને આશા રાખું છું કે તેઓ નિરંતર પરોપકારશીલતાના પ્રદેશમાં આગળ અને આગળ વધતા રહીને પોતાની યોગ્યતામાં વૃદ્ધિ કરતા રહેશે !

અમદાવાદના '**ડાયમંડ જ્યુબિલી**' પ્રિન્ટિંગ પ્રેસમાં બે વર્ષથી છાપવામાટે આપેલું મારૂં '**નારાયણ ગદ્યગંગા**' નામક ૨૭ ફૉર્મનું પુસ્તક અદ્યાપિ છપાઇ રહ્યું નથી અને તે છાપખાનાના માલિક તરફથી જે કેટલોક અસહ્ય ત્રાસ વેઠવો પડયો છે તેથી કંટાળીને મારૂં કોઈ પણ પુસ્તક તે છાપખાનામાં છાપવામાટે ન આપવાનો નિશ્ચય કરી '**આજકાલનું હિન્દુસ્તાન**' તૃતીય ખણ્ડ; '**ભયંકર ભદ્ર**' દ્વિતીય ખણ્ડ અને **મારી ભયંકર સંસારયાત્રા**' પ્રથમ ખણ્ડ; એ ત્રણ પુસ્તકો '**ભાગ્યોદય**' પ્રિન્ટિંગ્ પ્રેસમાં છાપવામાટે આપ્યાં હતાં અને જણાવતાં અત્યન્ત સંતોષ થાય છે કે '**ભાગ્યોદય**' પ્રિન્ટિંગ પ્રેસના સજ્જન માલિક રા. રા. **જેઠાલાલ હેવશંકર દવે**એ **પોરબંદર** બબ્બેવાર પ્રૂફ મોકલવાનાં હોવા છતાં બનતી ઉતાવળ તથા લાગણીથી એ ત્રણે પુસ્તકો વખતસર છાપી આપ્યાં છે અને તેમાટે હું તથા પ્રસ્તુત ગ્રંથના પ્રકાશક ઉભય તેમના આભારી છીએ અને હું આશા રાખું છું કે ભવિષ્યમાં પણ મારાં પુસ્તકો એવી જ ત્વરા તથા લાગણીથી તેઓ વખતસર છાપી આપશે.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માના કૃપાપ્રસાદથી મારી સાહિત્યકૃતિઓ એક પછી એક નિર્વિઘ્ન સમાપ્ત થતી જાય છે અને વાંચકોના આદરને પાત્ર થાય છે તે પરમકૃપાળુ પરમાત્માનાં ચરણકમલમાં શ્રદ્ધા તથા પ્રેમપૂર્વક મસ્તક નમાવીને હું મારા લંબાયલા ઉપોદ્‌ઘાતને સમાપ્ત કરી લેખિનીને વિશ્રામ આપવાની આજ્ઞા ઇચ્છું છું.

| | |
|---|---|
| **સુદામાપુરી** (પોરબંદર) | ભવદીય કૃપાકાંક્ષી |
| તા. ૫ મી માર્ચ ૧૯૧૯. બુધવાર | **ઠક્કુર નારાયણ વિસનજી** |
| ફાલ્ગુન, શુક્લ દ્વિતીયા, વિક્રમાબ્દ ૧૯૭૫ | ગ્રંથકાર |

# અનુક્રમણિકા

## ( પ્રથમ ખણ્ડની )



પ્રથમ ખણ્ડ સમાપ્ત

# મારી ભયંકર સંસારયાત્રા

અથવા

# એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ !

## પ્રકરણ ૧ લું

### મારો પરિચય

જે પ્રદેશ પૂર્વે સૌરાષ્ટ્ર દેશના નામથી વિશ્વવિખ્યાત હતો અને અત્યારે સર્વત્ર કાઠિયાવાડના નામથી ઓળખાય છે, તે કાઠિયાવાડ પ્રદેશમાંના હાલાર નામક પ્રાંતમાંના × × × નામક એક પુરાતન પરંતુ સાધારણ નગરમાં મારા જન્મસમયમાં એટલેકે લગભગ ઈ. સ. ૧૮૮૫ માં લુહાણા જ્ઞાતિનાં જેટલાં ગૃહ હતાં, તે સર્વમાં કેવળ ત્રણ ગૃહસ્થો જ સર્વથી વિશેષ પ્રતિષ્ઠિત તથા સન્માન્ય મનાતાં હતાં. એમાંના એક તે નગરમાંની લુહાણા જ્ઞાતિના અગ્રેસર ધનાઢ્ય તથા વ્યવહારકુશળ વૃદ્ધ ગૃહસ્થ વાલજીભાઇ હતા, બીજા એક નામાંકિત વ્યાપારી અને સાહસી પ્રૌઢ ગૃહસ્થ જમનાદાસભાઈ હતા, અને ત્રીજા મારા જન્મદાતા પિતાશ્રી અમૃતલાલ હતા. મારા પિતા જોકે વાલજીભાઇ તથા જમનાદાસ જેટલા ધનાઢ્ય નહોતા, પરંતુ સુશિક્ષિત હતા અને જ્યારે તેઓ એક દેશી રાજ્યમાં કારભારીની પદવીપર હતા તે વેળાએ સદા ધર્મ તથા નીતિના માર્ગમાં જ ચાલેલા હોવાથી ધનાઢ્યો કરતાં પણ તેમની પ્રતિષ્ઠા વધારે બંધાયલી હતી. આ કારણથી જ્ઞાતમાં જ્યારે પણ ન્યાયનો કોઇ ગૂઢ પ્રશ્ન ઉપસ્થિત થતો હતો; તે વેળાએ તેના નિર્ણયનો ભાર બહુધા મારા પિતાના શિરપર જ આવી પડતો હતો. જોકે મારા પિતા ધનાઢ્ય નહોતા, તોપણ તેમને દાળ રોટલીની ચિંતા તો નહોતીજ; કારણકે, પેન્શનર થતાં સુધીમાં પંદરેક હજાર રૂપિયા તેમણે બેંકમાં રાખેલા હોવાથી તે નાણાંના વ્યાજમાંથી અમારા કુટુંબનો ખર્ચ સાધારણતઃ સારીરીતે

ચાલ્યા કરતો હતો. આવીરીતે સર્વ પ્રકારની નિશ્ચિન્તતા છતાં, મારા પિતાની અવસ્થા પચાશ વર્ષની તથા મારા માતુશ્રી મોંઘીબાઇની અવસ્થા પાંત્રીસથી છત્રીસ વર્ષની થવા આવી હતી, તોય તેમને અદ્યાપિ એકપણુ સંતાનની પ્રાપ્તિ થઇ નહોતી અને એ એક જ કારણુથી તેમના અંતઃકરણો નિરંતર ચિન્તાતુર રહ્યા કરતાં હતાં. આ વેળાએ તેમણે સંતાનપ્રાપ્તિના ઉદ્દેશથી દેવાનુષ્ઠાન ઇત્યાદિ પવિત્ર કાર્યો આરંભ્યાં અને ત્યાર પછી દેવાનુષ્ઠાનના પરિણામે કે ભાગ્યના યોગે અલ્પ કાળમાં જ એક કન્યાની તેમને પ્રાપ્તિ થઇ. તે કન્યા તે હું પોતે જ. મારૂં કલ્યાણી નામ રાખવામાં આવ્યું.

જે લક્ષ્મીપુત્રના ગૃહમાં નાનાવિધ રત્નાલંકાર તથા સુવર્ણાલંકાર આદિની વિપુલતા હોય છે, તેની દૃષ્ટિમાં રૂપું કે ચાંદી તુચ્છ દેખાય એ સ્વભાવિક છે; જેને નિત્ય નાના પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન આદિ આરોગવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હોય, તેની દૃષ્ટિમાં બાજરાના રોટલાની કાંઇ પણુ મહત્તા ન હોય, એ પણુ સર્વથા નૈસર્ગિક છે; તેમજ જેને નિત્ય પવિત્ર સિંધુ, સરસ્વતી કે ગંગા અને ગોદાવરી સમાન સરિતાઓનાં નિર્મળ તથા મધુર જળ પીવામાટે મળી શકતાં હોય, તેના સમક્ષ સાધારણુ કૂપજળનું કાંઇ પણુ મૂલ્ય ન અંકાય, એ પણુ સર્વથા યથાયોગ્ય જ છે; એ નિયમ અનુસાર જેના મંદિરમાં અનેક બાળકો પોતાની નિર્દોષ બાલ્યચેષ્ટા કરતાં હોય અને માતાપિતાને આનન્દ આપતાં હોય, તેવાં અનેક સંતાનોનાં માતાપિતાને એક કન્યાના જન્મથી જો અતિશય આનન્દની પ્રાપ્તિ ન થાય, તો તે પણુ સર્વ પ્રકારે સ્વભાવિક જ કહી શકાય. પરંતુ જેવી રીતે એક કપર્દિકાહીન કંગાલ મનુષ્યને માત્ર બે ચાર રૂપીયાની પ્રાપ્તિથી પણુ અગાધ આનન્દ થાય છે; દુષ્કાળનાં બુભુક્ષિત જનોને જમીનમાં ડાટી રાખેલા બાજરાનો કાળો મેષ જેવો રોટલો પણુ સ્વર્ગનાં ભોજનો કરતાંય વિશેષ ઉત્તમ ભાસે છે અને મરુભૂમિનાં નિવાસીઓને સાધારણુ કૂપના જળમાં પણુ સુધા કિંવા અમૃતનો સ્વાદ આવ્યા કરે છે; તેવી જ રીતે એક વંધ્યા દંપતીને—અને તે પણુ વળી પૂર્ણ પ્રૌઢાવસ્થામાં—કદાચિત્ પુત્રીની પ્રાપ્તિ થાય છે, તો તે પુત્રી પણુ તેમના વાંઝિયા મેણુાને ટાળનારી હોવાથી સાક્ષાત્ લક્ષ્મી કિંવા દેવી જ તેમના ગૃહમાં અવતરી હોયની! એવો જ તેમને નિરન્તર ભાસ થયા કરે છે અને તેથી તે દુર્લભા દુહિતાનું તેઓ પુત્ર કરતાં પણુ અધિક વાત્સલ્યથી લાલનપાલન કરવા માંડે છે.

અર્થાત્ હું પણ મારાં માતાપિતાના વાંઝિયામેણાને ટાળનારી હોવાથી મારાં માતાપિતાને તેમના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હતી, એ મારે નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. એક તો મારામાં તેમનો સ્વાભાવિકજ અતિશય સ્નેહ હતો અને વળી પાછી હું વાને ગોરી તથા નાકે મોઢે નમણી હોવાથી મારા મુખમંડળને જોવાથી તેમના હૃદયમાંનો હર્ષ વારંવાર છલકાઇ જતો હતો. તેઓ મારા જન્મ પછી પોતાના દિવસો અત્યંત આનન્દમાં વીતાડવા લાગ્યાં. તેમના સર્વ સુખ, સર્વ શુભાશા તથા સર્વ આનંદવિહારનો સર્વસ્વ આધાર કેવળ મારા અને મારા જીવનપરજ અવલંબી રહ્યો હતો. મારાં માતાપિતા અંધયષ્ટિકાવત્ તેમની આ કન્યકાને ઉપલક્ષ્ય કરીને કેટલા પ્રકારની આશાઓ, કેટલા પ્રકારના સુખો તથા કેટલા પ્રકારના આનંદોના મનોરાજ્યમાં વિહરવા લાગ્યાં; એનું સંપૂર્ણ શાબ્દિક ચિત્ર આલેખી બતાવવાનું સામર્થ્ય મારી ક્ષુદ્ર લેખિનીમાં નથી; કારણકે, એ ચિત્રને આલેખવામાટે તેમના અંતઃકરણમાં પ્રવેશ કરવાની આવશ્યકતા છે અને તેમ થવું સર્વથા અશકય તથા અસંભવનીય છે. મારા વયની વૃદ્ધિ સાથે મારાં માતપિતાનાં આશા, સુખ તથા આનન્દ આદિની પણ પ્રતિદિન વૃદ્ધિ થયા કરતી હતી અને એવી રીતે જોતજોતાંમાં સાત વર્ષનો કાળ પાણીના રેલાની પેઠે વહી ગયો.

મારા પિતાશ્રી સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હોવાથી મને મારા વયના સપ્તમ વર્ષમાં કન્યાશાળામાં ભણવામાટે મોકલી. એક બાજૂએ આવી રીતે મારા વિદ્યાભ્યાસનો આરંભ થયો અને બીજી બાજૂએ મારા માતુશ્રીના મને પરણાવવામાટેના પ્રયત્નનો આરંભ થઈ ગયો. મારા માતુશ્રીએ મારા લગ્નમાટેની જે આટલી બધી ઊતાવળ કરવા માંડી હતી તેનું મુખ્ય કારણ એ હતું કે ઉપર મેં જે મારા પિતા ઉપરાંત મારા ગામના બીજા બે પ્રતિષ્ઠિત લુહાણા ગૃહસ્થોનાં નામોનો ઉલ્લેખ કરેલો છે તે રા. વાલજીભાઇ તથા રા. જમનાદાસભાઇની પત્નીઓ સાથે મારાં માતુશ્રીનો બહુ જ સારો મૈત્રાસંબંધ હતો અને તેના પરિણામે રા. વાલજીભાઇની કન્યા ગોદાવરી તથા રા. જમનાદાસભાઇની કન્યા હીરૂ સાથે મારો જીવશ્ચકંઠશ્ચ મૈત્રીભાવ થઇ ગયો હતો. ગોદાવરી તથા હીરૂ જો કે મારી સમાનવયસ્કા બાળિકાઓ હતી, પરંતુ ગોદાવરીનાં બીજા પણ બે ત્રણ બંધુ તથા ભગિની હતાં અને તે તેનાં માતાપિતાની સર્વથી ન્હાની દીકરી હતી તેમ જ હીરૂનો

પણ તેનાથી પાંચેક વર્ષ મોટો એક ભાઇ હતો. એ ગોદાવરી તથા હીરૂનાં માતાપિતા બાળલગ્નના હિમાયતી તથા સર્વથા જૂના વિચારનાં મનુષ્યો હોવાથી તેમણે પોતાના આગલાં સર્વ સંતાનોને જેમ બાલ્યાવસ્થામાં જ પરણાવ્યાં હતાં તેજ પ્રમાણે ગોદાવરી તથા હીરૂનાં સગપણ અત્યાર પૂર્વેજ તેમણે કરી નાખ્યાં હતાં અને આઠમે વર્ષે તો તેમને પરણાવી દેવાનો તેમનો વિચાર હતો. અર્થાત્ 'ગોદાવરી તથા હીરૂના લગ્ન થાય તે સાથે મારો લગ્નસમારંભ પણ થઇ જાય અને મારાં માતાપિતાના શિરપરથી એ કર્તવ્યનો ભાર ઉતરી જાય,' આવા ઉદ્દેશથીજ મારાં માતુશ્રીએ મારા લગ્નનો પ્રસ્તાવ કરવા માંડ્યો હતો. પરંતુ બાળલગ્નના નિષેધક મારા પિતાશ્રીએ જ્યારે તત્કાળ મારાં માતુશ્રીની એ વાર્ત્તાને ન સ્વીકારી ત્યારે મારાં માતુશ્રીએ આડોશીપાડોશી માર્ફત પોતાના પતિપર દબાણ કરાવવા માંડ્યું. અંતે પત્નીના દુરાગ્રહ તથા આડોશીપાડોશી તેમજ વાલજીભાઇ અને જમનાદાસભાઇના વચનબાણુથી પરાજિત થઇને મારા પિતાશ્રીએ મને પરણાવવાની વાર્ત્તાનો એવી શર્તથી સ્વીકાર કર્યો કેઃ " હું કલ્યાણીને પરણાવીશ તો ખરો પણ જ્યાંસુધી તે પંદર વર્ષના વયની નહિ થાય, ત્યાંસુધી તેને સાસરે વળાવીશ નહિ તેમજ તેના વિદ્યાભ્યાસમાં પણ ભંગ થવા દઇશ નહિ." તેમની આ શર્ત કબૂલ રાખવામાં આવી અને મને પરણાવવાની વાર્ત્તા નક્કી તથા પક્કી થઈ ગઇ. અમારા ગામથી સાત કે આઠ ગામના અંતર પર આવેલા........ નામક ગામના એક સાધારણ ધનાઢ્ય પરંતુ પ્રતિષ્ઠિત લુહાણા ગૃહસ્થ શેઠ ભીમજીના ચિરંજીવી કેશવજી સાથે મારૂં સગપણ કરવામાં આવ્યું અને જે દિવસ ગોદાવરી તથા હીરૂના લગ્નમાટે નક્કી કરાયેલો હતો તેજ દિવસ મારા લગ્નમાટે પણ નક્કી કરવામાં આવ્યો. મારો અભ્યાસક્રમ ચાલૂ જ હતો અને તેથી જે વેળાએ મારા લગ્નનો સમારંભ કરવામાં આવ્યો તે વેળાએ હું ગુજરાતી બીજી ચોપડીનો એટલે કે ગુજરાતી બીજા ધોરણનો અભ્યાસ કરતી હતી.

મારો લગ્નસંબંધ થયો તે વેળાએ મારી અવસ્થા આઠ વર્ષની તથા મારા પતિની અવસ્થા અગીયાર વર્ષની હતી. મારા પતિ મારા જેવાજ અત્યંત સુંદર તથા રૂપશાળી હોવાથી મારાં માતાપિતાને તો જાણે સુવર્ણ સાથે સુગંધિનો સંયોગ થયો હોયની ! એવું જ દશ્ય

દેખાયા કરતું હતું. આ પ્રસંગે તેમનો આનંદ સીમાનું ઉલ્લંઘન કરી ગયો હતો, એમ કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિનો સંભવ નથી. પરન્તુ હું પોતે તે વેળાયે માત્ર એક અષ્ટવર્ષીયા બાલિકા હોવાથી મને એ આનંદનો વિષય ન લાગ્યો. લગ્નની ધામધૂમને જોઇને હું મારા મનમાં વિચાર કરવા લાગી કે 'આ ટીખળ શામાટે કરવામાં આવતું હશે વારૂ? આના કરતાં તો સખીઓ સાથે રમવામાં અને વિદ્યાના અભ્યાસમાં જ મને અધિક આનંદનો અનુભવ થાય છે!' અર્થાત્ બીજે દિવસે મારી ઇચ્છા ન હોવા છતાં પણ મારે સાસરે જવાને પિતૃગૃહમાંથી નીકળવું પડયું. મને વિદાય કરતી વેળાયે મારાં માતાપિતા બોર બોર જેવડાં આંસુડાં સારીને રોવા લાગ્યાં અને તેમને જોઇને મેં પણ કરુણોત્પાદક રોદનનો આરંભ કરી દીધો. હું મારાં માતાપિતાને સંબોધીને ડૂસ્કાં ભરતી ભરતી કહેવા લાગી કે "હું મારાં માતાપિતાને ત્યાગીને બીજે ક્યાંય પણ જવાની નથી!" પાડોશીઓ મને સમજાવવા લાગ્યાં; પણ આઠ વર્ષના વયની એક અજ્ઞ બાલિકાને તેમના ઉપદેશને સમજી લેવા જેટલું જ્ઞાન ક્યાંથી હોય વારૂ? મેં તો તેમના ઉપદેશના ઉત્તરમાં એમજ જણાવ્યું કે: "મને આ વાજાં બાજાં નથી ગમતાં; આ લગ્નને મુલ્તવી રાખો અથવા તો સદાને માટે આ લગ્નની ગાંઠને છોડી નાખો; તોડી નાખો!" એક પાડોશણે મને ધમકી આપીને કહ્યું કે: "અ!! નાદાન છોકરી! આમ બોલાય કે! ગાંડી, તારા મોઢાને તાળું વાસી દે અને બોલવાનું બંધ કર. લગ્ન તે ક્યાંય મુલ્તવી રખાતાં હશે કે તોડી શકાતાં હશે ખરાં કે?" મેં કહ્યું કે: "શામાટે મુલ્તવી ન રખાય અને તોડી ન શકાય? મેં તો મારી સખી સાથે રમતમાં કરેલાં ઢીંગલા ઢીંગલીનાં લગ્ન ઘણીવાર મુલ્તવી રાખ્યાં છે અને તોડી નાખ્યાં છે!" મારા પતિરાજ પાસે જ ઉભા હતા તેમને એક સ્ત્રીએ કહ્યું કે: "જોયા શું કરો છો, લઇ જાઓને કાંડું ઝાલીને ઘેર!" મારા પતિરાજ પણ બાળક જ હતા એટલે તે સ્ત્રીએ કરેલી મશ્કરીને તેઓ સમજી ન શક્યા અને મારૂં કાંડું ઝાલીને મને કહેવા લાગ્યા કે: "ચાલને વ્હેલી વ્હેલી; અહીં શામાટે ઉભી રહી છે?" સ્ત્રીઓએ હસવા માંડયું. હું વળી પાછી રોવા લાગી. તે સ્ત્રીઓએ મને બળાત્કારે વેલમાં બેસાડી દીધી અને વેલમાં પણ મેં મારા રોદનવ્યવસાયને ચાલૂજ રાખ્યો. મારાં સાસરિયામાંની એક પ્રૌઢ પ્રમદા મને

પકડીને છાની રાખવાનો પ્રયત્ન કરતી મારી સાથે વેલમાં બેઠી. હું રોતી રોતી મારા શ્વસુરમંદિરમાં પહોંચી.

મારાં માતુશ્રીએ પુત્રીના લગ્નનો ઝટપટ લ્હાવો લેવાના તથા તેથી થતા આનંદને મેળવવાના ઉદ્દેશથી જ મને આટલી ત્વરાથી પરણાવી હતી; છતાં જ્યારે મારાથી વિયુક્ત થવાની ઘટકા આવી લાગી તે વેળાએ તેનો તે આનંદ શોકના સ્વરૂપમાં ફેરવાઇ ગયો અને તેથી તેની આંખો શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિને વર્ષાવવા લાગી. પરંતુ હવે તેનાં અશ્રુઓ મારી સાથે થનારા તેના વિયોગને અટકાવી શકવાને સમર્થ નહોતાં. અહીં કદાચિત્ કોઇ એવી શંકા દર્શાવશે કે, "એ આનંદનાં અશ્રુ તો નહિ હોય?" નહિ, એ આનંદનાં અશ્રુ નહોતાં. ત્યારે શાના હતાં? હું આટલા દિવસ તેમની પોતાની હતી અને હવે પારકાની સંપત્તિ થઇ હતી, એજ તેના શોકનું મૂળ કારણ હતું. જ્યારે તેના મનમાં આ વિયોગને સહન કરવા જેટલું સામર્થ્ય નહોતું; તો પછી અહીં પ્રશ્ન એજ થાય છે કે તેણે પોતાની અષ્ટવર્ષીયા સુકુમાર બાલિકાને આટલી ઉતાવળથી પરણાવવાનું કુસાહસ કર્યું જ શામાટે? એજ આ વિશ્વની એક મહાવિલક્ષણ પ્રણાલિકા છે કે, અલ્પજ્ઞ મનુષ્ય ઘણી વાર જે કાર્ય અમુક એક પરિણામની આશાથી કરે છે, તેનું તેની ધારણાથી સર્વથા વિરુદ્ધ અને વિપરીત પરિણામ જ આવે છે. માનવસ્વભાવની જે અપરિપૂર્ણતા અથવા અપરિપક્વતા કહેવાય છે તે આ જ છે.

અસ્તુ: મેં મારા શ્વસુરગૃહમાં એક સપ્તાહ-સાત દિવસ—નો સમય વીતાડ્યો અને સાતમે દિવસે મારા પિતાશ્રી મને તેડવામાટે આવતાં આઠમે દિવસે પાછી હું મારા પિતૃગૃહમાં આવી લાગી. મારી બાલ્ય સખી ગોદાવરી તથા હીરૂ પણ તેજ દિવસે પીયરિયાંમાં પાછી આવી હતી; પરંતુ તેમને યથાસમય પાછો સાસરિયાંમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અને મને મારા પરણેલા પતિના મુખદર્શનનો આ અવતારમાં કદાપિ પ્રસંગ ન મળ્યો. શ્વસુરગૃહમાં જે મારૂં પ્રથમ ગમન થયું હતું તેજ અંતિમ ગમન થયું. મેં શ્વસુરગૃહે જતી વેળાએ જે એવા ઉદ્દગાર કાઢ્યા હતા કે, "આ લગ્નને મુલતવી રાખો અથવા તો સદાને માટે આ લગ્નની ગાંઠને છોડી નાખો! તોડી નાખો!" તે સત્ય સિદ્ધ થયા અને મનુષ્યે નહિ, પણ ઇશ્વરે જ મારા લગ્નની તે ગાંઠને સદાને માટે તોડી નાખી. એ શોકકારક ઘટનાનું કારણ હું હવે પછીના પ્રકરણમાં દર્શાવીશ.



# પ્રકરણ ૨ જું

## બાળલગ્નનું પરિણામ

મારા લગ્નવિધિથી મારા કુમારિકાપદનો લોપ થયો અને હું પત્નીની પદવીની અધિકારિણી થઇ; અર્થાત્ સ્વામી સાથેના સંબંધે મારી એ પદવીનું પરિવર્ત્તન કરી નાખ્યું. પરંતુ પતિ, સ્વામી, રમણ, વલ્લભ, કાન્ત કિંવા સૌભાગ્યહેતુ આદિ શબ્દોના શા અર્થ થતા હતા અને દંપતી એટલે શું, એ વિશેના રહસ્યથી હું સર્વથા અજાણી જ હતી. "જો ઇશ્વરની કૃપા હશે, તો આપણી કલ્યાણી સ્વામિસમાગમ-સુખથી કૃતાર્થ થશે!" એવી મારાં માતાપિતાના મનમાં દૃઢ આશા હતી અને તેઓ વારંવાર મારા એ ભાવિ સુખનું ચિન્તન કર્યા કરતાં હતાં; પરંતુ મારો પોતાનો તે કાળ એવી ચિન્તાઓમાં નિમગ્ન થવા-માટેનો નહોતો; કારણ કે, મને વિવાહ અથવા લગ્નના પરિણામનો રંચ માત્ર પણ અનુભવ મળ્યો નહોતો. લગ્ન પછી જે એક નવીન વાર્ત્તા મારા જાણવામાં આવી તે માત્ર એ જ હતી કે, 'કુમારિકા અવસ્થામાં લલાટને સિંદૂરતિલકથી વિભૂષિત કરી શકાતું નહોતું, તે પરણ્યા પછી કરી શકાય છે!' જોતજોતાંમાં વળી પાછો એ વર્ષનો કાળ વહી ગયો, હું દશ વર્ષની થઇ અને મારા પ્રાણેશ તેર વર્ષની અવસ્થામાં આવી લાગ્યા. એ કાળમાં મારો વિદ્યાભ્યાસ ચાલૂ હતો અને હું ચોથા ધોરણમાં ચઢી હતી. એ બે વર્ષમાં મને પાછી સાસરે મોકલવામાં આવી નહોતી; કારણ કે, મારા પિતાએ જ્યાં સુધી મારી અવસ્થા પંદર વર્ષની ન થાય, ત્યાં સુધી મને સાસરે ન મોકલવાની પ્રથમથી જ શર્ત્ત કરેલી હતી, એ તો મેં ઉપર જણાવેલું જ છે. આ કારણથી જોકે મને સાસરે મોકલવામાં આવતી નહોતી, પરંતુ મારાં માતાપિતા પોતાના લાડકવાયા જમાઇને વારંવાર પોતાને ઘેર બોલાવતાં, પ્રેમથી જમાડતાં અને તેમના આદરસત્કારમાં અવર્ણનીય સ્વર્ગસુખને અનુભવતાં હતાં. મારાં માતુશ્રીને કેવળ એ ક્રિયાથી જ મારા બાળલગ્નનું સુખ પ્રાપ્ત થયા કરતું હતું. પરંતુ પતિ સમક્ષ લાજ કાઢીને આવવાની રૂઢિ હોવાથી હું મારા પતિના મુખનું કોઇ વાર પણ યથાર્થ દર્શન કરી શકી નહોતી અને તેથી તેમની મુખા-કૃતિ કેવી હતી, તેનું આજે મને લેશ માત્ર પણ સ્મરણ નથી.

અસ્તુ: વિદ્યાના અભ્યાસમાં મારી બુદ્ધિ એવી તો તીવ્ર તથા ચપળ હતી કે, અન્ય બાલિકાઓ જેટલું સાત દિવસમાં ભણી શકતી હતી, તેટલું જ હું માત્ર એક દિવસમાં ભણી લેતી હતી. અજાણ્યાં માણુસો પણ મને જોઇને મારાપ્રતિ પ્રેમ તથા સદ્ભાવ દેખાડતાં હતાં; કારણકે એક તો હું એક સુન્દરી બાલિકા હતી અને તેમાં વળી સ્ત્રીજાતિને શોભાવનારા લજ્જા, નમ્રતા, સુંદરતા, દયા, માયા તથા પ્રેમ આદિ સદ્ગુણો આવી મળેલા હોવાથી હું સ્વાભાવિક જ પ્રત્યેક વ્યક્તિના પ્રેમનો વિષય થઇ પડતી હતી.

મારા લગ્નથી પૂર્વે મારા શિરપર કેવળ એક વિદ્યાભ્યાસનો જ ભાર હતો, પરંતુ પરણ્યા પછી ગૃહમાં મારી માતા મને રાંધવા આદિ ગૃહકાર્યનું શિક્ષણ પણ આપતી હોવાથી બે શિક્ષણોનો ભાર મારા શિરપર આવી પડ્યો હતો. મારી માતાની 'જો બેચાર વર્ષ પછી દીકરી સાસરવાસરિયાણી થશે અને તે વેળાએ રાંધવા સીધવાના કાર્યમાં નિષ્ણાત નહિ થયેલી હોય, તો બિચારીને સાસૂનાં મેણાં ટોણાં સાંભળવાં પડશે અને તે સાથે મારી પોતાની પણ નિંદા થવા માંડશે,' આવી ધારણા હતી અને તેથી જ તે મને અપેક્ષાચિત ગૃહશિક્ષણ આપવામાં અધિક ધ્યાન આપતી હતી. આ કારણથી મારો સવારમાં સાતથી દશ વાગ્યા સૂધીનો સમય રાંધવામાં, અગિયારથી સાંજે પાંચ વાગ્યા સૂધીનો સમય કન્યાશાળામાં વિદ્યાભ્યાસમાં અને સાંજે છથી આઠ સૂધીનો સમય વળી પાછો રસોઇ કરવામાં વીતતો હોવાથી મારી બાલ્યસખી ગોદાવરી તથા હીરૂ સાથે રમવાનો કે વાર્ત્તાવિનોદ કરવાનો અવકાશ મને શનિવાર કે રવિવાર વિના ભાગ્યે જ મળી શકતો હતો; એટલે શનિવારની અડધી રજાનો તથા રવિવારે બપોરના એકથી સાંજના પાંચ વાગ્યા સૂધીનો સમય હું બહુધા એ બે સખીઓના સમાગમમાં જ વીતાડતી હતી. પરંતુ એ ગૃહશિક્ષણના પરિણામે મને એટલો લાભ તો અવશ્ય થયો કે, વિદ્યાકુશળ થવા સાથે હું વ્યવહારકુશળ પણ થતી ગઇ અને એ વ્યવહારકૌશલ્ય ભવિષ્યમાં મને અત્યંત ઉપયોગી થઇ પડ્યું. કેવીરીતે, તે યોગ્ય પ્રસંગ આવતાં જણાશે. આવીરીતે વળી પાછો છ માસનો અવધિ વીત્યો.

એક દિવસે સંધ્યાકાળે કન્યાશાળામાંથી હું ઘેર આવતી હતી અને અમારૂં ઘર હજી સોએક ડગલાં દૂર હતું એવામાં અચાનક

અમારા ઘરમાંથી નીકળતો ભયંકર રોદનધ્વનિ મારા કાનોમાં આવીને અથડાયો. મારા મનમાં ગભરાટ થવા માંડયો, મારી છાતી ધડકવા લાગી અને હું દોડતી દોડતી ઘરમાં જઇ પહોંચી. ઘરમાં આવતાં જ મારી માતા જમીનપર આળોટતી, મોટા મોટા પોકાર કરીને રોતી તથા છાતી અને માથું કૂટતી મારા જોવામાં આવી. મારી માતા સાથે ત્યાં વાલજીભાઈ તથા જમનાદાસભાઈના ઘરવાળાઓ પણ રોતી બેઠી હતી. આ સર્વ અદ્દભુત ઘટનાને જોઇને હું પોતે પણ 'ગાડરયા પ્રવાહ' વાળી કહેવત પ્રમાણે તે રોદનના કારણને જાણવા વિના જ ચીસો પાડીને રોવા મંડી ગઈ. મને ત્યાં આવેલી જોઇને મારી માતા તથા અન્ય અબળાઓએ આગળ કરતાં પણ વિશેષ બળથી વિલાપ કરવા માંડયો. મારૂં અંતઃકરણ આ અકારણ રોવા કકળવાથી મુંઝાઇ ગયું. હું રોતી રોતી મારી માતા સમક્ષ ઉભી રહીને એકાગ્ર દૃષ્ટિથી તેના મુખનું અવલોકન કરવા લાગી. થોડી વાર પછી મારી માતા પાસે બેસી તેની છાતીપર મારૂં માથું રાખીને હું વળી પાછી વિલાપના કાર્યમાં નિમગ્ન થઇ ગઈ. લગભગ પંદરથી વીસ મિનિટ પછી સ્વાભાવિક જ મારા રોદનનો અંત થવા લાગ્યો; કારણ કે, એ રોદનના કારણની જ મને ખબર નહોતી અને અકારણ કિંવા અસ્વાભાવિક રોદન મને સર્વથા અપ્રિય જણાતું હતું. મારી માતા તો 'અરેરે ! અમારી ગરીબ ગાય જેવી કલ્યાણીનાં ભાગ્ય બાલ્ય અવસ્થામાં જ ફૂટી ગયાં અને તે અકાળે રંડાણી રે મારા ભગવાન્ !' આવા પ્રકારના ઉદ્દગારોને કાઢીને અખંડ અશ્રુપાત કર્યા કરતી હતી. તેના આ ઉદ્દગારોથી માત્ર એટલી કલ્પના મારાથી કરી શકાઇ કે, હું રંડાણી હતી એટલે કે, લોકો જે સ્થિતિને વૈધવ્યના નામથી ઓળખે છે તે વૈધવ્યની મને પ્રાપ્તિ થઇ ચૂકી હતી. પરંતુ વૈધવ્ય એટલે શું અને વૈધવ્યમાં શી હાનિ સમાયલી છે, એની કાંઇ પણ કલ્પના મારાથી કરી શકાઇ નહિ અને અંતે કંટાળો આવવાથી હું ત્યાંથી ચાલતી થઇ ગઇ. ગૃહના બાહ્ય ભાગમાંના પુરુષોના બેસવાના ખંડમાં મારા પિતાજી પણ મારી માતા પ્રમાણે જ રોતા તથા વિલાપ કરતા મારા જોવામાં આવ્યા. મને વ્હાલથી પોતાની પાસે બેસાડીને તેમણે કહ્યું કે: "હાય બેટા ! તારા ભાગ્યમાં આ દુઃખ અને આ સંકટ ક્રૂર વિધાતાએ લખી રાખ્યું હતું ને ! !' આ શબ્દો તેમના મુખમાંથી નીકળતાંની સાથે જ તેમનાં નેત્રોમાંથી અખંડ અશ્રુધારાનું

વેગપૂર્વક વહન થવા લાગ્યું. હું તેમના એ ઉદ્ગારના ભાવાર્થને તત્કાળ ન સમજી શકી અને તેથી મેં ભોળા ભાવથી પૂછ્યું કે: "બાપૂ! તમે આજે આટલાં બધાં આંસૂ શામાટે વર્ષાવો છો વારુ?"

મારું આવું કાલું ઘેલું બોલવું સાંભળીને મારા માયાળુ પિતાજીનું હૈયું વધારે ભરાઇ આવ્યું અને તેથી તેઓ આગળ કરતાં પણ વધારે જોરથી રડીને કહેવા લાગ્યા કે: "બેટા, અમો બધાં શા કારણથી રોઇએ છીએ એના ભેદને તું નથી જાણતી અને ન જાણવાથી જ તું સુખિની છે. અમો, તારાં દુઃર્ભાગી માતાપિતા, આજે અગાધ દુઃખ તથા અસહ્ય મનોવેદનાને અનુભવીએ છીએ. જો આ દારુણ દુઃખનું કારણ તારા સમજવામાં આવ્યું હોત, તો અમારા કરતાં તારા હૃદયમાં જ અધિક દુઃખકર તથા ભયંકર આઘાત થવાનો સંભવ હતો!" હું સ્તબ્ધતા ધારીને વિચાર કરતી બેસી રહી; પરંતુ બહુ બહુ વિચાર કરવા છતાં પણ તત્કાળ મારા પિતાશ્રીના મર્મવેધક ઉદ્ગારોનો અર્થ મારા જાણવામાં આવી શક્યો નહિ.

સંધ્યાકાળે જેવી રીતે અસ્તાચલમાં જતો સૂર્ય પોતાના રક્તવર્ણ પ્રકાશકિરણોને વિસ્તારીને સરિતા, નિર્ઝર તથા તડાગ આદિનાં જળોને શોણિતના સ્વરૂપમાં પરિવર્ત્તિત કરી નાખે છે; તેવી રીતે પતિના નિધનની ઘટના સધવાને વિધવાના સ્વરૂપમાં લાવી મૂકે છે. જેવી રીતે ચંદ્રમાનો લોપ થતાં વિભાવરી કૃષ્ણ રાત્રિના નામથી ઓળખાય છે, તેવીજ રીતે પતિરૂપ ચંદ્રનો અસ્ત થતાં પત્નીરૂપ નિશા સર્વથા તેજોહીના થઇને વિધવાના નિંદ્ય નામથી ઓળખાય છે. અર્થાત્ મારા પતિદેવનો પરલોકવાસ થવાથી મારાં માતાપિતાની હું એક માત્ર પ્રાણપ્રિયા પુત્રી બાળવિધવા થઇ ગઇ! મને બાલ્યાવસ્થામાં જ જે વૈધવ્યની પ્રાપ્તિ થઈ, તે કેવળ મારાં માતુશ્રીના અવિચારનું તથા મારા પિતાશ્રીએ મારા માતુશ્રીની ઇચ્છાના કોઈપણ કારણથી કરેલા સ્વીકારનું જ પરિણામ હતું, એમ કહ્યા વિના મારાથી રહી શકાતું નથી. અહીં કદાચિત્ કોઇ એવા વાદને ઉપસ્થિત કરશે કે: "કલ્યાણી! તારાં માતાપિતાએ તો તને સુખિની કરવાના શુભ ઉદ્દેશથી જ તારો ત્વરાથી લગ્નસંબંધ કરી આપ્યો હતો; છતાં તને જે આવા અસહ્ય દુઃખની પ્રાપ્તિ થઇ, એ દૈવની ગતિ અથવા તારા દુર્ભાગ્યનું પરિણામ હોવાથી તારે તારાં માતાપિતાના શિરપર દોષનો આરોપ કરવો

ઘટતો નથી !" તો આના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે આવી ઘટનાઓને ભાગ્યના પરિણામ, દૈવની ગતિ કે પૂર્વકર્મના ફળ તરીકે સ્વીકારી લેવી, એ આપણી માનવજાતિનો એક મોટામાં મોટો તથા અક્ષમ્ય પ્રમાદ છે; કારણકે, દૈવ,ભાગ્ય કિંવા પ્રારબ્ધ એ સર્વ આપણા પૂર્વજન્મના ઉદ્યોગોનાં બીજાં નામો છે, એને એટલાથી જ એ તો સહજ સિદ્ધ થઇ શકે છે કે આવા વિષયોમાં દૈવને કદાપિ દોષ આપી શકાય જ નહિ; કેમકે, આ જન્મમાંના આપણા ઉદ્યોગો પુનર્જન્મમાં આપણને દૈવ, ભાગ્ય કિંવા પ્રારબ્ધના રૂપમાં વળી પાછા પ્રાપ્ત થઇને ફળદાયક થવાના હોય છે. નિસર્ગના નિયમોને અનુસરવા છતાં પણ જો પ્રયત્ન સફળ ન થાય તો પછી જ ભાગ્યને દોષ આપવો જોઇએ; પરંતુ આરંભમાં જ્યાં ઉદ્યોગ જ લૂલો હોય, ત્યાં પછી દૈવનો પ્રશ્ન જ ક્યાં રહ્યો વારૂ ? આ કારણથી જ બહુધા સર્વ વિદ્વજ્જનોએ ઉદ્યોગને પ્રધાન તથા દૈવને ગૌણ માનેલું છે; યથાઃ—

" उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मी-
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं विहाय कुरु पौरुष मात्मशक्त्या
यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्र दोषः ? ॥ "

એનો ભાવાર્થ એવો થાય છે કે. " ઉદ્યોગી પુરુષ સિંહને જ લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને કોઈ પણ વસ્તુ દૈવના બળથી જ મળી શકે છે, એમ તો કેવળ કાપુરુષો જ બોલતા હોય છે; એટલામાટે દૈવવાદને ત્યાગીને પોતાની જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં પુરુષાર્થ કરો; જો યત્ન કરવા છતાં પણ સિદ્ધિની પ્રાપ્તિ ન થાય, તો પછી તેમાં આપણો શો દોષ ?" ત્યારે અહીં હવે પ્રશ્ન એ ઉપસ્થિત છે કે મારાં માતાપિતાના ઉદ્યોગમાં શી ન્યૂનતા હતી ? એના ઉત્તરમાં હું જણાવીશ કે, શાસ્ત્રમાં જેવી રીતે વધૂપરીક્ષાનાં અમુક નિયમો બાંધવામાં આવ્યા છે, તેજ પ્રમાણે શાસ્ત્રકારોએ વરપરીક્ષાના પણ અનેક નિયમો કરી રાખ્યા છે. અર્થાત પુત્રીના લગ્નનો નિશ્ચય કરતી વેળાએ વરની પરીક્ષા એ નિયમો પ્રમાણે જ કરવાની હોય છે; પરન્તુ આજકાલ એ નિયમો અનુસાર વધૂ કિંવા વરની પરીક્ષા કરાતી નથી, લાકડે માંકડું વળગાડી દેવામાં આવે છે, અને તેનું પરિણામ બહુધા એ થાય છે કે કાં તો વરને સત્વર જ વિધુર થવાનો કિંવા

વધૂને વિધવા થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, અને કાં તો વરવધૂ ઉભયનો સંસાર સર્વથા દુઃખમય તથા સંકટમય થઈ જવાથી તેમને સુધાપાનને બદલે નિરંતર વિષપાન જ કરવું પડે છે. આજકાલની સામાજીક રૂઢિને અનુસરીને મારાં માતાપિતાએ વરપરીક્ષાના નિયમ પ્રમાણે મારા વરની સર્વ પ્રકારે યોગ્ય પરીક્ષા કરી નહોતી અને એ નિયમોનો અનાદર કરવાનું તેમણે જે અવિચારમય પગલું ભર્યું હતું, તેના પરિણામે જ તેમની મૃગતૃષ્ણાવત્ અને બહુયત્નપરિપાલિતા આશાલતા પ્રબળ કાળરૂપ વંટોળિયાના આઘાતથી જોતજોતાંમાં છિન્નવિચ્છિન્ન થઇ ગઇ હતી. સુતાના સુખની આશાએ તેમને એક એવી પ્રીતિજનક વાર્તા કહી હતી કે, અલ્પકાળમાં જ આનંદ તથા હર્ષનો આવિર્ભાવ થશે; પરંતુ એથી વિપરીત પરિમામ આવ્યું; અલ્પકાળમાં આનંદ તથા હર્ષના આવિર્ભાવના સ્થાનમાં અસહ્ય શોક તથા વિષાદનો જ આવિર્ભાવ થયો અને તેના યોગે તેમના હાસ્યનું રોદનના સ્વરૂપમાં પરિવર્ત્તન થઇ ગયું ! આ વિષયમાં કેવળ મારાં માતાપિતાનો જ પ્રમાદ થયો હતો એમ નથી, કિન્તુ આપણા વર્તમાન સમાજની રૂઢિ જ એવા પ્રકારની થઇ ગયેલી છે કે એક પૈસાનું માટીનું હાંલ્લું લેતી વખતે તેને ઠોકી વગાડીને લેવામાટેની જેટલી સંભાળ રાખવામાં આવે છે તેટલી સંભાળ જેના પર પુત્ર કિંવા પુત્રીના સમસ્ત જીવનસુખનો આધાર રહેલો હોય છે, તે પુત્રમાટે સ્વીકારાતી વધૂની પરીક્ષા તથા પુત્રીમાટે સ્વીકારાતા વરની પરીક્ષાના સંબંધમાં નથી રખાતી અને તેથી તેનું દુઃખદાયક પરિણામ વારંવાર માતાપિતાને તથા તેમનાં સંતાનોને પણ અવશ્ય ભોગવવું જ પડે છે; માત્ર એટલું જ નહિ, પણ જો કોઇ દક્ષ પુરુષ આવા પ્રકારના પરીક્ષણનો પ્રયત્ન કરે છે, તો તેની સમાજમાં નિંદા પણ થાય છે. શાસ્ત્ર કરતાં રૂઢિ બલવતી હોય છે, '**शास्त्राद्रूढिर्बलीयसी**' એ તત્વનું જ વર્તમાનકાલિક સમાજમાં પ્રબળતાથી પાલન કરાય છે.

અસ્તુઃ મારા વરની યોગ્ય પરીક્ષા ન કરાયલી હોવાથી જ મને બાલ્યાવસ્થામાં વૈધવ્યની પ્રાપ્તિ થઇ હતી અને તેજ બતાવી આપે છે કે, વરપરીક્ષાની કેટલી બધી આવશ્યકતા છે. આ કારણથી જો મારી કર્મકથાના વિષયમાં આગળ વધવા પૂર્વે આ સ્થાનમાં સ્વાભાવિકજ આવીને પ્રાપ્ત થયેલા 'વરપરીક્ષા' ના વિષયની હું સાર્વ-

જનિક લાભમાટે કેટલીક ચર્ચા કરીશ તો મારી માન્યતા છે કે, તે અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિજ થાય; કિન્તુ અત્યારની પરિસ્થિતિમાં તે ચર્ચા સર્વથા યોગ્યસ્થાનીય, પ્રાસંગિક અને આદરને પાત્રજ મનાશે. હવે અધિક પ્રસ્તાવની આવશ્યકતા ન હોવાથી હું મારા હસ્તગત વિષયની ચર્ચામાં પ્રવેશવાની આજ્ઞા ઇચ્છું છું.

## પ્રકરણ ૩ જું
### વરપરીક્ષા

આર્યાવર્ત્તની ઉચ્ચ હિન્દુ જાતિઓમાં પોતાની કન્યાનો વાગ્દાનથી સંબંધ કરતી વેળાયે જો કે વરની પરીક્ષા કરવામાં આવે છે ખરી, પરન્તુ તે પરીક્ષાનો વરનાં માતાપિતા કાંઇક પ્રતિષ્ઠિત કિંવા આબરૂદાર છે કે કેમ, અને તેમની સાંસારિક કિંવા આર્થિક સ્થિતિ સારી છે કે કેમ, એ બે વસ્તુઓના અવલોકનમાંજ અંત આવી જાય છે. આપણાં આર્યશાસ્ત્રોમાં વધૂ તથા વરની પરીક્ષાના જે નાનાવિધ પ્રકારો દર્શાવેલા છે તેમનો તેમજ દેશકાળાનુસાર વરપરીક્ષાના જે કેટલાક આવશ્યકીય અન્ય પ્રકારો છે, તેમનો આજકાલ લેશ માત્ર પણ વિચાર કરવામાં આવતો નથી, તો પછી પરીક્ષાના તે પ્રકારોને વ્યવહારમાં યોજાયલા જોવાની તો આશાજ ક્યાંથી રાખી શકાય ? આજકાલ કન્યાને જે કુટુંબમાં આપવાની હોય તે કુટુંબની આર્થિક સ્થિતિને જે સર્વથી વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે, એ ઠીક છે; પરંતુ શ્વસુરગૃહની કેવળ ઉત્તમ આર્થિક સ્થિતિપરજ કન્યાના ભાવિ સુખનો આધાર હોતો નથી, એ વાર્તાને સર્વથા વિસારી દેવામાં આવે છે અને તેના પરિણામે કેટલીકવાર બિચારી કન્યાને ભવિષ્યમાં અસહ્ય શારીરિક તથા માનસિક વેદનાઓને ભોગવવાના મહાદુઃખદાયક પ્રસંગો પ્રાપ્ત થાય છે. અસ્તુઃ જો કન્યા સ્ત્રીત્વમંડિતા, અનન્યપૂર્વિકા, રમણીયા, સદ્‌ગુણવતી અને મૃદુભાષિણી હોય, તો તેનામાટે જે વરને નિયત કરવામાં આવે, તે વરની પરીક્ષાના ઓછામાં ઓછા પણ આટલા પ્રકારોનો ઉપયોગ થવો જોઇએ, એવો બહુધા સર્વ શાસ્ત્રકારોનો અભિપ્રાય છે. યથાઃ—

( ૧ ) વર નપુંસક ન હોવો જોઇએ; ( ૨ ) વરનું કુળ ઉત્તમ હોવું જોઇએ; ( ૩ ) વરનો સ્વભાવ ઉત્કૃષ્ટ હોવો જોઇએ; ( ૪ ) વર

યોગ્ય વયનો હોવો જોઇએ, એટલે કે, કન્યા કરતાં ન્યૂન વયનો; વૃદ્ધ કિંવા અશક્ત ન હોવો જોઇએ: (૫) વર કુરૂપ ન હોવો જોઇએ અને તેનાં સર્વ અંગો અખંડ હોવાં જોઇએ; (૬) તેની પ્રકૃતિ નીરોગી હોવી જોઇએ; (૭) વરનું વર્ત્તન સારૂં હોવું જોઇએ અને તે ઉન્મત્તતાથી વર્ત્તતો ન હોવો જોઇએ; (૮) તે સાધનસંપન્ન કિંવા સધન હોવો જોઇએ અને તેના મંડાયલા સંસારમાં સહાયક થવામાટે તેના પિતા તથા બંધુ આદિ હોવા જોઇએ; (૯) જો તે વરને બંધુ અથવા ભગિની હોય, તો પરિવેદન કિંવા સમાન ક્રિયાનો દોષ થવાની ભીતિ ન રહેવી જોઇએ;* (૧૦) વર બુદ્ધિમાન્ તથા વિદ્વાન હોવો જોઇએ,× મૂર્ખ અને નિરક્ષર ભટ્ટાચાર્ય ન હોવો જોઇએ; (૧૧) તે ધર્માનુસાર વર્ત્તનારો હોવો જોઇએ; ધર્મબાહ્ય કિંવા અન્ય ધર્મમાં વટલી ગયેલો ન હોવો જોઇએ; (૧૨) તેનું ધ્યાન સંસારમાં હોવું જોઇએ, એટલે કે, તે મોક્ષમાર્ગ કિંવા નિવૃત્તિમાર્ગના છંદમાં પડી ગયેલો અથવા વૈરાગ્યશીલ જ્ઞાની એવા પ્રકારના પુરુષોમાંનો ન હોવો જોઇએ; (૧૩) તે દૂર દેશમાં વસનારો ન હોવો

---

* કન્યાદાનના સંબંધમાં 'પરિવેદન' નામક દોષ થવાનો સંભવ હોય છે. એ દોષ વિશે મનુનું નિમ્ન વચન પ્રમાણ તરીકે માનવામાં આવે છે:—

"परिवित्तिः परिवेत्ता यया च परिविन्दति ।
सर्वे ते नरकं यान्ति दातृयाजकपंचमाः" ।।

એટલે કે, "જો સગો મોટો ભાઇ કુંવારોજ હોય અને નાનો ભાઈ લગ્ન કરી લે, તો આ દોષ લાગે છે. લગ્ન કરનાર નાના ભાઇને 'પરિવેત્તા' અને અવિવાહિત મોટા ભાઇને આવા પ્રસંગે 'પરિવિત્તિ' ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. જો પરિવેદન વિવાહ થયો હોય, તો પરિવિત્તિ, પરિવેત્તા, પરિવેત્તા સાથે પરણેલી વધૂ, તેનું દાન આપનાર અને વિવાહનો વિધિ કરનાર ઉપાધ્યાય એ પાંચે જણ એ દોષના પરિણામે નરકવાસી થાય છે;" અર્થાત્ વરની યોજના કરતી વેળાયે જો તેનાં તેનાથી મોટાં સગાં ભાઇબહેન હોય, તો તેમના લગ્ન થઈ ગયાં છે કે કેમ એની પ્રથમ ખાત્રી કરી લેવી જોઇએ અને જો તે ખાત્રી થાય તોજ તે વરને કન્યા આપવી, એ પ્રમાણેજ એ નિષેધનું તાત્પર્ય છે. સમક્રિયાદોષનો સંક્ષિપ્ત અર્થ એટલોજ છે કે, સગાં ભાઈ બહેનનાં લગ્ન એકજ મંડપમાં થવાં ન જોઇએ.

× જ્યાં અલ્પવયસ્ક બાળકો અથવા ઢીંગલા ઢીંગલીનાં જ લગ્ન કરાતાં હોય, ત્યાં વરની બુદ્ધિમત્તા અને વિદ્વત્તાની પરીક્ષાનો સંભવ જ ક્યાંથી હોય વારૂ ?

જોઇએ: (૧૪) તે શૌર્યસાહસી એટલે કે, વાતવાતમાં મારામારી અને કાપાકાપીપર આવી જનારો અને ઉગ્ર સ્વભાવનો ન હોવો જોઇએ; અને (૧૫) તેનાં લક્ષણો અત્યંત ઉત્તમ હોવાં જોઇએ.

હવે પરીક્ષાના એ પ્રકારનું હું કાંઈક વિસ્તારથી વિવેચન કરીશ અને વરપરીક્ષાના એ પ્રકારો શા હેતુ કિંવા ઉદ્દેશથી નિયત કરાયલા છે, તેનો પણ યથાસાધ્ય સ્ફોટ કરીશ.

વર નપુંસક ન હોવો જોઇએ, તે શામાટે ? પ્રત્યેક પ્રાણિકોટિમાં સ્ત્રીજાતિ અને પુરુષજાતિના સંયોગથી તે કોટિમાંના જીવોનો વિસ્તાર થતો રહે, એવો આ સૃષ્ટિનો એક સામાન્ય નિયમ છે; અને એ નિયમને અનુસરીને માનવજાતિમાં પણ જીવોની વૃદ્ધિ કરવામાટે પુરુષના શરીરમાં વાસ્તવિક પુરુષત્વની અતિશય આવશ્યકતા હોય છે. તેમાં પણ ઉચ્ચ આર્યજાતિઓમાંની કેટલીક જાતિઓમાં તો લગ્નબંધન તે મરણ પર્યન્તનું બંધન મનાતું હોવાથી અને પતિપત્નીની ભિન્નતાનો લગ્ન પછી લેશ માત્ર પણ સંભવ ન હોવાથી વિવાહિત સ્થિતિમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનાર પ્રત્યેક પુરુષના અંગમાં પુરુષત્વનો ગુણ હોવાની આવશ્યકતા અનિવાર્ય જ થઈ પડી છે. વધૂપક્ષના લોકોની બેપરવાઇના કારણથી અથવા તો બીજા કોઇ પણ કારણથી વરના અંગમાં એ ગુણનો અભાવ હોવા છતાં જો યોગ્ય વેળાયે તે વાર્ત્તા જાણવામાં ન આવે, અને યથાશાસ્ત્ર લગ્નવિધિની સમાપ્તિ થઇ ગયા પછી એ વાર્ત્તાનો પ્રકાશ થાય, તો એવા પ્રસંગે બિચારી નિર્દોષ વધૂનો અવતાર સદાને માટે બગડી જાય છે અને તેનું સ્ત્રીત્વ સર્વથા નિષ્ફળ થાય છે. એટલે કે, કાં તો તે વિવાહતા વધૂએ મરણ પર્યન્ત મનમાં ને મનમાં ઝૂર્યા કરવું અને કાં તો શાસ્ત્રનીતિ તથા સમાજનીતિને તિલાંજલિ આપીને સ્વૈરાચરણમાં પ્રવૃત્ત થવું, એ બે માર્ગો વિના ત્રીજો કોઇ માર્ગ તેનામાટે રહેતો જ નથી. કેટલીકવાર આવી આપત્તિના પ્રસંગે કેટલીક પુનર્લગ્ન કરનારી જાતિઓમાં વધૂને અન્ય પતિ કરવાની આજ્ઞા અપાયાનાં કેટલાંક ઉદાહરણો બનેલાં છે ખરાં; પરંતુ એવી જાતિઓમાં એક પતિના જીવતાં બીજો નવીન પતિ કરવાનો આ આચાર કાંઇ સારો અને સંભાવિત આચાર તરીકે તો નથી જ મનાતો; અને જે જાતિના લોકો પોતાની જાતિને અત્યંત ઉચ્ચ જાતિ તરીકે માને છે, તે જાતિમાં તો એક

વાર થઇ ગયેલા લગ્નસંબંધને આમરણ પાળવાની રૂઢિ પડી ગયેલી હોવાથી એવી જાતિમાંની સ્ત્રીઓને આવા પ્રકારની આપત્તિ અત્યન્ત અસહ્ય થઇ પડે છે. પરાશરસ્મૃતિ ઇત્યાદિ શાસ્ત્રગ્રંથોમાં આવા આપત્પ્રસંગમાં સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાની સ્વતંત્રતા આપવામાં આવી છે ખરી, પરંતુ પોતાની પુત્રીને ભવિષ્યમાં એ નિકૃષ્ટ પુનર્લગ્ન કરવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય અને પુત્રીના એક ભવમાંથી બે ભવ ન થાય, એટલામાટે વરના આ ગુણની પરીક્ષા તો અવશ્ય કરવી જ જોઇએ; કારણ કે, કેટલીક એવી પણ ધર્મનિષ્ઠ આર્ય અબળાઓ હોય છે કે, જે પતિ ક્લીબ હોવા છતાં પણ પુનર્લગ્નના નામ માત્રથી જ કંપી ઉઠે છે અને તેથી તેમને એ ભયંકર આપત્તિ મરણ પર્યન્ત સહન કરવી પડે છે! મારા કથનનું તાત્પર્ય એ જ છે કે, આ સર્વ કારણોનો વિચાર કરીને વિવાહઘટનાની વેળાએ વરની યોજના કરતાં પુરુષના પુરુષત્વની પરીક્ષાનું કાર્ય ગમે તેવું અને ગમે તેટલું કોમળ તેમ જ ઘૃણાકારક ભાસતું હોય, તો પણ કન્યાને ભવિષ્યમાં જે દુષ્પરિણામ ભોગવવાનો ભય હોય છે, તે ભયને ટાળવામાટે એ પરીક્ષા કરવાનું કાર્ય તે આપણું સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે, એમ પ્રત્યેક વરયોજકે માનવું જોઇએ. વરના પુરુષત્વની પરીક્ષાના પ્રકારો મિતાક્ષરા આદિ સ્મૃતિગ્રંથોમાં, વરાહમિહિરકૃત 'બૃહત્સંહિતા'માં અને ચરક, શુશ્રુત તથા વાગ્ભટાદિ વૈદ્યક ગ્રંથોમાં આપવામાં આવ્યા છે, તે જોવાની સર્વને મારી ખાસ ભલામણ છે અને એના કરતાં વધારે સરળ માર્ગ તો એજ છે કે, કોઇ સારા વૈદ્ય અથવા ઉત્તમ ડૉક્ટર પાસે લઇ જઇને જ વરના એ ગુણની પરીક્ષા કરાવી લેવી. અહીં વૈદ્ય અથવા ડૉક્ટરનો સંબંધ આવેલો હોવાથી વરપરીક્ષાનો જે છઠ્ઠો પ્રકાર તેની પ્રકૃતિની નીરોગિતાનો કહેલો છે, તેનો પણ હું અહીં જ ઉલ્લેખ કરીશ; કારણ કે, વૈદ્ય કિંવા ડૉક્ટર વરના પુરુષત્વ સાથે તેના આરોગ્યની પણ પરીક્ષા કરી શકે તેમ છે. એવો એક નિયમ છે કે, જેવી રીતે વધૂ તથા વરનો વય, રૂપ અને શરીરની ઉંચાઈ આદિ બાબતોમાં એક પ્રકારનો પરસ્પર મેળ હોવાની આવશ્યક્તા છે, તેવા જ પ્રકારનો મેળ તે બન્નેની પ્રકૃતિમાં પણ હોવો જોઇએ; જો આવો મેળ ન હોય, તો તેમની એકમેકની શરીરપ્રકૃતિનું પરિણામ એકમેકપર થયા વિના કદાપિ રહેતું નથી. સ્ત્રી બળવતી તથા સશક્ત હોય અને પુરુષ નિર્બળ તથા અશક્ત હોય; તો તેથી જેવી રીતે

પુરુષની ક્ષીણુતાનો સંભવ રહ્યા કરે છે, તેજ પ્રમાણે જો પુરુષ અત્યન્ત બલિષ્ટ અને સુદઢ બાંધાનો હોય અને સ્ત્રીની પ્રકૃતિ અતિશય કોમળ તથા મૃદુ હોય, તો તેના પરિણામે સ્ત્રીના શરીરની પણ તેટલી જ હાનિ થાય છે અને એનાં, ભાવિ સંતતિની ક્ષીણતા, વંધ્યત્વ કિંવા ગર્ભમોચનના પ્રસંગે અકાળ મૃત્યુ, આદિ મહા દુઃખકર પરિણામો સ્ત્રીને ભોગવવાં પડે છે. આ કારણથી આવા પ્રસંગે વૈદ્યકશાસ્ત્રવિષારદ અને અનુભવી વૈદ્યની સલાહ લેવાની અત્યંત આવશ્યક્તા છે. કેટલીકવાર એમ પણ બને છે કે, અમુક મનુષ્ય બહારથી જોનારને સુદઢ અને નીરોગી દેખાય છે, પરંતુ તેના શરીરના આંતરિક ભાગમાં હૃદયની અશક્તતા જેવો કોઈ ભયાનક રોગ ગૃહ કરીને બેઠેલો હોય છે, અને એ સ્થિતિ કોઇના જોવા કે જાણવામાં આવી શકતી નથી. આવા રોગો ક્યારે પ્રકટી નીકળશે. અને ક્યારે પોતાનું વિઘાતક પરિણામ નિપજાવશે, એનો કશો પણ નિશ્ચય હોતો નથી અને એનું પરિણામ એ થાય છે કે, કેટલીકવાર નવી પરણેલી વધને ચોરીમાં જ ચૂડાકર્મ કરવાનો અને વિધવા થવાનો ભયાનક પ્રસંગ અનુભવવો પડે છે. વરરાજાના ચૅારીમાં જ સ્વર્ગવાસી થવાના બનાવો અનેકવાર બન્યા છે તથા બન્યા કરે છે અને એવા પ્રસંગે વ્હેમી લોકો વરરાજાને કોઇના મંત્રબળથી કિંવા એવાજ કોઇ કારણથી મરી ગયેલો માને છે; માત્ર એટલું જ નહિ પણ કેટલીકવાર તો એને કન્યાના દુર્ભાગ્યનું પરિણામ જ કહે છે અને કન્યાને ધિક્કારની દૃષ્ટિથી નિહાળે છે; પરંતુ મારો દઢ વિશ્વાસ છે કે, આવા અકસ્માત્ અને અચાનક મરણની ઘટના તે વરરાજાના શરીરમાનાં હૃદ્રોગ—હાર્ટ ડિઝીજ—ના યોગે જ થાય છે અને એથી કન્યાને જે દુઃખ ભોગવવું પડે છે, તેના ઉત્તરદાતા વરની વૈદ્યક પરીક્ષા ન કરાવનારા વધૂપક્ષના લોકો જ છે. આવા પીડક પરિણામને ભોગવવાની ભીતિ ન રહે એટલામાટે તેમજ જો વરના શરીરમાં કુષ્ઠ (કોઢ), અપસ્માર (વાઇ) અને ઉપદંશ આદિ સ્પર્શસંચારી તથા અસાધ્ય રોગોનાં બીજ રહેલાં હોય, તો તે પણ પ્રથમથી જ જાણવામાં આવી જાય એટલામાટે વરની વૈદ્યક પરીક્ષાનો વિધિ વ્યવહારની દૃષ્ટિથી અતિશય આવશ્યક તથા ઉપયોગી છે અને તેનું કારણ એ છે કે, એના યોગે અન્ય સર્વ રીતે ઇષ્ટ દેખાતા અનિષ્ટ લગ્નસંબંધનો યોગ્ય વેળાએ જ આપણી ઇચ્છાનુસાર અટકાવ તથા નિષેધ કરી શકાય છે અને કન્યાના શિરપરની ભાવિ સંકટપરંપરાનો આટલેથી જ અંત આવી જાય છે.

તેમાં પણ જે જાતિઓમાં બાળલગ્નની રૂઢિ ગૂઢ કરીને બેઠેલી છે, તે જાતિઓમાં તો આવા પ્રકારની વરની વૈદ્યક પદ્ધતિથી પરીક્ષા કરાવવાની બહુજ અગત્ય છે; કારણ કે વયમાં આવેલા પુરુષના શરીરમાંની એવી ન્યૂનતાઓ કેટલીકવાર દેખાઇ પણ આવે છે, પરંતુ બાળકોમાં એ ન્યૂનતાઓ જો હોય, તોપણ તે દૃષ્ટિગોચર થાય તેવી હોતી નથી અને તેથી બાળકોની એ ન્યૂનતાઓ તો વૈદ્યક પરીક્ષાથીજ જાણી શકાય છે. આ વિષયમાં માણસની જિન્દગીના વીમા ઉતારનારી કંપનીઓ (The Life Assurance Companies) નું અનુકરણ કરવાની હું આર્યજાતિના સર્વ લોકોને પ્રાર્થના કરૂંછું. જ્યારે એવી કોઇપણ વીમા કંપનીમાં કોઇ માણસ પોતાની જિન્દગીનો વીમો ઉતરાવવાને જાય છે, ત્યારે તે માણસ ભલે પાંચસોનો વીમો ઉતરાવવાનો હોય કે પચાસહજારથી લાખનો વીમો ઉતરાવવાનો હોય, તો પણ તેની અત્યંત સૂક્ષ્મ વૈદ્યક પરીક્ષા કરવામાં આવે છે અને જો તે પૂર્ણ નીરોગી હોય તેમજ તેનામાં આનુવંશિક રોગનો પણ સર્વથા અભાવ હોય; માત્ર એટલુંજ નહિ, પણ વયમાં અમુક વર્ષની સીમા કરતાં વધારે ન હોય, તો જ તેનો વીમો ઉતારવામાં આવે છે; નહિ તો તેને વીમો ઉતારવાને લાયક ન ગણીને ચોખ્ખી ના પાડી દેવામાં આવે છે. અર્થાત્ પાંચસો, હજાર કે પાંચ દશ હજારના જોખમમાટે પણ જ્યારે વીમા કંપનીઓ આટલી બધી ચોકસી અને સાવચેતી રાખે છે, ત્યારે પોતાની પ્રાણપ્રિયા અને અતિયત્ન તથા અતિસ્નેહથી પાળેલી કન્યાના સૌભાગ્ય તથા ભાવિસુખનો જે વરપર આધાર રહેલો હોય છે તે વરની અત્યંત સૂક્ષ્મ શારીરિક પરીક્ષા કોઇ ઉતમ વૈદ્ય કિંવા ડૉકટરદ્વારા કરાવવી, એ કન્યાનાં માતપિતા કે પછી લાગતાં વળગતાં સગાં સબંધીઓનું સર્વથી પ્રમુખ અને પ્રધાન કર્ત્તવ્ય નથી કે શું ? મારા પતિને આનુવંશિક હૃદ્રોગ હતો એટલેકે હાર્ટફેલ થવાથીજ તેમનો સ્વર્ગવાસ થયો હતો એ વાર્ત્તા તેમનો સ્વર્ગવાસ થઇ જવા પછી અમારા જાણવામાં આવી હતી; પણ પછી ઉપાય શો ? અર્થાત્ વરની શારીરિક પરીક્ષા ન કરવાનું મને પોતાને મહાદુઃખદ પરિણામ ભોગવવું પડયું હતું અને તેથીજ આ વિષયનો અહીં મેં આટલો વિસ્તાર કરેલો છે. હું પરમેશ્વરને એટલીજ પ્રાર્થના કરૂંછું કે, મારી કોઇ પણ આર્યભગિનીને તે આવો દુઃખદ પ્રસંગ ન દેખાડે !

કુલપરીક્ષા, સ્વભાવપરીક્ષા, રૂપ તથા અવ્યંગતા, વ્યાવહારિક તથા કૌટુંબિક વર્ત્તન, વરની બુદ્ધિમતા તથા વિદ્વત્તા, ધર્મશીલતા તથા ધર્મમતો, સાંસારિકતા તથા નિવૃત્તિમાર્ગનિષિદ્ધતા, તેનો દૂર-દેશનિવાસ અને તેની ઉચ્છૃંખલતા આદિની પરીક્ષાનો આધાર પ્રત્યેક જાતિની સામાજિક માન્યતાઓપર રહેલો હોવાથી તેમજ એ પરીક્ષાના પ્રકારો વિશેષ કઠિન ન હોવાથી એ પ્રકારોનું દીર્ઘ વિવેચન ન કરતાં હું માત્ર એટલુંજ જણાવું છું કે, પોતપોતાની જાતિની સામાજિક માન્યતાઓ અનુસાર વરની એ સર્વ વિષયોમાં પણ પરીક્ષા કરી લેવી, એ પણ એક ઇષ્ટ અને ઉતમ માર્ગ છે. હવે વરનું વય કેટલું હોવું જોઇએ એ એક વિચારણીય પ્રશ્ન હોવાથી એ પ્રશ્નનો હું કાંઇક વિસ્તારપૂર્વક વિચાર કરીશ.

કન્યાનો જન્મ થાય છે ત્યારથી બે વર્ષ પર્યન્ત તેનો પતિ સોમ મનાય છે અને ત્યાર પછીના બે વર્ષ પર્યન્ત તેના પતિત્વનો અધિકાર ગંધર્વના હસ્તમાં જાય છે અને ત્યાર પછીના બે વર્ષ પર્યન્ત અગ્નિ તે કન્યાનો પતિ હોય છે. એવી રીતે જન્મકાળથી છ વર્ષ પર્યન્તના કાળમાં કન્યાના ત્રણ પતિ થાય છે અને ત્યાર પછી તેને ચોથો પતિ તે મનુષ્યજાતિનો પતિ પ્રાપ્ત થાય છે, એવું એક સામાન્ય વર્ણન બહુધા સર્વ સ્મૃતિગ્રંથોમાં કરાયલું જોવામાં આવે છે, અને તે વર્ણનના આધારે સ્ત્રીનું વય મનુષ્યજાતિના પતિ સાથે તેનો લગ્નસબંધ થતી વેળાએ છ વર્ષનું માની શકાય તેમ છે, એવો અર્થ નિબંધગ્રંથોમાં સર્વત્ર સ્વીકારાયલો છે. તો પણ લગ્નના સમયમાં સ્ત્રીજાતિ આટલાજ વયની હોવી જોઇએ, એમ કહેનારા સ્મૃતિકારોની સંખ્યા બહુ અલ્પ હોઇને બહુધા સ્ત્રીનો વિવાહકાળ એથી કેટલાંક વર્ષ આગળ ધકેલાયો છે. સ્ત્રીને આઠ વર્ષ પૂરાં થતાં 'ગૌરી' સંજ્ઞાની પ્રાપ્તિ થાય છે, નવ વર્ષની કન્યા 'રોહિણી' કહેવાય છે, દશ વર્ષના અંતે 'કન્યા' નામથી તે મંડિત થાય છે અને ત્યાર પછી તે 'રજસ્વલા' સંજ્ઞાથી ઓળખાય છે, એમ દર્શાવીને 'રજસ્વલા' સંજ્ઞાની પ્રાપ્તિથી તે રજોદર્શન થતાં સૂધીના કાળની વચ્ચેના કોઇ પણ સમયમાં કન્યાએ વિવાહિત સ્થિતિમાં પ્રવેશ કરવો, એવો સામાન્યતઃ સર્વ ગ્રંથોનો આશય હોય એમ જણાય છે. રજો-દર્શનને પાત્ર થયેલી સ્ત્રીની "નગ્નિકા" એવી એક બીજી પણ ભિન્ન

સંજ્ઞા હોઇને પુરુષે એવી એ " **નગ્નિકા** " સંજ્ઞાને પાત્ર થયેલી સ્ત્રી સાથે લગ્નસંબંધ કરવો, એવું પણ સ્મૃતિકારોનું કથન છે. સાક્ષાત્ ઋતુકાળ સ્ત્રીની પ્રકૃતિના પરિમાણપર અવલંબેલો હોય છે, એ તો સ્પષ્ટ જ છે; તથાપિ સાધારણ પ્રમાણ પ્રમાણે જોતાં સ્ત્રીના બારમા વર્ષની સમાપ્તિ પછીના કાળને ઋતુકાળ માનવામાં વિશેષ પ્રત્યવાય જેવું નથી. વૈદ્યક શાસ્ત્રનો પણ બહુધા એ જ સિદ્ધાન્ત છે અને જો એ સિદ્ધાન્તને માન્ય રાખવામાં આવે, તો નિમ્નલિખિત મનુવચનના આધારે સ્મૃતિકારના અભિપ્રાય અનુસાર સ્ત્રીવિવાહનો એજ યોગ્ય કાળ છે, એમ સ્વીકારવું પડે છેઃ—

**" प्रयच्छेन्नग्निकां कन्या मृतुकालभयान्वितः ।**
**ऋतुमत्यां हि तिष्ठंत्यामेनो दातारमृच्छति " ॥**

આ વચનમાં ઋતુપ્રાપ્તિ પૂર્વે કન્યાનું દાન થવું જોઇએ અને જો તે ન થાય, તો તેનું દાન કરનારા પિતા આદિને મહાપાતક લાગે છે, એવો આશય દર્શાવેલો છે. પરંતુ આ વચન " **મનુસ્મૃતિ** "ની હસ્તલિખિત પોથીઓમાં જ મળી આવે છે અને એ સ્મૃતિની જે સાત ટીકાઓ ઉપલબ્ધ છે, તે ટીકાકારોમાંના એક પણ ટીકાકારે આ શ્લોકની ટીકા કરેલી જોવામાં આવતી નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી કદાચિત્ એ શ્લોકને પ્રક્ષિપ્ત એટલે કે પાછળથી **મનુસ્મૃતિ**માં ઘુસાડી દીધેલા શ્લોક તરીકે પણ માનવો પડે; એટલામાટે આ વચનને હાલ તરત કોરાણે મૂકીને જો " **મનુસ્મૃતિ** " ના ૯ મા અધ્યાયના ૯૪ મા શ્લોકને સ્ત્રી તથા પુરુષના વૈવાહિક વયના અંતરને બતાવવામાટે પ્રમાણભૂત માનવામાં આવે, તો તેમાં કાંઇ પણ વાંધા જેવું નથી. તે શ્લોક આ પ્રમાણે છેઃ—

**" त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः " ॥**

આ વચનમાં ત્રીસ વર્ષના પુરુષે બાર વર્ષના વયની અને ચોવીસ વર્ષના પુરુષે આઠ વર્ષના વયની કન્યા સાથે લગ્નસંબંધ કરવો, એવા વયના બે પ્રકારો વર્ણવેલા છે. પ્રથમ પ્રકારમાં સ્ત્રી અને પુરુષના વયનું અંતર ૧૮ વર્ષનું છે અને દ્વિતીય પ્રકારમાં તે અંતર ૧૬ વર્ષનું છે. તથાપિ લૌકિક વ્યવહાર અને વૈદ્યક શાસ્ત્ર એ ઉભયની દૃષ્ટિથી જોતાં એકંદરે આ અંતરો બહુ જ મોટાં છે, એમ

કોઇને પણ જણાયા વિના રહે તેમ નથી. આટલાં લાંબાં અંતરોનો સ્મૃતિશાસ્ત્રકારોના મનમાં કેમ કાંઈ પણ વિચાર નહિ આવ્યો હોય, એ વિશે કેટલાકોના મનમાં આશ્ચર્ય થવાનો સંભવ છે ખરો; પરંતુ ખરી રીતે એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ છેજ નહિ; કારણ કે, ઉપર જણાવેલી વયઃસીમા બાલવિવાહપદ્ધતિને અનુસરીને લખાયલી છે, અને તે સ્ત્રીજાતિના ઉપનયન સંસ્કારના અધિકારના અંતને જ દર્શાવનારી છે; એટલે કે, આ વયઃસીમા બંધાયા પછી કેવળ પુરુષોમાટે જ ઉપનયનનો તથા ગુરુગૃહમાં રહી બ્રહ્મચર્યમાં જ કાળને વીતાડવાનો અધિકાર અવિચલ રખાયલો છે, એમ પુરુષોના વયના આંકડાને જોતાં નિર્વિવાદ જણાઇ આવે છે. વિવાહકાળમાં સ્ત્રી તથા પુરુષનાં વય આટલાંજ હોવાં જોઇએ, અથવા તો તે વયોની વચ્ચેના અંતરનું પ્રમાણ એટલું જ માનવું જોઇએ, એવો સ્મૃતિકારોનો ઉદ્દેશ નથી; અને પ્રત્યક્ષ વ્યવહારમાં પણ કેવળ આંકડાને જ કાયમ રાખવાનો હઠ પકડવામાં આવે, તો તે ચાલી શકે તેમ નથી. ઉપર્યુક્ત વયમાં વરની જેમ બે અવસ્થાઓ છે તેમજ વધૂની પણ બે અવસ્થાઓ લખેલી છે, અને તે લખવામાં સ્મૃતિકારોના કાંઈક વિશેષ હેતુઓ ગર્ભિત છે. જે વરને બ્રહ્મચર્યનો લાભ અધિક કાળ પર્યન્ત મળેલો હોય, તેણે તો વધૂ સ્વાભાવિક જ પૂરા વયની એટલે કે રજોદર્શનને પાત્ર થયેલી હોય તેવીજ જોવી જોઇએ; પરંતુ ગૃહપ્રપંચપ્રતિ મનનું આકર્ષણ થવાથી અથવા તો ગૃહમાંના અગ્નિહોત્રને ચલાવનાર કોઇ ન હોય તો '**धर्मे सीदति**' ગૃહસ્થધર્મના આચરણમાં અડચણ થવાનો સંભવ હોય છે, એવો કોઇ પણ વિચાર મનમાં આવવાથી જેને બ્રહ્મચર્યસ્થિતિમાંથી સત્વર જ નીકળી જવાની વેળા આવે, તેણે આઠ વર્ષના વયની કન્યા સાથે પણ લગ્નસંબંધ કરવો અને તેને ગૃહમાં લાવવી; એવા બે ભિન્ન ભિન્ન પ્રસંગોનાં ચિત્રોને આ વચનમાં આલેખેલાં છે, એમાં તો લેશમાત્ર પણ સંશય નથી જ. પરંતુ કાલાંતરે ગૃહસંસારમાં મનને પરોવવાના પ્રસંગો જનસમાજમાં અધિકાધિક આવવા માંડયા તેથી ગુરુગૃહવાસની કલ્પનાનો લોપ થતો ચાલ્યો, અને તેના યોગે પુરુષવર્ગના વિવાહ પણ ઓછી અવસ્થામાંજ થવા લાગ્યા એટલે સ્ત્રી તથા પુરુષના વૈવાહિક વયમાંના અંતરમાં પણ સ્વાભાવિક ન્યૂનતા થતી ગઇ. આ પ્રકાર અર્થાત્ પુરુષના પ્રથમ વિવાહ પૂરતો જ લાગૂ પડી શકે છે; કારણ કે, **આર્યજનસમાજની** રૂઢિ

પ્રમાણે પુરુષને અમુક કારણવશાત્ ગમે તેટલીવાર પરણવાની સ્વતંત્રતા મળેલી હોવાથી સ્ત્રી અને પુરુષના એ વયમાંનું અંતર પ્રસંગ વિશેષે ઓછું અથવા વધારે થઇ શકે તેમ છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. હવે જો આપણે વૈદ્યક શાસ્ત્રના તથા એકંદર ભૌતિક શાસ્ત્રના નિયમોને અનુસરીને જ વિચાર કરીએ તો પુરુષના તારુણ્યના વિકાસની સમાપ્તિ થતાં જે વેળાએ તેની શક્તિમાં ક્ષીણતાનો આવિર્ભાવ થવા માંડે છે અને સ્ત્રીના તારુણ્યની પણ સમાપ્તિ થઇને રજોદર્શનનું અદર્શન થવા માંડે છે, એ ઉભય ઘટનાઓના મેળાપનો સમય કયો છે, એનો વિચાર કરીને તે ધોરણથી જ સ્ત્રી તથા પુરુષના વયનો નિર્ણય કરવો, એજ વયના નિર્ણયનો એક સત્ય અને સરળ માર્ગ મને દેખાય છે. આપણા પૂર્વજોને પણ આ માર્ગના જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હતી, એ નિઃસંશય છે; અને તેથી જ સ્ત્રીપુરુષનો લગ્નસંબંધ કરવામાં આવે, તો તેમાં વરની અવસ્થા કન્યાની અવસ્થા કરતાં ઓછામાં ઓછી પણ પાંચ વર્ષ જેટલી વધારે હોવી જોઇએ, એવી માન્યતા સાધારણ બુદ્ધિના લોકોમાં પણ અદ્યાપિ પ્રચલિત છે! અર્થાત્ વર્ત્તમાન કાળમાં બાલાવૃદ્ધવિવાહ કિંવા અશક્ત અને અલ્પવયસ્ક પુરુષ સાથે સશક્ત તથા યોગ્યવયસ્ક કન્યાના લગ્નસંબંધ જેવા અત્યાચારો કરવામાં આવે છે, તે કાર્ય સર્વ પ્રકારે નિંદ્ય અને તિરસ્કારને પાત્ર છે, એ કોઇ પણ સમજી શકે તેમ હોવાથી એ વિશેના સવિસ્તર વિવેચનની કશી પણ આવશ્યકતા નથી. આપણા જનસમાજમાં જે એકઃ—

"બોજ ઉપાડે બળદિયા, બાળક પામે રાજ;
બુઢ્ઢો પરણે બાળકી, એ સહુ પરને કાજ!"

આવા પ્રકારની કહેવત ચાલે છે, એનો જ જો ગંભીરતાથી વિચાર કરવામાં આવે, તો પણ બાલાવૃદ્ધવિવાહ જેવા પ્રકારો કેટલા બધા નિંદ્ય, ધર્મવિનાશક અને અનીતિવર્દ્ધક છે, એની સહજમાં જ કલ્પના કરી શકાય તેમ છે. આવા વિવાહોનાં અનિષ્ટ પરિણામો ક્યાં નિત્ય આપણા જોવામાં નથી આવતાં? છતાં આવા વિવાહો થયા જ કરે છે, એ આશ્ચર્યકારક અને શોકકારક ઘટના નથી કે શું?

મારા કથનનો સંક્ષેપમાં સારાંશ એટલો જ છે કે, જો માતાપિતાની પોતાની પ્રાણપ્રિયા પુત્રીના સંસારને સુખમય થયેલો જોવાની

આકાંક્ષા હોય અને જો તેઓ પોતાની કન્યાના કલ્યાણને જ ઇચ્છનારાં હોય, તો તેમણે કન્યામાટે વરની યોજના કરતી વેળાએ તે વર કન્યા કરતાં પાંચથી સાત વર્ષ મોટો છે કે નહિ, તે સર્વ પ્રકારના રોગોથી મુક્ત અને આરોગ્યમંડિત છે કે નહિ, તેનામાં યોગ્ય પુરુષત્વનો અભાવ તો નથી, વરનાં માતાપિતા ભલે સાધારણ સ્થિતિનાં હોય, પરન્તુ તેમનાં ચરિત્રો ઉત્તમ છે કે કેમ અને વર સર્વ પ્રકારે એટલે કે, રૂપ, ગુણ, વય અને સ્વભાવ આદિમાં કન્યાને અનુરૂપ તથા અનુકૂળ છે કે નહિ, એ સર્વ પ્રશ્નોનું સંતોષકારક નિરાકરણ કરી લીધા પછી જ તે વરસાથે પોતાની પુત્રીનો લગ્નસંબંધ કરાવવો. કેટલીકવાર રૂપ, આરોગ્ય તેમજ ધન આદિ અન્ય સર્વ સાધનો અનુકૂળ હોવા છતાં કેવળ રુચિ તથા સ્વભાવની ભિન્નતાથી પણ દંપતીનો સંસાર દુઃખમય થઈ પડે છે અને તેવા પ્રસંગે સ્ત્રીને એવા જ ઉદ્‌ગારો કાઢવા પડે છે કેઃ—

" રુપાળો નિરોગી અને અંગ ધોળો;
વળી પાટવી રાજનો ભૂપ ખોળ્યો;
નથી બુદ્ધિ કે જ્ઞાન ચોખ્ખો ગધેડો;
કહો ઊતરે કેમ સંસાર બેડો ?
મળે વૃદ્ધ સ્વામી ગણાયે કજોડું;
મળે છેક નાનો જ બીજું કજોડું;
સ્વભાવે જુદા એ નથી દુઃખ થોડું;
મળ્યો ગૂણમાં ભિન્ન મોટું કજોડું ! "

અર્થાત્ પતિ વિદ્વાન્ હોય અને પત્ની મૂર્ખશિરોમણી હોય; અથવા પત્ની બુદ્ધિમતી હોય અને પતિ બુદ્ધિના વિષયમાં ગર્દભરાજને પણ શર્માવે તેવા અલૌકિક મૂઢચૂડામણિ હોય; સ્ત્રી ધર્મશીલા અને નીતિ તથા આચારવિચારવાળી હોય અને પતિદેવ બાટલીમાં ભરાઇને વિલાયતથી આવતા રક્તગંગાજળનું પાન કરીને પવિત્ર થનારા અને હોટેલોના હેવાયા હોય; અથવા તો પતિદેવ પરમવૈષ્ણવ હોય અને પત્નીદેવી આઠ દિવસે એક જ વાર સ્નાન કરનારાં હોય; એજ પ્રમાણે પતિદેવ ધર્મનાં બંધનોને પોતાથી બની શકે તેટલા ઉચિત પ્રમાણમાં પાળનારા હોય અને પત્નીદેવી મરજાદ લઇને પતિદેવને એક અસ્પર્શ્ય જાતિના પુરુષને જેમ આપવામાં આવે છે તેમ ઉંચેથી જ રાંધેલું

અન્ન થાળીમાં નાખનારાં હોય; અથવા તો પત્ની આસ્તિક હોવા છતાં પરમાવૈષ્ણવી ન હોય અને પતિદેવ પત્નીના સ્પર્શથી દિવસમાં દશવાર અભડાઇ જતા હોય; અને તેથી પોતે જ ચૂલો ફૂંકોને પત્નીને પણ જમાડતા હોય; ઈત્યાદિ પ્રકારો સ્વભાવની પરસ્પર અસમાનતાને જ દર્શાવનારા છે અને જ્યાં પતિપત્નીના સ્વભાવની આવી અસમાનતા કિંવા ભિન્નતાનું સામ્રાજ્ય વ્યાપેલું હોય છે, ત્યાં અંતઃકરણના સત્ય, નિર્વ્યાજ અને આદર્શ પ્રેમનો ઉદ્‌ભવ થઇ શકતો જ નથી; અને જ્યાં પ્રેમનો જ અભાવ હોય ત્યાં એવાં દંપતીનો સંસાર કદાપિ સુખમય ન થાય અને તેઓ સંસારના સ્વર્ગીય સ્નેહાનન્દનો સાક્ષાત્કાર ન કરી શકે, એ સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ છે. આજકાલ અનેક ગૃહોમાં પતિપત્ની વચ્ચે ચાલતા નાનાવિધ વિરોધો, કલહો અને વિવાદો આપણા જોવામાં આવ્યા કરે છે, તે કેવળ ઉપર્યુક્ત સ્વભાવભિન્નતાનું જ પરિણામ છે અને તેટલામાટે લગ્નસંબંધની વેળાયે પ્રથમ વર તથા કન્યા એ ઉભયના પક્ષના લોકોએ અનુક્રમે વર તથા કન્યાના સ્વભાવની પરીક્ષા કરવાની અનિવાર્ય આવશ્યકતા છે.

અસ્તુઃ વિષયાન્તરના પ્રદેશમાં હું બહુ જ આગળ વધી ગઇ છું, એટલે હવે મારે મારી કર્મકથા, આત્મકથા અથવા મારી ભયંકર સંસારયાત્રાની કથાના અનુસંધાનના પ્રદેશપ્રતિ પાછાં વળવું જ જોઇએ; કારણ કે, કેટલાક વાંચકોને આવા વિષયોથી કંટાળો આવવાનો સંભવ હોય છે, એ વાર્ત્તાને મારે ભૂલી જવાની નથી. પરંતુ મારાં વાંચનાર બંધુ તથા ભગિનીઓ, હવે પછીની મારી જે કર્મકથા આવવાની છે, તે, મને આશા છે કે, જો તમને વરપરીક્ષાનાં આ બે પ્રકરણોથી કાંઇક કંટાળો આવ્યો હશે, તો તે કંટાળાને કાઢી નાખશે અને તમારા અંતઃકરણોને વિલક્ષણ સંસારમાંના વિલક્ષણ તથા અદ્‌ભુત રુચિવૈચિત્ર્યના પ્રદેશમાં ખેંચી જશે.

# પ્રકરણ ૪ થું

## વૈધવ્ય અને યૌવનવિકાસ

મારા પતિનો પરલોકવાસ થયો તે વેળાયે હું માત્ર એક દશ-વર્ષીયા બાલિકા હોવાથી મારા હૃદયમાં આશા તથા નિરાશા આદિ શુભ કિંવા અશુભ મનોવિકારોનો સર્વથા અભાવ હતો અને તેથી મારા પતિદેવના પરલોકવાસના દુઃખદ સમાચાર જે દિવસે આવ્યા તેને બીજે દિવસે જ મારો સમય થતાં હું કન્યાશાળામાં જવાને તૈયાર થઈ; પરન્તુ મારી માતાએ મને એમ કહીને જતી અટકાવી કે: "બેટા કલ્યાણી! તારા પતિના પરલોકવાસના યોગે તું ગઈ કાલથી વિધવા થયેલી હોવાથી એક વર્ષ પર્યન્ત તારે ખૂણો પાળવાનો છે, માટે આજથી કન્યાશાળામાં ભણવા જવાનું બંધ કરી દે. તારા ન જવાનું કારણ અમે તારી મહેતીજીને જણાવી દઇશું"

ખૂણો પાળવો અથવા ખૂણે બેસવું એટલે શું એની મને લેશ માત્ર પણ કલ્પના ન હોવાથી મેં સહજ સ્વભાવે જ મારી માતાને પૂછ્યું કે: "મા! ખૂણો પાળવો એટલે શું અને વિધવાએ ખૂણો શામાટે પાળવાનો હોય છે, એ જરા કૃપા કરી મને જણાવીશ?"

મારા આ પ્રશ્નના ઉત્તરમાં મારી માતાએ મને જણાવ્યું કે: "આપણામાં પરાપૂર્વથી એક એવી રૂઢિ ચાલતી આવી છે કે, જે દિવસે સ્ત્રીને વૈધવ્યની પ્રાપ્તિ થાય છે, તે દિવસથી જ વિધવા સ્ત્રીનો ઉત્તમ વસ્ત્રાલંકાર તથા ચાંલ્લો ચૂડો આદિ સોહાગણના વેષને ધારણ કરવાનો અધિકાર ચાલ્યો જાય છે અને જ્યાં સૂધી તેના મૃત પતિની વર્ષી વાળવામાં ન આવે, ત્યાં સૂધી ઘરના ખૂણામાં બેસીને પતિમરણના શોકને પાળવાનો ધર્મ તેને પ્રાપ્ત થાય છે. જો કોઇ અભાગી વિધવા થવા છતાં એ રૂઢિના નિયમનું પાલન ન કરે, તો તે સમાજમાં વગોવાય છે અને અત્યંત નિન્દાને પાત્ર થાય છે. જ્યારે પતિની વર્ષી વાળવામાં આવે છે, ત્યારે જ વિધવાથી ખૂણો તથા શોક મૂકી શકાય છે અને ઘરમાંથી બહાર નીકળી શકાય છે. તને અત્યારે જો અમે ખૂણે ન બેસાડીએ, તો અમારી બહુ જ અપ્રતિષ્ઠા થાય અને લોકો અમને ટૂંપી ખાય!"

"ત્યારે શું મારે પણ પેલી કેટલીક વૃદ્ધ વિધવાઓ પહેરે છે

તેમ આ સુન્દર વેષને ત્યાગીને કેવળ કાળાં વસ્ત્રોજ પહેરવાં પડશે ?" મેં કાંઇક ગ્લાનિ દર્શાવીને એ પ્રશ્ન પૂછયો.

"તારે અત્યારથી કાળાં વસ્ત્રો ધારવાં નહિ પડે; કારણ કે, આપણી જાતિમાં તેમજ કચ્છ, કાઠિયાવાડ તથા ગુજરાતની બીજી ઘણી ખરી ઉચ્ચ હિન્દુ જાતિઓમાં બીજી એક એવી રીતિ પણ છે કે, બાળવિધવાના સૌભાગ્યવેષને તત્કાળ ઉતારી લેવામાં આવતો નથી એટલે કે અમુક કાળ પર્યન્ત તેના સોહાગણ વેષને કાયમ રાખવામાં આવે છે અને ત્યારપછી તે વેષને સદાને માટે ઉતારી નાખવામાં આવે છે. જો તારા આ સોહાગણ વેષને ઉતરાવી નાખવાનો જ અમારો વિચાર હોત, તો તો ગઇ કાલે જ તારો ચૂડો ભંગાવીને અમે તારૂં મુંડન પણ કરાવી નાખ્યું હોત અને તને કાળો સાલ્લો પણ પહેરાવી દીધો હોત; પરંતુ એથી તારા હૃદયમાં આઘાત થવાનો સંભવ હોવાથી આ સર્વ ક્રિયા તારા મૃત પતિની વર્ષીને દિવસે જ કરવાનો અમે વિચાર રાખ્યો છે; ત્યાં સુધી તને આ સૌભાગ્યવતીના વેષમાં રહેવાનો પ્રસંગ મળી શકશે." મારી માતાએ બીજી રૂઢિની વ્યાખ્યા કરી સંભળાવી.

'દીકરી ને ગાય જ્યાં બાંધે ત્યાં બંધાય અને દોરે ત્યાં દોરાય' એવી આપણામાં એક કહેવત હોવાથી જ્યાં માતા પિતાની જ આવી ઇચ્છા હોય, ત્યાં એક અલ્પવયસ્કા તથા અજ્ઞાન બાલિકાથી તેમની ઇચ્છાનો અનાદર કેવી રીતે અને કેમ કરીને કરી શકાય ? અર્થાત્ કન્યાશાળામાં જવાની મારી અત્યન્ત પ્રબળ આકાંક્ષા હોવા છતાં પણ મારે તે દિવસથી કન્યાશાળાનો સર્વથા ત્યાગ કરીને ઘરના ખૂણામાં જ બેસી રહેવું પડયું અને તેથી મારા વિદ્યોપાર્જનના શુભ કાર્યમાં અચાનક અનિવાર્ય વિઘ્ન આવી પડયું.

એ દિવસથી જ રડવા કૂટવામાટે આવતાં બૈરાં સાથે બેસીને રડવાનો મને એટલો બધો ત્રાસ થવા માંડયો કે, પતિના શોકથી જે રડવું નહોતું આવતું તે એ ત્રાસના કારણથી આવવા લાગ્યું અને તેના પરિણામે આઠ પંદર દિવસમાં તો મારા પ્રફુલ્લ પદ્મ સમાન વિકસિત વદનમંડળમાં શુષ્કતા તથા નિસ્તેજસ્વિતાની છટા પ્રત્યક્ષ દેખાવા લાગી. છેવટે જ્યારે એ રડવા કૂટવાનો ધંધો કાંઇક મંદ પડી ગયો, ત્યારેજ મને કાંઇક શાંતિનો લાભ મળી શકયો.

ઘરમાંથી બહાર નીકળવાનું બંધ થયેલું હોવાથી હું મારો ઘણો ખરો સમય પુસ્તકોના વાંચનમાં જ વીતાડતી હતી અને કન્યાશાળામાં

મારી સાથે અભ્યાસ કરતી એ ત્રણ બેનપણીઓ હમેશ મારી પાસે આવતી હોવાથી કન્યાશાળામાંના મારા વર્ગમાં ચાલતા અભ્યાસ-ક્રમને તેમની પાસેથી જાણી લઇને હું ગૃહમાં મારા વર્ગના અભ્યાસ કર્યા કરતી હતી. આનંદમાં કે શોકમાં અથવા સંપત્તિમાં કે વિપત્તિમાં સમય તો વીતતો જ જાય છે એટલે મારા પતિના નિધનને અગે-યાર માસનો અવધિ થઇ ગયો, તેમની વર્ષી વાળવાનો દિવસ આવી લાગ્યો અને તે દિવસે જ મારા અખંડસૌભાગ્યવતીના વેષને ઉતરાવી નાખીને વૈધવ્યવેષ ધારણ કરાવવા સાથે મારાં સગાં સંબંધિજનોએ મારો ખૂણો મૂકાવ્યો અને તેથી હવે ગૃહમાંથી બહાર નીકળવાનો અધિકાર એકવાર પાછો મને પ્રાપ્ત થયો. ખરેખર એ એક વર્ષનો ખૂણો મને એક વર્ષના કારાગૃહવાસ અથવા કેદખાના જેવોજ ભાસ્યો હતો અને તેનું કારણ એ કે હું અલ્પવયસ્કા હોવાથી વૈધવ્ય અને તેના પરિણામની તે વેળાએ મને કશી પણ કલ્પના હતી જ નહિ.

વિદ્યામાં પ્રથમથી જ મારી અત્યન્ત અભિરુચિ હોવાથી ઉપર્યુ-ક્ત એક વર્ષના કારાગૃહવાસની સમાપ્તિ થતાંની સાથેજ હું પાછી કન્યાશાળામાં જવા લાગી; પરંતુ અત્યારે હું ત્યાં એક વિધવાના વે-ષમાં જતી હતી એટલે આગળની કલ્યાણી અને અત્યારની કલ્યાણીમાં ભેદ હતો અને તે તત્કાળ લોકોને જણાઇ આવતો હોવાથી સહૃદય જનો વારંવાર મારા પ્રતિ અનુકંપા દર્શાવ્યા કરતા હતા અને મને દયાની દૃષ્ટિથી નિહાળ્યા કરતા હતા. લગભગ એક માસમાંજ પરીક્ષા થવાની હતી; પરંતુ મારો આખા વર્ષનો અભ્યાસ તૈયાર હોવાથી પરીક્ષામાં કેમ થશે અને કેમ નહિ, એ વિશેની મારા મનમાં કશી પણ ચિન્તા હતી નહિ. અંતે પરીક્ષાનો સમય આવી લાગ્યો અને હું ગુજરાતી ચોથા ધોરણમાં પહેલે નંબરે પાસ થઇ. પહેલે નંબરે પાસ થવાથી લગભગ દશથી બાર રૂપિયાનાં સારાં પાંચ છ પુસ્તકો અને બે ઉત્તમ વસ્ત્રો મને ઇનામમાં મળ્યાં અને પ્રશંસા સાથે મને પાંચમા ધોરણમાં ચઢાવવામાં આવી.

પુરુષવર્ગમાં મારાં, બુદ્ધિ, નમ્રતા, સૌજન્ય તથા સૌન્દર્ય આ-દિની સર્વત્ર પ્રશંસા થતી હોવાથી જે સ્ત્રીઓની પુત્રીઓ મૂર્ખ, કર્કશા અને કુરૂપા હતી તેવી કેટલીક સ્ત્રીઓએ કોઇ પણ પ્રકારના કારણ વિના મારાં માતાપિતાની તથા મારી પોતાની નિન્દાના કાર્યનો ધામધૂમ સાથે આરંભ કરી દીધો અને તે નિન્દાના સમાચાર કેટલાંક

જીવતાં જાગતાં તથા બોલતાં ચાલતાં વૈરરૂપ સમાચારપત્રોદ્વારા અમારા જાણવામાં આવી ગયા. તેમણે આદરેલા એ નિન્દારૂપ વ્યવસાયનું સ્વરૂપ આવા પ્રકારનું હતું:—

કેટલીક સ્ત્રીઓ બપોર પછી એકત્ર થઇને એવા આશયનો વાદ ઉપસ્થિત કરતી હતી કે:—"આ અમરતલાલભાઈએ દીકરીને આટલી બધી વિદ્યા શામાટે ભણાવવા માંડી છે તે આપણાથી તો બાઇ! સમજી શકાતું નથી. દીકરીની જાતને આટલા બધા ભણતરનું શું કામ હોય વારુ! દીકરી વધીને તાડના ત્રીજા ભાગ જેવડી થઇ ગઇ છે, તોય હજી નિશાળનો પીછો છોડતી નથી. કોણ જાણે તેની મા મોંઘીબાઈ પણ કેમ ચુપ થઇને બેસી રહ્યાં છે અને ધણીને કહીને દીકરીને નિશાળમાં જતી કેમ નથી અટકાવતાં, એ પણ કાંઇ કળી શકાતું નથી. શું દીકરીને વકીલ કે બાલેસ્ટર બનાવીને માજીસ્ટર કે મામલતદારની કોરટમાં કજીઓ લડવામાટે મોકલવાનો તેમનો વિચાર છે! બાઇ! આ ભણતરે તો હવે દીકરીઓનો અવતારજ બગાડવા માંડ્યો છે ને શું!"

બીજી કેટલીટ સ્ત્રીઓ વળી એવા પ્રકારના અભિપ્રાયો દર્શાવતી હતી કે: "બાર વર્ષની દીકરી તે હવે કાંઈ નાની કહેવાય? જો કલ્યાણીનો ધણી જીવતો હોત અને એ સાસરે જતી આવતી હોત, તો આજે તો એની અઘરણી પણ થઈ ગઇ હોત! જોયું ને પેલી રામબાઇની દીકરી ચંપીને અગિયારમે વર્ષે અઘરણી નહોતી આવી? આવડી મોટી દીકરીને બહાર હરવા ફરવાની અને ભણવા ગણવાની આટલી બધી છૂટ આપવાથી કેટલીક વાર કેવાં માઠાં પરિણામ આવે છે અને ભણેલી ગણેલી છોકરીઓ કેટલીક વાર કેવા અવળા માર્ગે ચઢી જાય છે, એનો કલ્યાણીનાં માતાપિતાના મનમાં કેમ કાંઇ વિચાર આવતો નથી, એની જ રહી રહીને અજાયબી થયા કરે છે!"

સ્ત્રીઓનો ત્રીજો વર્ગ વળી એવા વિચારોને વ્યક્ત કરતો હતો કે: "ઘણું ભણતર ભણવાથી છોકરીઓ એટલી બધી ફાટી જાય છે કે ઘણીક વાર ધણીને ગણકારતી નથી, પોતાનાં દૂધપીતાં બાળકોને ધવડાવતી નથી અને રાંધવાસીંધવાના કામનો તેમને કંટાળો હોવાથી ધણીને ઘણીક વાર આડે દિવસે પણ અગિયારસના નકોરડા અપવાસ કરવા પડે છે અને ધણીના સંસારસુખની ધૂળધાણી થઈ જાય છે! પીટયું આવું ભણતર તે શું કામનું વારૂ!"

તે વેળાયે તો હું નાની હોવાથી બૈરાંની આવી કૂથળીમાં મને કાંઇ પણ તથ્ય જેવું જણાયું નહોતું; પરતુ અત્યારે તેમના કથનમાં પણ અવશ્ય એક પ્રકારનું તથ્ય રહેલું છે, એમ વિચારાન્તે મને જણાય છે. માત્ર આવા વર્ગનાં સ્ત્રી તથા પુરુષો સ્ત્રીશિક્ષણનો અત્યંત તિરસ્કાર કરે છે, એટલોજ તેમનો પ્રમાદ છે; તેજ પ્રમાણે આજ કાલના કેટલાક સુશિક્ષિત લોકો સ્ત્રીશિક્ષણનો અત્યંત પક્ષપાત કરીને સ્ત્રીઓને સર્વ પ્રકારે પુરુષ સમાન અધિકારોની અધિકારિણી માનીને પુરુષોચિત શિક્ષણ આપવાના પક્ષનું બળપૂર્વક સમર્થન કરે છે, એ સુશિક્ષિત જનોનો પણ કાંઇ જેવો તેવો ભયંકર પ્રમાદ નથી થતો, એ પણ આપણે અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે. 'अति सर्वत्र वर्जयेत्' એ નિયમ સર્વ કાળમાં, સર્વ દેશમાં અને સર્વ વિષયોમાં એક સરખી રીતેજ લાગૂ પડનારો છે, એનું કદાપિ કોઇએ વિસ્મરણ કરવાનું નથી. સ્ત્રીઓને સર્વથા અશિક્ષિત અવસ્થામાં તેમજ અજ્ઞાનાન્ધકારમાં અટવાતી રાખવામાં જેટલી હાનિ સમાયલી છે; તેટલીજ કિંબહુના તેથી પણ કિંચિત્ અધિક ભયંકરતા સ્ત્રીઓને અત્યંત કિંવા પુરુષોચિત શિક્ષણ આપવામાં સમાયલી છે, એનાં ઉદાહરણરૂપ વર્ત્તમાન કાળમાં યૂરોપની મતાભિલાષિણી (Suffragetts) સ્ત્રીઓ તથા મુંબઇની વિલાસિની પારસી અબળાઓ આપણાં નેત્રો સમક્ષ હોવાથી એ વિશેના અધિક વિવેચનની જો કે આવશ્યકતા તો નથીજ; છતાં પણ સ્ત્રીઓને અયોગ્ય શિક્ષણ આપવાથી કેવાં ભયંકર પરિણામો નિષ્પન્ન થાયે છે, એનો મને પોતાને જે મારી એક પરિચિતા સુશિક્ષિતા સ્ત્રીનાં નિંદ્ય આચરણોથી અનુભવ થયેલો છે, તે હું યોગ્ય પ્રસંગે વર્ણવીશ. અત્યારે તો એટલુંજ કહેવું પૂર્ણ છે કે, આર્ય અબળાઓને ગૃહકાર્યના શિક્ષણ ઉપરાંત એટલું શિક્ષણ તો અવશ્ય આપવુંજ જોઇએ કે જેના યોગે તે પોતાનાં ધર્મ, નીતિ, પતિસેવા તથા સંતાનપાલન આદિ કર્ત્તવ્યોને તેમના યથાર્થ સ્વરૂપમાં જાણીને પોતામાટે તથા પોતાના પતિમાટે આ સંસારને સ્વર્ગનું સ્વરૂપ આપી શકે તેમજ તે યોગ્ય શિક્ષણના પરિણામે પોતાના પતિદેવને તેનાં કેટલાંક અન્ય કાર્યોમાં સહાયતા તથા સંકટના સમયમાં આશ્વાસન આપવાની યોગ્યતાનો તેમનામાં આવિર્ભાવ થઇ શકે. આજકાલ બહુધા અને સ્ત્રીઓ ભણીગણીને વિનયશીલ થવાને બદલે ઉચ્છૃંખલ તથા સ્વચ્છંદ થઇ જાય છે અને તેથીજ સ્ત્રીશિક્ષણની કેટલીક વાર આવી નિન્દા થતી સંભળાય છે.

મેં જ્યારે પાંચમા ધોરણની પરીક્ષામાં પાસ થઇને છઠ્ઠા ધોરણમાં પ્રવેશ કર્યો, તે વેળાયે હું મારા વયના બારમા વર્ષમાંથી નીકળીને તેરમા વર્ષમાં પેઠી હતી અને તેજ વર્ષમાં લગભગ સાત આઠ મહિના વીત્યા પછી હું સ્ત્રીધર્મમાં આવવાથી મારાં માતાપિતાએ મને ભણવા જતી અટકાવવાનો સબળ પ્રયત્ન કર્યો; પરંતુ સાતમા ધોરણ સુધી ભણવાની મારી તીવ્ર ઇચ્છા હોવાથી અને હું મારાં માતાપિતાની પુત્રતુલ્ય એકની એક જ પુત્રી હોવાથી લોકાપવાદને સહન કરીને પણ મારાં માતાપિતાએ મને સાતમા ધોરણના અભ્યાસની સંપૂર્ણતા થાય ત્યાંસૂધી ભણવાની અનુમતિ આપી અને તેથી મારો વિદ્યાભ્યાસ નિર્વિઘ્ન આગળ ચાલતો રહ્યો. પરંતુ હું સ્ત્રીધર્મમાં આવી ગયેલી હોવાથી સાતમા ધોરણની પરીક્ષા આપવાનો સમય આવ્યો તે વેળાયે મારી પંદર વર્ષની અવસ્થા થતાં મારા શરીરમાં યૌવનનાં ચિન્હોનો સંપૂર્ણ આવિર્ભાવ થયો હતો અને તેથી મારા બાહ્ય સ્વરૂપમાં તથા મારી આકૃત પ્રકૃતિમાં કેટલુંક વિલક્ષણ પરિવર્ત્તન થઇ ગયું હતું. મેં સાતમા ધોરણની પરીક્ષા આપી અને તે ધોરણમાં પણ પહેલે નંબરેજ પાસ થવાથી મને વળી પાછાં કેટલાંક પુસ્તકો અને વસ્ત્રો આદિનું ઇનામ મળ્યું. એ પછી મેં કન્યાશાળાનો સદાને માટે ત્યાગ કર્યો. રાજ્ય તરફથી કન્યાશાળાની એક શિક્ષિકા તરીકે રાજ્યની નોકરીમાં જોડાવામાટેનાં બે ત્રણ લખાણો મારાપર આવ્યાં હતાં, પરંતુ હું નોકરીમાં જોડાઉં એવી મારાં માતાપિતાની ઇચ્છા ન હોવાથી અત્યંત ઉપકાર તથા કૃતજ્ઞતાપૂર્વક મેં રાજ્યની તે કૃપાનો અસ્વીકાર કર્યો અને ત્યારપછી હું મારા અવકાશના સમસ્ત સમયનો ધર્મ તથા નીતિના ગ્રંથોના વાંચનમાં જ વ્યય કરવા લાગી અને તેથી મારા ધર્મવિષયક જ્ઞાનની દિવસાનુદિવસ બહુ જ સારી વૃદ્ધિ થવા લાગી; પરંતુ તે સાથે, મારા યૌવનનો દિવસાનુદિવસ અધિકાધિક વિકાસ થતો હોવાથી સધવાના સુખનું તથા વિધવાની વેદનાનું મૂળ કારણ શું છે અને એક સધવા તથા એક વિધવા વનિતાની સ્થિતિમાં મુખ્ય ભેદ શો રહેલો છે, એ સાંસારિક જ્ઞાનનો પણ મારા મસ્તિષ્કમાં સંચાર થવાથી ધીમે ધીમે મારી માનસિક શાંતિનો લોપ થવા લાગ્યો અને તેના સ્થાનમાં અશાંતિએ પ્રવેશ કરવાથી તે અશાંતિનું મારા યૌવનવિકસિત શરીરમાં પણ મંદ મંદ પરિણામ થતું દેખાવા લાગ્યું.



# પ્રકરણ ૫ મું

## સખીસંવાદ

મારી પ્રાણપ્રિયા સખી ગોદાવરી આજે ત્રણ વર્ષ પછી પિયરિયાંમાં આવી હતી અને તે નિત્ય મારી પાસે આવીને લગભગ અડધા પોણા દિવસ જેટલો સમય મારા ગૃહમાંજ વીતાડતી હોવાથી તેના સમાગમમાં મારો સમય પાણીના રેલાની પેઠે વહી જતો હતો. મેં મારી આ આત્મકથાના પ્રથમ પ્રકરણમાં એ તો જણાવેલું જ છે કે મારી મૈત્રિણી ગોદાવરીનાં બીજાં પણ બે ત્રણ બંધુ તથા ભગિની હતાં અને ગોદાવરી તેનાં માતાપિતાની સર્વથી નાની દીકરી હતી. અર્થાત્ થોડા દિવસ પૂર્વે ગોદાવરીના તેનાથી મોટા ભાઇ લીલાધરની પત્નીનો સુવાવડમાં અચાનક સ્વર્ગવાસ થયેલો હોવાથી ગોદાવરી તેની કાણે જ આવી હતી. જ્યારથી ગોદાવરીનું પિયરિયાંમાં આવવું થયું હતું અને તે મારી પાસે આવવા જવા લાગી હતી ત્યારથી તેનો ભાઇ લીલાધર પણ વારંવાર મારા પિતા પાસે આવતો હતો અને કલાક કલાક ને બબ્બે કલાક બેસીને નાના પ્રકારની વાતો કર્યા કરતો હતો. કેટલીકવાર તેની બહેનને બોલાવવાના નિમિત્તથી તે અંદરના ભાગમાં પણ આવતો હતો અને ઘણીકવાર જો ગોદાવરીની દૃષ્ટિ બીજી દિશામાં હોય તો મારા મુખમંડલને સ્થિર દૃષ્ટિથી જોઇ રહેતો હતો અને કોઇ કોઇ વાર નિઃશ્વાસ પણ નાખતો હતો. હું પણ તેને નિરંતર હસતા મુખથી જ આવકાર આપતી હતી અને તેના ગુણોની કેટલીક વાર તેની બહેન આગળ પ્રશંસા કરતી હતી કારણકે, તેનામાં કેટલાક પ્રશંસનીય સદ્‌ગુણો તો અવશ્ય હતા જ. તે રૂપાળો, નીરોગી, શ્વેતવર્ણ, સાધારણ સુશિક્ષિત, મધુરભાષી, લજ્જાશીલ, વિનયી અને કોઇ પણ પ્રકારના દુર્વ્યસનથી મુક્ત એક અદ્દલ યુવક હતો, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય હતો જ નહિ પરંતુ મારા પતિના અકાળ મરણથી જેવી રીતે મારા સંસારસુખનો નાશ થયો હતો તેવી જ રીતે તેની પત્નીના અકાળ સ્વર્ગવાસથી તેના સંસારસુખનો પણ સંહાર થયેલો હોવાથી તજ્જન્ય શોકની છાયા તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દેખાયા કરતી હતી. હું વિધવા અને તે વિધુર હોવાથી એ વેળાયે તો અમો બન્ને સમદુઃખી જ હતાં અને તેથી

જ અમારાં અંતઃકરણો અમુક પ્રસંગે પરસ્પર અનુકંપાને દર્શાવ્યા કરતાં હતાં. જે દુઃખી હોય છે તેજ દુઃખી મનુષ્યના દુઃખની યથાર્થ કલ્પના કરી શકે છે. એક કવિએ કહેલું છે કેઃ—

“દિનારંભે જેવો, અરુણ વિલસે જે ઉડિ નિશા;
જતાં બાલ્યાવસ્થા, તવ વિલસતી યૌવનદશા;
સમુદ્રે થાતી જો, શશિ ઉદયથી તીવ્ર લહરી,
નવાનંગે વૃત્તિ, તવ થતી જ આન્દોલિત ખરી !”

એ સર્વથા સત્ય હોવા છતાં જેમ રસભોગી ભ્રમર વિના કુસુમ-રસ નિષ્ફળ મનાય છે અને અરણ્યમાંનાં પુષ્પો જ્યાં ઉગે છે ત્યાંજ કરમાઇને નષ્ટ થઇ જાય છે; તેજ પ્રમાણે જેના સ્વામીનો સ્વર્ગવાસ થયેલો હોય છે એવી નવયૌવના નારીની નવીન અનંગના પ્રભાવથી આન્દોલિત થતી વૃત્તિઓ પણ સર્વથા પરિણામ વિનાની જ સિદ્ધ થાય છે. હું નવયૌવના વિધવા હોવાથી બહુધા દિવસ અને રાત ઉદાસીનતામાં જ રહ્યા કરતી હતી અને હાસ્યનું તો જાણે મારા મુખમંડળમાંથી કોઇએ હરણ જ કરી લીધું હોયની ! એવો મને ઘણીકવાર ભાસ થયા કરતો હતો; કારણકે, જો કોઇવાર હસવાનો પ્રસંગ આવતો હતો, તો તે વેળાયે હસવામાટે મારા અંતઃકરણપર મારે એક પ્રકારનો બળાત્કાર જ કરવો પડતો હતો. હું વિશાલાક્ષી હોવા છતાં મારાં વિશાળ નેત્રો સંકુચિત થઇ ગયાં હતાં અને મારી સુવર્ણમયી લાવણ્યછટામાં કૃષ્ણતાનો આવિર્ભાવ પ્રત્યક્ષ દેખાતો હતો. છતાં પણ ઇશ્વરની લીલા વિચિત્ર અને નારીનું યૌવન એક અદ્ભુત પદાર્થ હોવાથી મારા વિષાદવિપિનમાં પણ યૌવનપુષ્પ પ્રફુલ્લ થવાનું હતું તે તો થયું જ; યૌવન મહારાજે અંતઃકરણની યાતનાને જરા પણ ન ગણકારીને નિર્ભયતાથી મારા શરીરક્ષેત્રમાં પોતાના અધિકારનો પ્રબળ વિસ્તાર કરી દીધો. અત્યારસૂધી મારા અંગના જે જે ભાગો ક્ષીણ તથા અપુષ્ટ હતા, તે પીન તથા પુષ્ટ થઇ ગયા હતા; શરીરદુર્ગના સૌન્દર્યશિખરપર રતિનાથની વિકારરૂપ વિજયપતાકા ઉડવા લાગી હતી અને તેથી મારું અંતઃકરણ વિષાદપૂર્ણ હોવા છતાં અન્ય જનોને મારું નવવિકસિત યૌવનસુમન અત્યંત આકર્ષક તથા આનંદજનક દેખાયા કરતું હતું. હું જો કે મારા યૌવનવિકારનો લેશમાત્ર પણ યત્ન કરતી નહોતી, છતાં મારા વપુવિપિનમાંના એ નવપલ્લવિત યૌવનવૃક્ષમાં નિત્ય નવીન હાવભાવરૂપ નવીન પુષ્પ તથા પ-

ર્મિનો સ્વાભાવિક આવિર્ભાવ થતો જ જતો હતો. નિસર્ગના આ નિયમબદ્ધ પરિણામને અટકાવવાની કોઇમાં પણ શક્તિ છેજ નહિ! યોગ્ય સમયે જે પરિણામ થવાનું હોય છે તે થયા જ કરે છે અને એટલામાટે જ એક કવિએ એવા ઉદ્ગારો કાઢેલા છે કે:—

" વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી;
ચકોરી પૂર્ણ ઇન્દુના ઉદયને જોઇ મલકાતી;
નદી વર્ષાઋતુમાં જળથકી અત્યંત છલકાતી;
કમલિની સૂર્યદર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી;
થતાં નવયૌવના નારી મદનના ભાવ ધારે છે;
મદનનાં ચિન્હ પ્રકટી અંગની શોભા વધારે છે;
સરળ કાયા કુમારીની નવાં ચિન્હો બતાવે છે;
છતાં લજ્જાવતી લલના મદનભાવો છુપાવે છે;
નહીં આરામ દિવસે કે ન રાતે ચેન આવે છે;
વિરહની વેદના આઠે પ્રહર ભૂંડી સતાવે છે;
ચપળ જે ચાલ ને આંખો થતી તે મંદતાવાળી;
છતાં પણ બેસતી યુવતી મદનના રોગને પાળી! "

અસ્તુઃ એકવાર બનાવ એવો બન્યો કે, એક દિવસ સંધ્યાકાળે હું મારી સખી ગોદાવરી સાથે ગામના બાહ્ય ભાગમાં આવેલા એક તળાવમાં સ્નાન કરવામાટે ગઈ. તે વેળાયે આસપાસમાં કોઇપણ મનુષ્ય ન હોવાથી પ્રથમ તો કેટલીક વાર સુધી અમો બન્ને સખીઓએ સ્વચ્છન્દ જળક્રીડા કરી અને ત્યારપછી અમો અમારાં અર્ધ શરીરોને જળમાં રાખી તથા વક્ષથી મુખ પર્યન્તના ભાગને બહાર રાખીને વાર્ત્તાલાપમાં પ્રવૃત્ત થઇ ગઇ. કેટલોક સંવાદ ચાલ્યા પછી ગોદાવરીએ મને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે: " સખી કલ્યાણી! શ્રીશરીરરૂપિણી આ સુંદર સુવર્ણપ્રતિમા વિધિએ શામાટે ઘડી હશે વારૂ? "

" બળી બળીને અંતે ભસ્મીભૂત થઇ જવામાટે! " મેં અત્યન્ત નિરાશાદર્શક ઉત્તર આપ્યું.

ગોદાવરી કહેવા લાગી કે: " મારી પ્રાણપ્રિયા સખી કલ્યાણી! તને આવા અનુપમ યૌવનઉપવનમાં પતિવિહીન અવસ્થામાં વિહરતી જોઇને શોક અને દુઃખવડે મારૂં કાળજું કોરાઇ જાય છે! હાય; તે વેળાયે જો તારો લગ્નસંબંધ જ ન થયો હોત, તો આજે તું વિધવા ન હોત! હાય; તારૂં લગ્ન સ્વપ્નવત્ થયું, તારૂં જીવન વ્યર્થ ગયું અને

લગ્નનું જે ફળ મળવું જોઇએ તે તને લેશ માત્ર પણ ન મળ્યું! પુષ્પ વિકસ્યું, પણ રસભોગી ભ્રમર સદાને માટે ઉડી ગયો!!"

મારી સખીના એ ઉદ્‌ગારોનો પ્રતિવાદ કરતી હું કહેવા લાગી કે: "ગોદાવરી! એ તો જેવાં મનુષ્યનાં પૂર્વ કર્મો હોય છે, તેવુંજ ફળ મનુષ્યને પ્રાપ્ત થાય છે; એમાં બીજા કોઇનો કાંઇ પણ દોષ નથી. તે વેળાયે કાંઇ મારો એકલીનો લગ્નસંબંધ થયો નહોતો: કિન્તુ તારો તથા આપણી સખી હીરૂનો લગ્નસંબંધ પણ તે વેળાયે જ કરી આપવામાં આવ્યો હતો, છતાં હીરૂ એક પુત્રની માતા થઇ ચૂકી છે, તું માતા થવાની તૈયારીમાં છે અને હું વિધવા થઈ બેઠી છું, તો એ મારા કોઇ પૂર્વજન્મના દુષ્કર્મનું જ પરિણામ હોવું જોઇએ, અને તે હું ભોગવું છું:—

"ગોદાવરિ! પતિને મળી, પૂરા કીધા કોડ;
અભાગિની હું એકલી, તૂટી મારી જોડ!"

મેં આ તત્ત્વજ્ઞાનનાં વાક્યો ઉચ્ચાર્યાં તો ખરાં, પરંતુ મારા હૈયામાં તો હોળી જ સળગતી હોવાથી એ વાક્યો ઉચ્ચારતાં મારાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી અને તે અશ્રુધારાને જોઇને ગોદાવરી અત્યંત અનુકંપા દર્શાવતી કહેવા લાગી કે:—

"બહેન કલ્યાણી! આપણે નિત્ય સાંભળ્યાં કરીએ છીએ કે, પ્રભુ દયામય છે, પરંતુ તારા સંબંધમાં તો પ્રભુની તે દયામયતાનું સર્વથા વિપરીત પરિણામ થયેલું જ અનુભવાય છે; કારણ કે તારામાટે તો તે ક્રૂરથી પણ ક્રૂર નીવડયો છે. આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ કે, સ્ત્રીમાટે પતિપ્રેમ એક અવર્ણનીય પદાર્થ છે! પરંતુ તે પતિપ્રેમને જાણવાની કે અનુભવવાની વાર્ત્તા તો દૂર રહી, પણ પતિના મુખાવલોકન માત્રનું પણ તને અત્યારે જોઇએ તેવું સ્મરણ નથી! સર્વનાશ થાઓ તે બાળલગ્નની રૂઢિને પ્રચલિત કરનારાનો કે જેના પરિણામે આજે ભારતવર્ષમાં તારા જેવી અસંખ્ય અબળા બાળાઓના સૌભાગ્યસુખનો આવી રીતે અકારણ નાશ થઇ જાય છે!! બહેન કલ્યાણી! હું સુખિની છું એથી તારે બાળલગ્નની રૂઢિને નિર્દોષ માનીને કેવળ કર્મને જ દોષ આપવાનો નથી: કારણ કે, કોઇક સટ્ટોડિયાને સટ્ટામાં કદાચિત મોટો દોલત મળી જાય છે પણ ઘણા ખરા સટ્ટોડિયાઓની તો સટ્ટામાં પડવાથી પાયમાલી જ થાય છે; તેજ રીતે બાળલગ્નના પરિણામે કદાચિત્ કોઇ એક કન્યાને સુખ થાય

છે, પણ બાળલગ્નની રૂઢિનો ભોગ થયેલી બિચારી ઘણી ખરી નિર્દોષ બાળાઓના તો તારી પેઠે જ અવતાર બગડી જાય છે; અર્થાત્ બાળલગ્ન તથા સટ્ટો એ બંને બરાબર છે; સટ્ટો શયતાન છે અને બાળલગ્ન કાફિર છે. જો તારો લગ્નસંબંધ તે સમયે ન થતાં આજે મારા સહોદર લીલાધર સાથે થાત, તો તું આ સંસારમાં ખરેખરા સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર કરી શકત !"

ગોદાવરીના અંતિમ વાક્યને સાંભળતાં જ લજ્જાના યોગે મારા ગાલ લાલચોળ થઈ ગયા અને એ ચિન્હને મારી એક પ્રકારની અનુમતિ તરીકે સ્વીકારી લઇને ગોદાવરી મારા ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં આગળ વધીને કહેવા લાગી કે: "સખી કલ્યાણી ! તું તારા મનની વાતને મારી આગળ પણ છુપાવે છે કે ? આપણે એક બીજાની સમાન વયની પ્રાણપ્રિયા સખીઓ હોવાથી મારા સમક્ષ આટલી બધી લજ્જાને ધારણ કરવાનું અને શર્માઈ જવાનું કાંઇ પણ કારણ નથી. શું તું મારા ભાઇ લીલાધરને નથી ચાહતી અને તેને જોઇને વારંવાર નથી હસતી ? મેં અનેકવાર લપાઇ છુપાઇને જોયું છે કે તું મારા બંધુ લીલાધરને જોવામાટે ઘણીક વાર આતુર થઇ જાય છે અને તેના દર્શન માત્રથી જ તારૂં બળતું હ્રદય કાંઈક શાન્ત થાય છે. મારાથી આમાંની એક પણ વાત અજાણી નથી; એ તો તું નિશ્ચય પૂર્વક જાણી રાખજે કે આવી ચોરીઓને પકડી કાઢવામાં આ ગોદાવરી જેવી બીજી કોઇ પણ સુંદરી શાણી નથી !"

ગોદાવરીને આજના સંવાદમાં સીમાને ઉલ્લંઘીને આટલી બધી આગળ વધી ગયેલી જોઇને મારાથી મૌનને વધારે વાર ધારણ કરી શકાયું નહિ અને તેથી હું તેને સંબોધીને તેના મતનું ખંડન કરતી કહેવા લાગી કે: "ગોદાવરી ! આજે તારી જીભડી રાજેસની કાતર પ્રમાણે શા કારણથી ચાલે છે, તે હું સમજી શકતી નથી. હું તારા લીલાધરભાઇને જોવામાટે ઘણીકવાર આતુર થઇ જાઉં છું અને તેના દર્શનથી શાન્ત થાઉં છું એ બધી વાતો તને કોણે જણાવી ? કે પછી તું દેવી હોવાથી આ કોઇના મનની વાતો પોતાની મેળે જ તારા જાણવામાં આવી ? મારી સખીના સહોદરને જોઇને મારા મનમાં સ્વાભાવિક આનંદ થાય અને તેનો કોઇ બીજા જ અર્થમાં સ્વીકાર કરાય, એ તો તારો એક પ્રકારનો અત્યાચાર અથવા બળાત્કાર જ કહી શકાય. તું કહે છે કે મારો લગ્નસબંધ તે સમયે ન થતાં આજે

તારા સહોદર લીલાધર સાથે થાત, તો હું આ સંસારમાં ખરેખરા સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર કરી શકત; પણ તું ને હું જ્યારે પરણી હતી, ત્યારે તારા એ ભાઇને પરણ્યાને તો બે વર્ષ થઇ ચૂકયાં હતાં અને જ્યારે હું રંડાઇ ત્યારે પણ તારો ભાઇ તો માંડેલો જ હતો, તો પછી તારા ભાઇ સાથે મારો લગ્નસંબંધ થવાનો સંભવ જ ક્યાં હતો વારૂ ? તે ભવિષ્યમાં રંડાશે એટલે તેની સાથે પરણવાથી આપણી દીકરીનું ઘર મંડાશે, એની જો મારાં માતાપિતાને પ્રથમથી ખબર હોત, તો કદાચિત્ તેઓ મને આજ સુધી કુંવારી ને કુંવારી જ ઘરમાં બેસાડી રાખત ! જો તો ખરી, વાત કરે છે તે ! તું એવી દેવતાની દીકરી હતી, તો આ વાત જણાવીને મારૂં સગપણ કેમ ન અટકાવ્યું ? અર્થાત્ ગોદાવરી બહેન, તારી આ સઘળી કલ્પનાઓ જૂઠી અને જૂઠી જ છે ! ! "

"મારી સઘળી કલ્પનાઓ જૂઠી તો જૂઠી જ સહી; પણ બહેન, સાચું કહેજે કે, જો હજી પણ મારા ભાઇ લીલાધર સાથે તારૂં પુનર્લગ્ન કરી આપવામાં આવે, તો તેના સમાગમથી તું સુખિની થાય ખરી કે નહિ ?' તીવ્ર બુદ્ધિની ગોદાવરીએ પોતાના સ્વીકારેલા પક્ષના સમર્થનનું કાર્ય ચાલૂ જ રાખ્યું.

"હું સુખિની થાઉં કે ન થાઉં, એનો સર્વ આધાર ભવિષ્યની વ્યવસ્થાપર જ રહેલો છે; ભાવિના ભેદને પ્રથમથી જાણી લેવાને કોઇ પણ સમર્થ નથી." મેં ગોદાવરીના પ્રશ્નનો ઉડાવનારો જવાબ આપ્યો.

પરન્તુ ગોદાવરી આવા ઉડાવનારા જવાબથી સમજીને ચુપ રહી જાય તેવી ન હોવાથી હવે તેણે ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કે: "આજકાલ ભારતવર્ષમાંની અન્ય ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓમાં જે પુનર્લગ્નના પ્રચારમાટે સુધારાવાળા જીવસટોસટના પ્રયત્નો કરી રહ્યા છે, તે પુનર્લગ્નનો આપણી લુહાણા જ્ઞાતિમાં દીર્ઘકાળથી જ સ્વાભાવિક પ્રચાર હોવાથી જો એ પુનર્લગ્નની રૂઢિનો લાભ લઇને તારાં માતાપિતા મારા ભાઇ સાથે તારો શરીરસંબંધ કરી આપે, તો મારો ભાઇ પણ સુખી થાય અને તારૂં આ દુઃખ પણ સદાને માટે ટળી જાય ! "

"ત્યારે એમ જ કહે ને કે, તું મારી સાથેના કેવળ સખીના સંબંધથી તૃપ્ત થઇ નથી એટલે આજે હવે નણંદ ભોજાઇના નવા સંબંધને સાંધવાનો પ્રસ્તાવ લઇને મારી આગળ આવી છે ?" આમ

કરીને જાણે તેના ઉપદેશને મેં ધ્યાનમાં જ નથી લીધો, એવો આડંબર કરીને હું મારાં વસ્ત્રોને સંકોચીને જળમાંથી બહાર નીકળી આવી અને તળાવના કિનારાપર રાખેલાં બીજાં વસ્ત્રો પહેરવા લાગી. પરંતુ સત્ય કહું તો ગોદાવરીના ઉપદેશથી મારા અંતઃકરણમાં પુનર્લગ્નની ઇચ્છાનો ઉદય તો થઇ ચૂક્યો હતો. ગોદાવરી પણ પાણીમાંથી બહાર આવી પહોંચી.

---

## પ્રકરણ ૬ ઠું

### મારા પુનર્લગ્નનો પ્રસ્તાવ

હું તથા ગોદાવરી ન્હાઇને ઘેર આવી તે વેળાયે દિવસ આથમી ગયો હતો એટલે ગોદાવરી પોતાને ઘેર ચાલી ગઇ અને હું મારે ઘેર ગઇ. તે રાત્રે મને જરા પણ ઊંઘ ન આવી અને મારી આખી રાત કેવળ વિચાર તથા નાના પ્રકારના તર્કવિતર્કમાંજ વીતી ગઇ. મારા મનમાં સતત એજ પ્રશ્નો ઉદ્‌ભવ્યા કરતા હતા કે; “ગોદાવરીએ કોઇ દિવસ નહિ અને આજે મારા પુનર્લગ્નની વાત શા કારણથી કાઢી હશે વારૂ? કારણ વિના કાર્યનો સંભવ હોતોજ નથી; એવો એક નિયમ છે અને જો એ નિયમ સત્ય હોય તો, ગોદાવરીએ આજે અચિંત્ય રીતિથી મારા પુનર્લગ્નના વિષયની જે ચર્ચા કરી છે, તેનું પણ અવશ્ય કોઇ કારણ હોવું જોઇએ! પણ તે કારણ શું હશે? શું તેનાં માતાપિતાએ જો મારાં માતાપિતા હા પાડે, તો લીલાધરનો મારી સાથે પુનર્વિવાહ કરાવવાનો અને મને પોતાની પુત્રવધૂની પદવીથી વિભૂષિત કરવાનો વિચાર થયો હશે અને ગોદાવરીએ આ વાત કાઢી તે તેનાં માતાપિતાની એ ઇચ્છાનું પરિણામ તો નહિ હોય? જો એમજ હશે, તો તો ગોદાવરીના પિતાશ્રી અવશ્ય મારૂં માગું નાખવામાટે મારા પિતા પાસે આવશે. પરંતુ મારા પિતાશ્રી તેમના એ માગાંનો સ્વીકાર કરશે ખરા કે? જો તેઓ એ માગાંનો સ્વીકાર નહિ કરે, તો પછી મારા ભાગ્યમાં સુખ લખાયલું જ નથી, એમજ મારે માનવું પડશે. અસ્તુ: જે થયું તે જોયું, જે થાય છે તે જોવાય છે અને હવે પછી ભવિષ્યમાં જે થશે તે પોતાની મેળે જ જોવામાં

આવી જશે. પરમેશ્વરે જે ધાર્યું હશે તેજ થવાનું છે; એટલે એ વિશેની વિશેષ ચિન્તા કરવી વ્યર્થ છે!"

મારી કલ્પના સત્ય જ ઠરી; કારણ કે, બીજે દિવસે બપોરે હું ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને બેઠી હતી એટલામાં ગોદાવરી હસતી હસતી મારી પાસે આવી અને મને કહેવા લાગી કે: "બહેન કલ્યાણી તારા પિતાશ્રીને કહી દેજે કે તેઓ હમણાં ક્યાંય બહાર ન જાય; કારણ કે, અડધા કલાકમાં મારા પિતાશ્રી કોઇ એક અગત્યના કાર્ય વિશેની વાતચીત કરવામાટે તેમની પાસે આવવાના છે અને આ સંદેશો કહેવામાટે જ તેમણે મને અત્યારે અહીં મોકલી છે; નહિ તો હું જરા મોડી આવવાની હતી."

ગોદાવરીના કહ્યા કે પછી લીલાધરના પિતાશ્રી વાલજીભાઇ અગત્યના કયા કાર્ય વિશે મારા પિતાશ્રી સાથે વાતચીત કરવામાટે આવવાના હતા, એ જો કે કેટલેક અંશે તો હું જાણી ગઇ હતી, છતાં એ વિશે હું કાંઇ પણ બોલી નહિ અને વાલજીભાઇનો ગોદાવરીદ્વારા આવેલો સંદેશો મેં જઇને મારા પિતાશ્રીને સંભળાવી દીધો. તે સંદેશો સાંભળીને મારા પિતાશ્રીએ મને કહ્યું કે: "હું અમથો પણ ક્યાંય બહાર જવાનો નહોતો એટલે સંદેશો મોકલવાની કાંઈ આવશ્યકતા હતીજ નહિ. અસ્તુ: વાલજીભાઇ પધારે એટલે બે પ્યાલા ચાહના તું તૈયાર કરી નાખજે અને જો તને અવકાશ ન હોય, તો તારી માને કહી દેજે એટલે તે તૈયાર કરી લેશે." હું ત્યાંથી ચાલી ગઇ અને ગોદાવરી સાથે વાર્ત્તાલાપ કરવા લાગી. મારાં માતુશ્રી નિકટમાંજ બેઠેલાં હોવાથી ગત દિવસ જેવું સંભાષણ અમારાથી કરી શકાય તેમ નહોતું અને તેથી અમોએ સ્ત્રીશિક્ષણના વિષયને અમારા સંભાષણનો વિષય બનાવી દીધો.

મારા પિતાશ્રી બહારની બેઠકમાં '**વિચારસાગર**' નામક વેદાન્તનો ગ્રંથ વાંચતા બેઠા હતા અને વાલજીભાઇના આવવાની વાટ જોતા હતા; એટલામાં વાલજીભાઇ આવી પહોંચ્યા. પરસ્પર કુશળપ્રશ્ન પૂછાઇ રહ્યા પછી બન્ને મિત્રો બેઠા અને તેમના નીચે લખ્યા પ્રમાણેના પરસ્પર સંભાષણનો આરંભ થયો.

"કેમ વાલજીભાઈ, આજે ખાસ એવા ક્યા કાર્ય વિશે વાતચીત કરવાની છે કે જેથી તમારે તમારા આગમન વિશેનો સંદેશો

કહાવવો પડયો છે ? કારણ કે, આપણો નિત્યનો સંબંધ એવો નથી કે જેથી આમ કરવાની આવશ્યકતા હોય" મારા પિતાશ્રીએ કહ્યું.

"અમૃતલાલભાઇ, મેં કાંઈ ખાસ સંદેશો કહાવ્યો ન હોતો, પણ ગોદાવરી અહીં આવતી હતી એટલે સહજ કહેવડાવ્યું હતું કે હું આવવાનો છું, એટલે અમૃતલાલને કહેજે કે હાલ તરત ક્યાંય બહાર જશો નહિ" વાલજીભાઇએ ઉત્તર આપ્યું.

"વારૂ, ત્યારે હવે તમારે જે કાંઇ પણ વાર્ત્તાલાપ કરવાનો હોય, તેનો આનન્દથી આરંભ કરો; કારણ કે આપણામાં ભિન્નતા જેવું તો કાંઇ છે જ નહિ એટલે સંકોચ કિંવા વિવેકના ખોટા આડંબરને દર્શાવવાની કશી પણ આવશ્યકતા ન હોય, એ સ્વાભાવિક જ છે." મારા પિતાશ્રીએ મુદ્દાની વાતપર આવીને જણાવ્યું.

વાલજીભાઇએ ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી બોલવાનો આરંભ કર્યો કે: "જો સંકોચ રાખવાનો કિંવા વિવેકના ખોટા આડંબરને દર્શાવવાનોજ મારો મનોભાવ હોત, તો તો આજના વિષયની ચર્ચામાટે હું પોતે તમારી પાસે કદાપિ આવતજ નહિ; કારણ કે, આજે હું તમારી પાસે જે વાત કરવાને આવ્યો છું, તે વાત એવી છે કે જે હમેશા મોઢામોઢ નહિ, પણ કોઇ અન્ય મધ્યસ્થ દ્વારાજ કરી શકાય છે; પરંતુ આપણો અત્યંત ગાઢ સંબંધ હોવાથી હું પોતેજ મધ્યસ્થ થઇને અત્યારે તમારી પાસે આવ્યો છું. અસ્તુ: હું આજે તમને કેવળ એજ પ્રશ્ન પૂછવામાટે આવ્યો છું કે, કલ્યાણીની શી વ્યવસ્થા કરવાનો તમારો વિચાર છે? તેને નિરંતર વિધવા જ રાખવાની તમારી ભાવના છે કે તેના સુખમાટેનો કોઇ બીજો ઉપાય યોજવાનો તમારો નિર્ધાર છે? કારણ કે, એ તો તમો જાણોજ છો કે, દુહિતા સર્પની ભારી જેવી હોવાથી વયમાં આવેલી પુત્રીને સંભાળવાનું કાર્ય પરમ દુર્ઘટ થઇ પડે છે."

વાલજીભાઇના મુખમાંથી આ શબ્દો નીકળેલા સાંભળીને મારા પિતાશ્રીના મુખમંડળમાં એક પ્રકારની ગંભીરતાની છાયા પ્રસરી ગઇ અને તેઓ કહેવા લાગ્યા કે: "વાલજીભાઇ, મારી કલ્યાણીની શી વ્યવસ્થા કરવાની આવશ્યકતા છે, એ વિશેનો અદ્યાપિ મેં કાંઇપણ વિચાર કર્યો જ નથી અને તેનું કારણ એ જ છે કે, અમારા કુટુંબની કોઇ પણ વિધવાએ અત્યાર સૂધીમાં પુનર્લગ્ન કર્યું જ નથી અને તેથી

કલ્યાણીના પુનર્લગ્ન વિશેની કલ્પનાનો મારા મનમાં આવિર્ભાવ ન થાય, એ સર્વથા સ્વાભાવિકજ છે. અત્યારે તમે આ વાત કાઢી એટલે મારા મનમાં પણ અત્યારે એ જ પ્રશ્ન ઉદ્દભવ્યો છે કે, કલ્યાણીની હવે અમારે શી વ્યવસ્થા કરવી? કારણ કે, એક તરફ કુટુંબની પ્રતિષ્ઠાનો વિચાર પુનર્લગ્નના વિચારને અટકાવે છે અને બીજી બાજૂએ બાલ્યાવસ્થામાંજ રંડાયલી મારી સદ્દગુણવતી, રૂપવતી અને સુશિક્ષિતા પુત્રી કલ્યાણીના દુઃખદ વૈધવ્યને જોઇને ઘણીકવાર મારી આંખોમાં શોકનાં આંસૂ ભરાઇ આવે છે! દીકરી સર્પની ભારી છે અને જેમ હાથી દરબારે શોભે છે, તેમ દીકરી પોતાના પતિના આગારે શોભે છે, એ સર્વ વાર્ત્તાઓ સારી રીતે મારા જાણવામાં હોવા છતાં પણ અત્યારે મારે કયા માર્ગનો સ્વીકાર કરવો, એની મને જરા પણ સૂઝ પડતી નથી; મારી બુદ્ધિ બહેર મારી ગઈ છે; માટે તમે જ મને યોગ્ય માર્ગ બતાવો."

"અમૃતલાલભાઇ, તમો મારા કરતાં અધિક બુદ્ધિશાળી, વિચારશીલ તથા વિવેકી હોવાથી તમને મારે અધિક ઉપદેશ આપવો, એ તો જો કે એક પ્રકારની ધૃષ્ટતાજ કહી શકાય; છતાં અત્યારે મારાથી કહ્યા વિના રહી નથી શકાતું કે, આવા પ્રસંગે કુળની પ્રતિષ્ઠાના મિથ્યા વિચારને વળગી રહીને આડકતરી રીતે ભયંકર અપ્રતિષ્ઠાના પ્રસંગને આપણા પોતાના હાથેજ ઉપસ્થિત કરવો, એ કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથી. એક બાળવિધવા પુત્રીનું પુનર્લગ્ન કરી આપવાથી આપણી પ્રતિષ્ઠાનો લોપ થશે, એ તમારી માન્યતાજ ભૂલભરેલી છે; કારણ કે, આપણે કાંઇ આપણી પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢિને ત્યાગીને કેવળ સુધારાના નામનો ડંકો વગડાવવામાટે આ પુનર્લગ્નનો પ્રચાર કરતા નથી; કિંતુ આપણી જ્ઞાતિમાં પરાપૂર્વથી જે રૂઢિ ચાલતી આવી છે, તેનુંજ આપત્કાળમાં અવલંબન કરીએ છીએ; એટલે એથી કોઇ પણ પ્રકારે આપણી અપ્રતિષ્ઠા થવાનો સંભવ છે જ નહિ. ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર અને કરસનદાસ મૂળજી જેવા મહાન્ સુધારકોના ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓમાં જે પુનર્લગ્નને પ્રસારવાના ઉદ્યોગો અદ્યાપિ સફળ થઇ શક્યા નથી, તે પુનર્લગ્નનો આપણી જ્ઞાતિમાં સ્વાભાવિકજ નિષેધ ન હોવાથી જો આવા પ્રસંગે આપણે તેનો લાભ ન લઈએ, તો મારા અભિપ્રાય પ્રમાણે, તો એ આપણી પો-

તાની મૂર્ખતાજ કહી શકાય. પુત્રીના પુનર્લગ્નને તમે અપ્રતિષ્ઠાનું કારણ ધારતા હો, તો પણ જો દુર્ભાગ્યવશાત્ તરુણ વિધવા પુત્રીનો તારુણ્યવિકારના યોગે ક્યાંક આડો પગ પડી જાય છે, અને તેના પરિણામે જે અપ્રતિષ્ઠા થાય છે, તેની સાથે સરખાવતાં આ પુનર્લગ્નજન્ય અપ્રતિષ્ઠા કશા પણ હિસાબમાં નથી, એ જો વિચાર કરશો તો તમને પોતાને પણ તત્કાળ જણાઇ આવશે. શાસ્ત્રમાં પણ એવી આજ્ઞા આપવામાં આવી છે કે, જો પતિ મરી ગયો હોય, નષ્ટ થયો હોય, પતિત થયેલો હોય, ષંઢ હોય તેમજ પરદેશમાં ચાલ્યો ગયો હોય અને પાંચ સાત વર્ષ વીતવા છતાં તેના કાંઇ સમાચારજ ન મળ્યા હોય, તો એ પાંચ પ્રસંગોમાં સ્ત્રીને બીજો પતિ કરી લેવાની સંપૂર્ણ સ્વતંત્રતા છે." આમ કહીને વાલજીભાઇએ પરાશરસ્મૃતિમાંના ચોથા અધ્યાયના આ શ્લોકનો ઉચ્ચાર કર્યો:—

"नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते" ॥

વાલજીભાઇનું પુનર્લગ્નના પક્ષનું આ ભાષણ સાંભળીને મારા પિતાશ્રી શાંત ભાવથી કહેવા લાગ્યા કે: "મિત્ર વાલજીભાઈ, આપણી જ્ઞાતિમાં પુનર્લગ્નની રૂઢિ કહો અથવા તમારા અભિપ્રાય પ્રમાણે શાસ્ત્રોક્ત સંસ્થા કહો, પ્રચલિત હોવાથી તમે આપણી જ્ઞાતિને અન્ય ઉચ્ચ જ્ઞાતિઓ કરતાં શ્રેષ્ઠ માનો છો, એ ઠીક છે: પરંતુ વિશ્વનો એક નિયમ છે કે, પ્રત્યેક વસ્તુની બે બાજૂઓ હોય છે, એક ધોળી અને એક કાળી. એટલે એ નિયમ અનુસાર પુનર્લગ્નની પણ ધોળી અને કાળી બે બાજૂઓ હોય, એ સર્વથા સ્વાભાવિકજ છે. તમોએ એની ધોળી બાજૂને જોઇ છે, પણ કાળી બાજૂનો વિચાર નથી કર્યો અને તેથીજ પુનર્લગ્નના પક્ષનું અત્યારે તમો આટલી સીમા પર્યન્ત સમર્થન કરી રહ્યા છો. પુનર્લગ્નના પ્રતિપાદક સુધારાવાળાઓની પણ જે ભયંકર ભૂલ થાય છે, તે એ સ્થળેજ થાય છે. જે લાભ પુનર્લગ્નના પ્રચારવાળી આપણી જ્ઞાતિ જેવી જ્ઞાતિઓને મળે છે તે લાભ પુનર્લગ્નનો જેમનામાં પ્રચાર નથી તેવી હિંદુ જ્ઞાતિઓને મળી શકતો નથી અને જે લાભ તે જ્ઞાતિની વિધવાઓને મળે છે, તે આપણી જ્ઞાતિ જેવી જ્ઞાતિઓને મળી શકતો નથી; એજ પ્રમાણે જે હાનિઓ પુનર્લગ્નવાળી જ્ઞાતિઓની વિધવાઓને ભોગવવી પડે છે, તે હાનિઓ પુનર્લગ્નનો જેમાં પ્રવેશ નથી તે જ્ઞાતિઓની વિધવાઓને

સ્વપ્નમાં પણ ભોગવવી પડતી નથી અને જે હાનિઓ તેમને ભોગવવી પડે છે, તે આપણી જ્ઞાતિ જેવી જ્ઞાતિઓની વિધવાઓને ભોગવવી પડતી નથી. જેમાં સુખ છે તેમાં દુઃખ છે અને જેમાં દુઃખ છે તેમાં સુખ પણ તેટલાજ પ્રમાણમાં સમાયલું છે, એ નિયમને કદાપિ આપણે ભૂલી જવાનો નથી. પ્રત્યેક વિષયનાં સાધક બાધક પ્રમાણોનો પરિપૂર્ણ અને શાંત મનથી વિચાર કર્યા પછીજ અમુક પ્રકારના નિર્ણયપર આવવું એજ બુદ્ધિમાન્ મનુષ્યનું કર્તવ્ય છે. હું તમારા પક્ષનું ખંડન કરવા નથી ઇચ્છતો, કિન્તુ તમારા પક્ષને અમુક અંશે સ્વીકારૂં છું; પરંતુ તે સાથે તમારા તે પક્ષમાં પણ જે કેટલીક ન્યૂનતાઓ રહેલી છે, તેનો શાંતિથી વિચાર કરવામાટેની નમ્ર સૂચના કરૂં છું અને આશા છે કે, મારી એ સૂચનાને અવશ્ય તમે લક્ષમાં લેશોજ. આ સાધક બાધક કારણોના વિચારથીજ અદ્યાપિ હું કલ્યાણીની કોઇ પણ એક એકપક્ષીય વ્યવસ્થા કરી નાખવાના નિર્ણયપર આવી શક્યો નથી. મારો જો કાંઇ પણ પ્રમાદ થતો હોય, તો તે દર્શાવવાની તમોને સંપૂર્ણ સ્વતંત્રતા છે.”

મારાં માતુશ્રી ચાહ તૈયાર કરવામાટે રાંધણીયામાં ગયાં હતાં અને હું તથા ગોદાવરી પાસેના બીજા ઓરડામાં બેઠકમાં પડતા બારણાની પાસેજ બેઠેલી હોવાથી મારા પિતા તથા ગોદાવરીના પિતા વચ્ચે ચાલતા એ સંભાષણનો એકે એક અક્ષર અમારા સાંભળવામાં આવી શકતો હતો. મારા પિતાશ્રી અધિક બુદ્ધિમાન્ તથા અધિક સુશિક્ષિત અને અધિક વાચાળ હોવાથી અત્યારે તેમના પુનર્લગ્નથી સર્વથા વિરુદ્ધ વિચારોને સાંભળતાં મારા મનમાં ભીતિ થવા લાગી કે, કદાચિત્ તેમની વાચાળતાથી ગોદાવરીના પિતાનો પરાજય થઇ જશે, તો મારા પુનર્લગ્નની ચર્ચાનો આટલેથીજ અંત આવી જશે, અને મારે મારો આખો જન્મારો દુઃખદાયક વૈધવ્ય અથવા રંડાપામાંજ ગાળવો પડશે. આ કારણથી ગોદાવરીના પિતા હવે મારા પિતાના વાદનો કેવી રીતે પ્રતિવાદ કરે છે, તે સાંભળવાને હું આતુર થઇ રહી અને મારા અંતઃકરણમાં આ વાદવિવાદમાં મારા પિતાને નહિ પણ ગોદાવરીના પિતાનેજ વિજય આપવાની હું ઇશ્વરને અનન્ય ભાવથી પ્રાર્થના કરવા લાગી; કારણ કે, મારા સ્વાર્થના યોગે મારા વિચારો પુનર્લગ્નના પક્ષમાંજ વળેલા હતા અને પુનર્લગ્નનેજ હું મારા કલ્યાણનો એક માત્ર ઉપાય માનતી હતી. અચાનક મારાં

માતુશ્રીએ ચાહ તૈયાર થવાથી તે લઇ જઇને બેઠકમાં આપી આવવા માટે મને બોલાવી; પરંતુ હું ત્યાં રાંધણીયામાં જઇશ અને પાછળ કાંઇ વાત થઇ જશે, તો તે મારા સાંભળવામાં નહિ આવે, એવા વિચારથી મેં ગોદાવરીને ચાહ લાવવા મોકલી દીધી અને મારા મનોભાવને જાણી ગયેલી ગોદાવરીએ જરા પણ આનાકાની વગર મારા તે કાર્યની પરિસમાપ્તિ કરી નાખી. ગોદાવરી બેઠકમાં જઇને ચાહના બે પ્યાલા (કપ્સ્) મૂકી આવી એટલે મારા પિતા તથા ગોદાવરીના પિતાનો પુનર્લગ્ન વિષયક સંવાદ થોડા વખતને માટે અટકી ગયો, અને હું તથા ગોદાવરી પાન તૈયાર કરવાના કાર્યમાં લાગી ગઇ. પાન પણ ગોદાવરીજ જઇને આપી આવી અને ત્યાર પછી ગોદાવરી રાંધણીયામાં ચાહ પીવાને ગઇ. હું ત્યાંજ બેસી રહી; કારણ કે મને ચાહ પીવાની ટેવ હતીજ નહિ. ચાહ પીને પાન મોઢામાં નાખ્યા પછી વાલજીભાઇએ મારા પિતાના વાદનો પ્રતિવાદ કરવા માંડ્યો અને તે આ પ્રમાણે:—



## પ્રકરણ ૭ મું

### મારા પુનર્લગ્નનો નિશ્ચય



"અમૃતલાલભાઇ, હું તમારા જેવો જો કે એક વિદ્વાન્ તથા વાચાળ પુરુષ નથી, તો પણ મારી અલ્પ બુદ્ધિને તો એમજ જણાય છે કે, આપણા પૂર્વજોએ આપણી જ્ઞાતિમાં જે પુનર્લગ્નની રૂઢિનો પ્રચાર કર્યો છે, તે બહુજ વિચાર કરીને કર્યો છે; એમાં તો લેશ માત્ર પણ સંશય નથી; કારણ કે, કેટલીક વાર બાળવિધવા અને તરુણ વિધવાઓને બળાત્કારે આજન્મ વૈધવ્યવ્રત પળાવવાના દુરાગ્રહથી જે કેટલાંક ભયંકર પરિણામ થાય છે, તે ભયંકર પરિણામો તેમના જોવા તથા જાણવામાં આવ્યાં હતાં અને તેથી જ તેમણે આપણી જ્ઞાતિમાં તે ભયાનક પરિણામોને અટકાવવામાટે આ પુનર્લગ્નની રૂઢિનો પ્રચાર કરેલો હોવો જોઇએ, એમ વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે. યૌવનનો કાળ તે એક એવો ભયંકર કાળ છે કે યૌવનનું આગમન થતાંની સાથેજ સ્ત્રી કુમારિકા હોય, વિવાહિતા હોય કે વિધવા હોય તેમજ પુરુષ કુમાર હોય, વિવાહિત હોય કે વિધુર હોય, છતાં

સ્ત્રી અને પુરુષ ઉભયના મનમાં અવશ્ય કામવિકારનો ઉદ્દ્ભવ થાય છે અને તે સમયમાં જો એ વિકારશાન્તિનો યોગ્ય તથા નીતિયુક્ત માર્ગ તેમને નથી મળી શકતો, તો પછી ઘણીકવાર તેઓ એ વિકારની શાન્તિમાટે અયોગ્ય તથા અનિતીયુક્ત માર્ગમાં ચઢી જાય છે. જે ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓમાં પુનર્લગ્નની રૂઢિનો પ્રચાર નથી અને પુનર્લગ્નને શાસ્ત્રથી વિરુદ્ધ આચરણ તરીકે સ્વીકારવામાં આવે છે, તે ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓમાં પુનર્લગ્નની રૂઢિને ધરાવનારી ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓ કરતાં વ્યભિચારનો બહુ જ વિશેષ પ્રમાણમાં પ્રચાર થયેલો છે, એ વાર્ત્તા હવે બહુધા સર્વમાન્ય થયેલી હોવાથી એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. એ પુનર્લગ્નની રૂઢિ સાથે છત્રીસના આંકડા જેવો વૈરભાવ ધરાવનારી જ્ઞાતિઓમાં પુનર્લગ્નના અભાવથી બે રીતે વ્યભિચારનો વિસ્તાર થાય છે અને તે આ પ્રમાણેઃ—એક તો બાળલગ્નની રૂઢિના પરિણામે તે જ્ઞાતિઓમાં બાળવિધવાઓની સંખ્યા વધારે હોવાથી તે વિધવાઓ તારુણ્યમાં આવતાં પંચોતેર ટકા જેટલા પ્રમાણમાં સ્વાભાવિકજ વ્યભિચારના માર્ગમાં ખેંચાઇ જાય છે અને તેનું પરિણામ એ થાય છે કે, ગર્ભપાત તથા બાલહત્યા જેવાં ઘોર પાપોની સંખ્યા નિત્ય વધતી જતીજ અનુભવાય છે. બીજું એવી જ્ઞાતિઓમાં પ્રૌઢ વયના પુરુષો દુર્ભાગ્યવશાત્ તેમની પત્નીના મરણથી વિધુર થાય છે, તે વેળાયે તેમના વયની વિધવા સાથે પુનર્લગ્ન કરવાનો નિષેધ હોવાથી અને જ્ઞાતિમાં કન્યાની અછત હોવાથી કાં તો તેમને કન્યા મળતીજ નથી અને મળે છે તો ચાળીસ વર્ષના પુરુષને સાત આઠ કે બહુ તો દશ વર્ષની કન્યા મળે છે; એટલે લગભગ જરઠવિવાહ જેવોજ પ્રસંગ આવીને ઉભો રહે છે; અને તેનું પરિણામ એ થાય છે કે, કન્યા જ્યારે સંપૂર્ણ યૌવનમાં આવે છે તે વેળાયે પતિની વૃદ્ધાવસ્થા થવાથી પતિ શિથિલાંગ થાય છે અને જો પત્ની વિચારશીલ તથા ધર્મશીલ ન હોય તો અવશ્ય વ્યભિચારના માર્ગમાં પદસંચાર કરે છે અને તેથી વર્ણસંકર પ્રજાની જ વૃદ્ધિ થાય છે. આ બન્ને પ્રકારના વ્યભિચારનો પુનર્લગ્નને ધર્મકાર્ય તરીકે સ્વીકારનારી જ્ઞાતિઓમાં અંશ માત્ર પણ નથી હોતો, એ આપણી જ્ઞાતિ જેવી પુનર્લગ્નની રૂઢિવાળી જ્ઞાતિઓને કાંઇ જેવો તેવો લાભ નથી. એ જો વિચાર કરશો, તો તમોને પણ દીપકની જ્યોતિ પ્રમાણે દેખાઇ આવશે. આ સર્વ ભાવિ

બંનેનો વિચાર કરતાં જો કે તમારી પુત્રી કલ્યાણી બુદ્ધિમતી, વિદુષી અને ધર્મનીતિનાં તત્ત્વોને જાણનારી છે, તો પણ હવે તે યૌવનમાં આવેલી હોવાથી તેનો કોઈ યોગ્ય વયના સાધનસંપન્ન તથા ગુણવાન્ યુવક સાથે પુનર્વિવાહ કરી આપવામાં આવે, તો સારૂં; એવો મારો અભિપ્રાય છે. પછી તો જેવો તમારો પોતાનો વિચાર: કારણ કે, ધણીને સૂઝે ઢાંકણીમાં અને પાડોશીને આરસીમાં પણ ન સૂઝે, એ ન્યાય જગત્પ્રસિદ્ધ છે." આમ કહીને વાલજીભાઈએ હાલ તરત પોતાના ભાષણની સમાપ્તિ કરી નાખી અને ત્યાર પછી તેઓ મારા પિતાના પ્રત્યુત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યા.

"પરંતુ વાલજીભાઇ," મારા પિતા પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને કહેવા લાગ્યા: "આજે આપ પુનર્લગ્નનું આટલું બધું સમર્થન કરો છો અને મારી વિધવા પુત્રી કલ્યાણીના પુનર્લગ્નનો બહુજ ભાર આપીને પ્રસ્તાવ કરો છો, તેનું કાંઇ પણ ખાસ કારણ હોવું જોઇએ; એવી મારી ધારણા છે અને મારી એ ધારણા જો સત્ય હોય, તો મારી એવી ઇચ્છા છે કે આ પુનર્લગ્નપક્ષના ખંડન મંડનમાં સમયનો અપવ્યય ન કરતાં તમારી જે કાંઇ પણ આંતરિક ઇચ્છા હોય, તે સ્પષ્ટ શબ્દોમાં મને જણાવી દ્યો એટલે આપણાથી યોગ્ય વિષયનો યોગ્ય વિચાર શાંતિથી કરી શકાય. આપણે મિત્રો હોવાથી મારા સમક્ષ સંકોચ રાખવાનું તમોને કાંઇ પણ કારણ છેજ નહિ."

"અમૃતલાલભાઇ, તમોએ જે કલ્પના કરી છે, તે સર્વથા સત્ય છે. આજે તમારી પાસે મારા આવવાનું અને પુનર્લગ્નની આ ચર્ચાને ઉપસ્થિત કરવાનું એક ખાસ કારણ તો અવશ્ય છે જ અને જ્યારે તમોજ મને આપણી ગાઢ મૈત્રીના અંગે કાંઇ પણ સંકોચ ન રાખવાની સૂચના આપો છો એટલે હું સંકોચને દૂર કરીને તમોને જણાવવાની આજ્ઞા લઉં છું કે, તમારી પુત્રી કલ્યાણી બાળવિધવા છે અને મારો પુત્ર લીલાધર, તેની સ્ત્રીનો સ્વર્ગવાસ થવાથી, હાલમાં વિધુર થયેલો છે; અર્થાત્ કલ્યાણી તથા લીલાધર બન્ને વયમાં તથા ગુણમાં સમાન હોવાથી જો એ ઉભયને પુનર્લગ્નના સંબંધથી એક બીજા સાથે સદાને માટે જોડી દેવામાં આવે, તો ઉભયનાં જીવન સુખમય થાય, એવી મારી ધારણા છે અને એમાટેની અનુમતિ મે-

જાણવામાટેજ અત્યારે હું ચાલીચલાવીને પોતેજ તમારી પાસે આવ્યો છું; છતાં હું તમને એવો દુરાગ્રહ કરતો નથી કે, તમારી પોતાની ઇચ્છા ન હોય, તો પણ આ કાર્ય કરો ; કિન્તુ જો તમને મારી આ યાચના કાંઇક પણ યોગ્ય લાગતી હોય અને કલ્યાણીના બીજીવારના સંબંધનો માર્ગ યોગ્ય જણાતો હોય, તો કલ્યાણીને કોઇ અન્ય સ્થળે આપવા કરતાં આ સ્થળે આપવી એ વધારે સારૂં છે, એવો મારો અભિપ્રાય છે પછી આપનો જે કાંઇ અભિપ્રાય હોય, તે ખરો; તે વિશે મારે કાંઇ પણ બોલવાનું છે નહિ." વાલજીભાઇએ જે કારણ હતું તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના જણાવી દીધું.

વાલજીભાઇની આ સ્પષ્ટોક્તિનું શ્રવણ કરીને મારા પિતાશ્રી કિંચિદ્ વિચાર કર્યા પછી કહેવા લાગ્યા કે: "મિત્રવર્ય, તમારો પુત્ર લીલાધર અદ્યાપિ તરુણ છે અને તમારા કુટુંબની પ્રતિષ્ઠા પણ સારી છે, એટલે જો લીલાધરને બીજીવાર પરણાવવાની તમારી ઇચ્છા હોય, તો પણ આપણી જ્ઞાતિમાં કન્યાની અછત ન હોવાથી, ઘડીના છઠ્ઠા ભાગમાં તમે તમારી એ ઇચ્છાને પાર પાડી શકો તેમ છે, એ હું સારીરાતે જાણું છું. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં તમો પોતે મારી વિધવા પુત્રી સાથે લીલાધરના પુનર્લગ્નની વાર્ત્તા લઇને આવ્યા છો; એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, તમોએ તમારા પોતાના કલ્યાણ કરતાં અમારા કલ્યાણનો જ અધિક વિચાર કરેલો છે અને તમારી એ ઉદારતામાટે હું તમારો અંતઃકરણની ખરી લાગણીથી અતિશય આભાર માનું છું. અત્યારની પરિસ્થિતિનો વિચાર કરતાં મારા પોતાના વિચારો પુનર્લગ્નની રૂઢિથી સર્વ પ્રકારે વિરુદ્ધ હોવા છતાં અત્યારે તમારી ઇચ્છાનો અનાદર કરવો, એ કાર્ય મને કોઇ પણ પ્રકારે યોગ્ય જણાતું નથી. અર્થાત્ હું તમારી ઇચ્છાનો સ્વીકાર કરૂં છું : પરંતુ કલ્યાણીની પોતાની અને તેનાં માતુશ્રીની આ વિષયમાં શી ઇચ્છા છે તે જાણ્યા પછી આવતી કાલે હું આ વિષયનું તમને નિશ્ચયપૂર્વક ઉત્તર આપીશ અને જો સર્વની ઇચ્છા આ વિષયમાં અનુકૂળ થશે, તો અલ્પ સમયમાંજ આ શુભ કાર્યની આપણે સમાપ્તિ પણ કરી નાખીશું."

"આવા વિષયોમાં આપણા કરતાં સ્ત્રીઓની બુદ્ધિ અધિક તીવ્ર હોય છે; એટલે કલ્યાણી એક સુશિક્ષિતા તથા પોતાના હિત તેમજ

અહિતને જાણી શકે તેવી બુદ્ધિમતી બાળા હોવાથી લીલાધરની માતાએ ગોદાવરી કલ્યાણીની મૈત્રિણી હોવાથી ગોદાવરીદ્વારા કલ્યાણીના મનોભાવને પ્રથમ જાણી લીધો છે અને ત્યારપછીજ મને આ વિષયની વ્યવસ્થામાટે તમારી પાસે મોકલ્યો છે. લીલાધરનાં માતુશ્રી અત્યારે કલ્યાણીનાં માતુશ્રી પાસે આ વિશેની વાતચીત કરવામાટે પોતે આવવાનાં હતા; પરંતુ અચાનક અડચણ જેવું થઇ પડવાથી આવી શકયાં નથી. અર્થાત્ આ વાર્ત્તા વધારે લાંબી ન હોવાથી તમો અત્યારેજ તમારાં પત્નીશ્રીને પૂછીને આ વિશેના નિશ્ચયપર આવી શકો તેમ છે. જો કોઇ એવુંજ કારણ ન હોય, તો પછી કારણ વિના આવા શુભ કાર્યમાં એક દિવસનો વિલંબ પણ શામાટે કરવો જોઇએ વારૂ ?" વાલજીભાઇએ આ વિષયનો આજે અને અત્યારેજ નિર્ણય કરી નાખવાના ઉદ્દેશથી આ પ્રમાણેનાં વાકયો ઉચ્ચાર્યાં.

હવે મારા જાણવામાં આવ્યું કે, ગઇ કાલે ગોદાવરીએ વિનોદમાં ને વિનોદમાં મારા પુનર્લગ્નની વાત છેડી હતી, તે તેની માતા તથા તેના પિતાની અનુમતિથીજ છેડી હતી અને એમાટેની વ્યવસ્થા આગળથીજ કરાયલી હતી. મારા પુનર્લગનનો મારા પિતા તથા ગોદાવરીના પિતાના પરસ્પર વાર્ત્તાલાપથી પોણોસો ટકા જેટલો નિશ્ચય તો થઇ ચૂકયો હતો અને જો મારાં માતુશ્રીની અનુમતિ મળી જાય, તો તો પછી સો એ સો ટકા જેટલો નિશ્ચય થયેલો કહી શકાય અને તેનું પરિણામ એ થાય કે, આ વિધવા કલ્યાણી અલ્પ સમયમાંજ સધવા કિંવા અખંડસૌભાગયવતી થઈ જાય અને તેમ થતાં તેના દુઃખનાં વાદળ સદાને માટે વિખરાઇ જાય! મારા મનમાં આવા આનંદોત્પાદક વિચારોનો આવિર્ભાવ થવાથી થોડા વખતને માટે હું મારા અસ્તિત્વને પણ ભૂલી ગઇ અને ભાવિ સુખના વિચારોથી મનમાં ઘણીજ ફૂલી ગઈ. વાલજીભાઇનાં ઉપર્યુક્ત વાકયોનું શ્રવણ કરીને મારા પિતાશ્રી, હું અને ગોદાવરી જે ઓરડામાં બેઠી હતી તે ઓરડામાં આવ્યા અને મને પૂછ્યું કેઃ "બેટા કલ્યાણી, તારી માતા ક્યાં છે ?" મારાં માતુશ્રી ઘરની પાછળની પરસાળમાં ઘઉં અને બાજરાને સોઇ ઝાટકીને સાફ કરવાના કાર્યમાં રોકાયલાં હતાં એટલે મેં કહ્યું કેઃ" પરસાળમાં બેઠાં છે. " મારા પિતાશ્રી મારાં માતુશ્રી પાસે ગયા અને ત્યાં તેમણે લગભગ દશેક મિનિટ જેટલો વખત મારાં

માતુશ્રી સાથેની વાતચીતમાં વીનાડયો. તેઓ જરા દૂર હોવાથી તેમની વચ્ચે જે વાતચીત થઈ તે જો કે મારા સાંભળવામાં તો ન આવી શકી, પરંતુ મારા પિતાશ્રીએ ત્યાંથી આવીને વાલજીભાઇને જે ઉત્તર આપ્યું તેથી હું અનુમાન કરી શકી કે, મારા પુનર્લગ્ન વિશે મારાં માતુશ્રીએ પણ પોતાની અનુકૂળતાજ દર્શાવી હતી. મારા પિતાશ્રીએ વાલજીભાઈને જણાવ્યું કેઃ—

"મિત્ર વાલજીભાઇ, કલ્યાણીનાં માતુશ્રી સાથે વાતચીત કરતાં સ્પષ્ટતાથી મારા જાણવામાં આવ્યુ છે કે, આ વિષયનો પ્રથમ આરંભ તો લીલાધરનાં અને કલ્યાણીનાં માતુશ્રીથી જ થયો હતો, તે બન્ને એ આપણીઓએ ખાનગી રીતે આ વાત કરીને ગોદાવરીદ્વારા કલ્યાણીની ઇચ્છા જાણી લીધી હતી અને ત્યાર પછી તમોને મારી પાસે મોકલવાનો પ્રબન્ધ કરવામાં આવ્યો હતો. જ્યારે આ કાર્યમાટે સર્વનીજ આવી રીતે એક ઇચ્છા છે, તો હવે હું એકલો જ વિરોધ દર્શાવું, એ કોઇ પણ રીતે યોગ્ય નજ કહેવાય. કલ્યાણીના ભાગ્યમાં ચિરંજીવી લીલાધર સાથેના સંબંધનો પ્રથમથીજ લેખ લખાયલો હોવો જોઇએ અને વિધાતાના લેખને મિથ્યા કરવાનું સામર્થ્ય કોઇમાં પણ ન હોવાથી હું આનંદથી તમારા પ્રસ્તાવને સ્વીકારીને લીલાધર સાથે કલ્યાણીના શરીરસંબંધ કરી આપવાની હા પાડું છું: માત્ર એટલુંજ નહિ, પણ આ કાર્ય સત્વરજ કરી નાખવામાટેનો તમને આગ્રહ પણ કરૂં છું: કારણ કે, જ્યારે આ કાર્ય હવે કરવાનુંજ છે, તો પછી અકારણ વિલંબની આવશ્યકતા નથી."

મારાં માતુશ્રીએ મારા કલ્યાણની જે આટલી બધી ચિન્તા રાખી હતી તેમાટે મારાં માતુશ્રીને હું મારા મનમાં અનેક ધન્યવાદ આપવા લાગી અને મારા પિતાશ્રીએ પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ મારા ભાવિ સુખનો વિચાર કરીને મારૂં પુનર્લગ્ન કરી આપવામાટેની જે ઉદારતા દર્શાતી હતી, તેથી તેઓ પણ કાંઈ અલ્પ ધન્યવાદને પાત્ર નહોતા. હું મારા પિતાશ્રીને પણ મારા મનમાં કોટિશઃ આશીર્વાદો આપવા લાગી અને મારા આનંદનો અવધિ થઇ ગયો.

વાલજીભાઇએ જણાવ્યું કેઃ "આજે મંગળવાર છે, એટલે જો કાર્ય આજેજ કરી નાખીએ, તો પણ યોગ્યજ છે; કારણ કે, પુનર્લગ્નમાટેના આપણામાં મંગળવાર તથા રવિવાર એ બે દિવસોજ ઉત્તમ

માનવામાં આવે છે; પરંતુ આટલી બધી ઉતાવળ કરવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા ન હોવાથી રવિવારને દિવસે આ કાર્યને સિદ્ધ કરવામાં આવે, તો વધારે સારૂં, એવો મારો અભિપ્રાય છે."

"જે તમારો અભિપ્રાય તેજ મારો અભિપ્રાય. ભલે ત્યારે આ શુભકાર્યમાટે રવિવારનો દિવસજ આપણે નક્કી કરીએ છીએ. આવતી કાલે અમારા કુલપુરોહિતને બોલાવી કલ્યાણીનાં આગલાં સાસરિયાનાં જે કાંઇ ઘરેણાં વગેરે છે, તે તેમનાપર પાછાં મોકલવાની હું વ્યવસ્થા કરીશ; કારણ કે, તે સાસરિયાંસાથેના કલ્યાણીના સંબંધનો હવે જ્યારે સદાને માટે અંત આવવાનો છે, તો પછી તેમની વસ્તુઓ વેળાસર તેમને પહોંચાડી દેવી, એ મારૂં પ્રથમ કર્તવ્ય છે. અરેરે! તે બિચારાં જ્યારે કલ્યાણીના પુનર્લગ્નની એટલે કે, પુત્રના સ્વર્ગવાસી થવાથી પુત્રવધૂના પણ અખંડ વિયોગની વાર્ત્તા સાંભળશે, તે વેળાયે તેમના અંતઃકરણમાં કેવો અસહ્ય આઘાત થશે, એ વિશેની કલ્પના પણ હૃદયને વિદારી નાખે છે! તેમને તો એમજ જણાશે કે, તેમના પુત્રનો આજેજ સ્વર્ગવાસ થયો છે!" આ શબ્દો ઉચ્ચારતાં મારા દયાળુ પિતાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી! પરંતુ પોતાના હૃદયને દૃઢ કરી અશ્રુને લૂછીને તેઓ પુનઃ કહેવા લાગ્યા કે, "પરંતુ હવે આ શોક વ્યર્થ છે; કારણ કે, જ્યાં ઉપાય નથી, ત્યાં શોકથી લાભ શો વારૂ?"

વાલજીભાઇ તેમના પોતાના કાર્યની સિદ્ધિ થઇ ગયેલી હોવાથી પોતાને ઘેર જવામાટે ઉઠ્યા અને મારા પિતાશ્રી તેમને વળાવવામાટે બહાર સૂધી તેમની સાથે ગયા. ગોદાવરી પણ ઉઠી અને મારા ગાલપર ધીમો તમાચો મારીને બોલી કે: "ત્યારે ભાભી સાહેબ, અમે પણ રજા લઇએ છીએ; પધારજો!" ગોદાવરીની મીઠી મસ્કરીનો હું જવાબ આપું, તે પૂર્વે તો તે ચંચળ ચપળા મારાં નેત્રો આગળથી અદૃશ્ય થઇ ગઇ.

બીજે દિવસે મારાં આગલાં સાસરિયાંની જે કાંઇ મોકલવા જેવી વસ્તુઓ હતી, તે અમારા કુલપુરોહિતના હાથે પાછી મોકલી દેવામાં આવી અને હું આતુર દૃષ્ટિથી રવિવારના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. અસ્તુ: હું હવે **પુનર્લગ્નની વ્યાખ્યા** વિશે કાંઇક લખવા ઇચ્છું છું.



# પ્રકરણ ૮ મું

## મારો ‘પુનર્ભૂ’ અવતાર

આપણા સંસ્કૃત ભાષામાં લખાયલા નાનાવિધ ધર્મ ગ્રંથોમાં વિધવા સ્ત્રીના બીજીવારના શરીરસંબંધના અર્થમાં **‘પુનર્લગ્ન’** અને **‘પુનર્વિવાહ’** જેવા શબ્દોનો પ્રયોગ કરાયો હોય, એવી મારી માન્યતા નથી; કારણ કે, મેં જેટલા ધર્મગ્રંથોનું અવલોકન કર્યું છે, તે ધર્મગ્રંથોમાં વિધવા વનિતાના દ્વિતીયવારના લગ્નના અર્થમાં એ શબ્દો યોજાયલા ક્યાંય મારા જોવામાં આવ્યા નથી; માત્ર એટલુંજ નહિ, પણ અનેક સંસ્કૃત શબ્દકોષોને ઉથલાવવા છતાં તેમાં પણ ક્યાંય એ એ શબ્દો મળી શકયા નથી. કિન્તુ જે નવોઢા કન્યાનો, સ્વામી સાથે સમાગમ થવા પૂર્વે જ વૈધવ્યકાળ આવવાથી, અન્ય પુરુષ સાથે લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો હોય, તેવી પુનર્વિવાહિતા અખંડ કૌમારવતી વિધવાને ધર્મશાસ્ત્રમાં **‘પુનર્ભૂ’** તથા **‘દ્વિધિષૂ’** કિંવા **‘દ્વિધીષૂ’** એવી બે નવીન સંજ્ઞાઓ અપાયલી છે; અને એ કારણથી એવી રીતે જે સ્ત્રીનો બેવાર લગ્નસંબંધ થએલો હોય છે, તેના દ્વિતીય પતિને ધર્મશાસ્ત્રમાં ‘દ્વિધિષુ’ ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. આપણામાં જ્યારે પણ કોઇ વિધવા સ્ત્રીને બીજો પતિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, ત્યારે ‘આ સ્ત્રીનો એક ભવમાંથી બીજો ભવ થયો.’ એમ કહેવામાં આવે છે; એટલે એ બીજા ભવની કલ્પનાનો **‘પુનર્ભૂ’** શબ્દમાંથી અથવા તજ્જન્ય; **‘પુનર્ભવ’** શબ્દમાંથી ઉદ્‌ભવ થયેલો હોવો જોઇએ, એવી સરળતાથી કલ્પના કરી શકાય છે. અક્ષતયોનિ કન્યાના દ્વિતીયવારના લગ્નપ્રસંગે પ્રથમ લગ્નના જેવા જ સર્વ વિધિ કરવાની શાસ્ત્રાજ્ઞા એ કારણથી મળેલી છે કે, તે કન્યાના કૌમારનો પ્રથમ પતિના સ્પર્શથી ભંગ થયેલો ન હોવાથી વાસ્તવિક રીતે તે કુમારિકાજ હોય છે. એ **‘પુનર્ભૂ’** તથા **‘દ્વિધિષૂ’** શબ્દો એવા છે કે જેમની બીજા અર્થમાં અતિવ્યાપ્તિ થતીજ નથી; અને આજકાલના **‘પુનર્લગ્ન’** તથા **‘પુનર્વિવાહ’** આદિ શબ્દોનો ‘બીજીવારનો લગ્નસંબંધ’ એવો સાધારણ અર્થ થતો હોવાથી પુરુષના બીજીવારના લગ્નના અર્થમાં પણ તેની અતિવ્યાપ્તિ થઇ જાય છે, છતાં અત્યારે **‘પુનર્લગ્ન’** શબ્દનોજ સર્વત્ર અધિક પ્રચાર હોવાથી ગુજરાતી

કોષમાં એ શબ્દની આ પ્રમાણેની વિશિષ્ટ વ્યાખ્યા કરાયલી જોવામાં આવે છે: "રાંડેલી સ્ત્રી લગ્નના વિધિ સહિત પરણે તેને પુનર્લગ્ન કહે છે:" અને નાતરાને પુનર્લગ્નથી ભિન્ન દર્શાવવામાટે નાતરાની વ્યાખ્યા કરતાં તેજ કોષકાર લખે છે કે: "વિધિ સિવાય રાંડેલી કે છાંડેલી સ્ત્રી બીજે ધણી કરે તો નાતરૂં કર્યું કહેવાય છે..........એ પુનર્લગ્ન ન કહેવાય. પુનર્લગ્ન ફક્ત સ્ત્રીઓમાટે જ વપરાય છે; પુરુષ માટે વપરાતો નથી." (જુઓ રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલકૃત 'ગુજરાતી શબ્દકોષ'માં '**નાતરૂં**' શબ્દની વ્યાખ્યા, પૃષ્ટ ૬૪૩.) અર્થાત્ મારી માન્યતા પ્રમાણે '**પુનર્ભવ**' અને '**પુનર્લગ્ન**' અથવા **પુનર્વિવાહ**'-ની વ્યાખ્યામાં જેટલો ભેદ છે, તેટલો જ આજ કાલના પુનર્લગ્નપક્ષના પુરસ્કર્તાએ ની માન્યતા અનુસાર '**પુનર્લગ્ન**' તથા '**નાતરૂં**' શબ્દની વ્યાખ્યામાં ભેદ રહેલો છે. આજ કાલના **વિધવા પુનર્લગ્નના** પક્ષકાર વિદ્વાનો **પુનર્લગ્ન**નું સમર્થન કરતાં **પુનર્લગ્ન**ની વ્યાખ્યાને જાણે કે અજાણે ઠેઠ વેશ્યાવૃત્તિપર્યન્ત કેવી રીતે ખેંચી ગયા છે, એનું વિવેચન આગળ જતાં મારી આત્મકથામાં આવવાનું હોવાથી અત્યારે આ વિષયનો હું વિસ્તારથી ઘટસ્ફોટ નથી કરતી. મારા અભિપ્રાય પ્રમાણે તો **પુનર્લગ્ન, પુનર્વિવાહ, નાતરૂં** અને **ઘઘરણું** આદિ શબ્દોમાં માત્ર એટલો જ ભેદ છે કે, કલકત્તા અને મુંબઈ જેવાં મોટાં નગરોમાંના નામાંકિત **પુનર્લગ્ન હૉલ**માં પાશ્ચાત્ય જ્ઞાનપ્રકાશથી પ્રકાશિત થયેલા અદ્ભુત વિદ્વાનોનાં સાડા નવ નવ માઈલ્સનાં લાંબાં લાંબાં લેકચરો અને તાળીઓના ગગડાટ વચ્ચે આજકાલની નવી ફૅશનથી જે **નાતરૂં** અથવા **ઘઘરણું** થાય છે, તે **પુનર્લગ્ન** અથવા **પુનર્વિવાહ** જેવા સુંદર સંસ્કૃત શબ્દોથી ઓળખાય છે, અને સાધારણ સ્થિતિના લોકો પોતાની જ્ઞાતિના નિયમ અનુસાર જે **પુનર્લગ્ન** અથવા **પુનર્વિવાહ** કરે છે, તે **પુનર્લગ્ન** આઉટ ઑફ ફૅશન તથા આઉટ ઑફ આડંબર હોવાથી **નાતરૂં** અથવા **ઘઘરણું** અસંસ્કૃત તથા ગ્રામ્ય નામથી ઓળખાય છે. એક હિન્દુસ્તાની પુરુષ કે સ્ત્રી સાહેબ કે મડમનો પોષાક પહેરે. તો તેથી તેના પોષાકમાં એટલેકે બાહ્ય સ્વરૂપમાં બીજાં હિન્દુસ્તાની પોષાકને ધારણ કરનારાં પુરુષ તથા સ્ત્રી કરતાં કાંઈક ભિન્નતા હોય છે ખરી, પણ તે પોષાકના યોગે તેમનું હિન્દુસ્તાનીપણું કાંઇ બદલાઇ જતું નથી; એવીજ રીતે **પુનર્લગ્ન, પુનર્વિવાહ** અને **નાતરૂં** તથા **ઘઘરણું** આદિ શબ્દોની સંસ્કૃતતા તથા ગ્રામ્યતાના વિચારને ત્યાગી દેવામાં

આવે, તો એ શબ્દોના મૂળ અર્થમાં એવો કશો પણ ભેદ આપણા જોવામાં આવી શકતો નથી, કે જેને ખાસ જાણવા યોગ્ય કહી શકાય.

હવે આપણે ‘નાતરૂં’ તથા ‘ઘઘરણું’ એ બે ગ્રામ્ય ગણાતા અથવા સાદા શબ્દોનો કાંઇક વિચાર કરીશું. ‘નાતરૂં’ શબ્દનું વર્ત્તમાન સ્વરૂપ જો કે ગ્રામ્ય છે, છતાં કોષકારોએ એ શબ્દને પણ સંસ્કૃતમાંથીજ ગુજરાતીમાં આવેલા શબ્દ તરીકે ઓળખાવ્યો છે અને એનું મૂળ શુદ્ધ સ્વરૂપ ‘નવતર’ છે, એમ જણાવ્યું છે. ‘નવતર’ એટલે નવીનતર, એટલે કે નવીન પતિ કરવો તે નાતરૂં અથવા નવીન પત્ની કરવી તે નાતરૂં, એવી રીતે એ શબ્દ સ્ત્રી તથા પુરુષ ઉભયના બીજીવારના લગ્નના અર્થમાં યોજી શકાયછે. શામળભટ્ટે એ શબ્દની એવાજ અર્થમાં યોજના કરેલી છે; જેમકે : “જુવતીએ તજ્યું જાતરૂં, નરનારીએ કર્યું નાતરૂં !” ‘નાતરૂં’ શબ્દ ગુજરાતના સર્વ ભાગોમાં સામાન્ય રીતે પ્રચલિત છે અને ‘ઘઘરણું’ શબ્દ બહુધા સૂરત જિલ્લામાં તથા પારસી કોમમાં અધિક વપરાય છે. કેટલાક વિદ્વાનોનું એવું અનુમાન છે કે, એ ‘ઘઘરણું’ શબ્દ પણ મૂળ સંસ્કૃત ભાષામાંથીજ ગુજરાતી ભાષામાં આવેલો છે અને તેની મૂળ વ્યુત્પત્તિ આ પ્રમાણેની છે : ‘ઘટ—ગ્રહણ’ આમાંના ‘ઘટ’ શબ્દમાંનો ‘ટ’ લોપાયો છે અને ‘ગ્રહણ’ શબ્દનું રૂપ ‘ઘરણું’ થઇ ગયું છે; અર્થાત્ ઘડાનો સ્વીકાર તે ઘટગ્રહણ એટલે કે, ઘઘરણું. કેટલેક સ્થળે કેટલીક પુનર્લગ્નની રૂઢિવાળી જ્ઞાતિઓમાં જ્યારે નાતરૂં કરવાનું હોય છે, ત્યારે નાતરૂં કરનાર સ્ત્રી પાણીનો ઘડો ભરીને જે પુરુષ સાથે નાતરૂં કરવાનું હોય છે તે પુરુષના દ્વારના ઉંબરામાં જઇને ઉભી રહે છે અને તે પુરુષ તેના માથાપરનો ઘડો ઉતારી લે છે, એટલે ઘઘરણું થઇ ગયેલું મનાય છે: આ રૂઢિ અથવા વિધિના કારણથી નાતરાને ‘ઘટગ્રહણ’ નું નામ મળેલું હોય તો તે સ્વાભાવિક જ છે.

એ શબ્દો ઉપરાંત કાઠિયાવાડની લુહાણા આદિ પુનર્લગ્નની રુઢિવાળી જ્ઞાતિઓમાં જે એક બીજો શબ્દ નાતરૂં કરવાના અર્થમાં વપરાય છે, તે ‘ઘરઘવુ’ શબ્દ છે. આ શબ્દનું જો કે ‘ઘઘરણું’ શબ્દ સાથે કાંઇક બાહ્ય સામ્ય દેખાય છે ખરૂં; પણ ખરી રીતે એ શબ્દ ઉપર વર્ણવેલા ચારે શબ્દ કરતાં ભિન્ન છે અને એની ઉત્પત્તિ પણ સર્વથા નવીન છે; કારણ કે, પુનર્લગ્ન, પુનર્વિવાહ, નાતરૂં અને ઘઘરણું એ ચારે શબ્દો વ્યાકરણના નિયમ પ્રમાણે નામ છે, ત્યારે

'**ઘરઘવું**' શબ્દ ક્રિયાપદ છે; અને '**ગૃહ ગ્રહવું**' એટલે કે, ગૃહનો સ્વીકાર કરવો એવો એ ક્રિયાપદનો અર્થ થાય છે. આપણામાં પુરૂષનું ગૃહિણી એટલે કે પત્ની વિનાનું ગૃહ સ્મશાનતુલ્ય મનાય છે, તેમજ સ્ત્રીનું પણ જો વર હોય તોજ ઘર કહેવાય છે અને તેટલામાટેજ 'ઘરમાંથી વર ન થાય, પણ વરમાંથી ઘર થાય' એવી એક કહેવત પણ સર્વત્ર બોલાય છે; એટલે કે, ખરી રીતે વર તેજ ઘર હોવાથી ઘરનો સ્વીકાર કરવો, એનો અર્થ નવીન વરનો સ્વીકાર કરવો તેમજ પુરૂષમાટે ઘરનો સ્વીકાર કરવો તે નવીન પત્નીનો સ્વીકાર કરવો, એવો જ એ ક્રિયાપદનો મથિતાર્થ હોવાથી આ શબ્દ સર્વ શબ્દો કરતાં અધિક ઉત્તમ છે, એવી મારી પોતાની માન્યતા છે. આ કારણથી કાઠિયાવાડમાં જ્યારે પણ કોઇ સ્ત્રી અથવા પુરુષ **પુનર્લગ્ન** અથવા **નાતરૂં** કરે છે, ત્યારે આ સ્ત્રી ઘરવી છે અને આ પુરુષ ઘર્યો છે, એમજ કહેવામાં આવે છે.

અસ્તુ: ભિન્ન ભિન્ન દેશ પરત્વે **પુનર્લગ્ન** અથવા **નાતરાના** વિધિ ભિન્ન ભિન્ન પ્રકારના હોવાથી તે સર્વનાં વર્ણનો અહીં આપી શકાય તેમ નથી અને તે આપવાની ખાસ અગત્ય પણ નથી. સાધારણ રૂઢિ ગુજરાતમાં એવી છે કે, **નાતરૂં** કરનારી સ્ત્રી ગોત્રજની પૂજા કરી ચૂડો પહેરે છે અથવા તો પાણીનું બેડું ભરી દેવાલયમાં જાય છે અને ત્યાં દેવનો દીવો કરી નવા ધણીનો ચૂડો પહેરે છે ને તેને ઘેર જાય છે. કાઠિયાવાડમાંની અમારી લુહાણા જ્ઞાતિમાં બહુધા એવી રૂઢિ છે કે, અમુક પુરુષ તથા સ્ત્રીના **નાતરાની** વાત નક્કી થઇ ગયા પછી પ્રથમ પુરુષ ન્યાતના લાગાની અમુક કોરી; અમુક રૂપિયા કે જે ઠરાવેલી રકમ હોય તે અને તેની સાથે સોનાની એક વીંટી સ્ત્રીનાં માતા પિતા, બંધુ કે જે કોઈ લાગતાં વળગતાં હોય તેમનાપર મોકલી આપે છે અને તેનો તેઓ સ્વીકાર કરે, એટલે **નાતરાની** વાત નક્કી થયેલી મનાય છે. ત્યારપછી નક્કી કરેલા દિવસે (તે દિવસ મંગળવાર કે રવિવારનોજ હોવો જોઇએ) તે પુરુષ અમુક લુગડાં તથા ઘરેણાં લઇને તે સ્ત્રીના પિતાને ઘેર જાય છે, ત્યાં ભોજન કરેછે અને રાત્રિના સમયમાં તે લુગડાં તથા ઘરેણાં પહેરાવીને તે સ્ત્રીને **પુનર્લગ્નના** વિધિમાટે તૈયાર કરી રાખેલા એક બીજા ઘરમાં લઇ જાય છે કે જ્યાં માત્ર **પુનર્લગ્ન** કરાવનાર બ્રાહ્મણ વિના બીજું કોઇપણ મનુષ્ય બહુધા હોતું નથી; ત્યાં કેટલીક સાધારણ ક્રિયા કરી બ્રાહ્મણદેવ સ્ત્રી તથા

પુરુષ ઉભયને ઉભાં રાખી તેમનાં મસ્તકોની વચ્ચે એક નાળિયેર રાખીને તે નાળિયેર સાથે બન્નેના માથાં ભટકાવે છે અને તેથી એ વિધિને '**માથાં ભૂટકાવવાં**'ના વિધિના નામથી પણ ઓળખવામાં આવે છે. એ વિધિ સમાપ્ત થતાં **નાતરૂં** થઇ ગયેલું મનાય છે અને ત્યારપછી તે પુરુષ પોતાની નવીન પત્નીને પોતાને ઘેર લઇ જાય છે; નવીન પતિના ગૃહમાં પ્રવેશ કરતાંની સાથેજ સ્ત્રી બેડું ઉપાડીને કૂવા, વાવ, નદી કે તળાવમાંથી પાણી ભરી આવે છે અને તે બેડું તેના માથાપરથી તેનો નવો ધણી ઉતારી લે છે, એટલે પછી તે નવીન પત્નીનો તે ગૃહની ગૃહણી તરીકેનો અધિકાર દૃઢ થાય છે; અને તે સમયથીજ તેમના પતિપત્ની તરીકેના સબંધનો આરંભ થઇ જાય છે. પરંતુ આ સર્વ વિધિ જ્યારે પોતાના પૂર્વ પતિ સાથે અમુક સમય પર્યંત રહી સંસારસુખને ભોગવી ચૂકેલી **વિધવાનું પુનર્લગ્ન** થવાનું હોય છે, તે વળાયેજ કરવામાં આવે છે; અને તેથી જ્યારે કોઇ એવી કન્યાના પુનર્લગ્નનો વિધિ કરવાનો હોય છે કે જેનો બાલ્ય કાળમાં લગ્નસંબંધ થયેલો હોવાથી જેના શરીરને પતિનો સ્પર્શ માત્ર પણ થયો ન હોય અને જે સંસારસુખ અથવા લગ્નના પરિણામથી સર્વથા અજ્ઞાન હોય; તો તેવી અક્ષતયોનિ કન્યાના **પુનર્લગ્ન**ના પ્રસંગે તેના પ્રથમવારના લગ્ન જેવાજ કેટલાક વિધિ કરવામાં આવે છે અને તેથી જો તેના એ **પુનર્લગ્નને અર્ધલગ્ન**ના નામથી ઓળખવામાં આવે, તો તે કોઇ પણ પ્રકારે અયોગ્ય તો નજ કહેવાય. આવા પ્રસંગે ચૉરી પણ કરવામાં આવે છે અને વર કન્યાને બે ફેરા પણ ફેરવવામાં આવે છે. જેઓ આ વિધિથી અજ્ઞ હોય છે, તેઓ તો આવા પ્રસંગે પણ **નાતરા**નો સર્વસાધારણ વિધિજ કરી નાખે છે; પરંતુ જેઓ આ વિધિને જાણતા હોય છે, તેઓ અવશ્ય આવા પ્રસંગે આ વિધિનીજ યોજના કરે છે.

મારા પિતાશ્રી શાસ્ત્રની આ વિધિયોજનાને જાણતા હોવાથી તેમણે મારા **પુનર્લગ્ન**માં આ વિધિને યોજવાનોજ નિશ્ચય કર્યો હતો અને તેથી **લીલાધર** સાથે **મારો પુનર્વિવાહ** એ વિધિથીજ થયો હતો. માત્ર વરઘોડો કાઢવાનો, વાજાં વગડાવવાનો અને ગીત ગવડાવવાનો બાહ્ય આડંબર એ પ્રસંગે કરવામાં આવ્યો નહોતો. સંક્ષેપમાં કહેવાનું એટલુંજ કે, રવિવારની રમણીય નિશાના આરંભ સાથે મારા '**પુનર્ભૂ**' અથવા '**દ્વિધીજૂ**' નામક નવીન અવતારનો

આરંભ થઇ ચૂક્યો અને હું વિધવા મટીને લીલાધરની ધર્મપત્નીના નામથી ઓળખાવા લાગી. મેં મારા નવીન ગૃહમાં ચરણ મૂક્યાં ત્યાં તો બટકબોલી ગોદાવરી, મારી એક સમયની સખી અને અત્યારે થયેલી નણંદ મારી મશ્કરી કરવામાટે દ્વારમાંજ ઉભી હતી, અને તેણે "આવો, મારાં વ્હાલાં ભાભી સાહેબ ! છો તો આનંદમાં ને ? કેમ તે દિવસે ના ના કહેતાં હતાં, પણ થયાં કે નહિ મારાં ભોજાઇ ? અત્યાર સુધી તો હતી આપણી સખી અથવા બેનપણીની સગાઈ, પણ હવે તો થઇ ગઈ નણંદ અને ભોજાઇની સગાઇ ! " ગોદાવરી મને હાથ ઝાલીને ભોજનાલયમાં લઇ ગઈ અને ત્યાં મારા પતિની બાજુમાં બેસાડીને તેણે મારૂં મીઠું મોઢું કરાવ્યું. એ ગૃહમાં એક પત્ની તરીકે આવવાનો આ પ્રથમ દિવસ હોવાથી સ્ત્રી જાતિની સ્વાભાવિક લજ્જાશીલતાએ મને અધિક ભોજન કરવા દીધું નહિ, તો પણ ગોદાવરીએ બળાત્કારે મને આવા પ્રસંગે ખાઇ શકય તેના કરતાં કાંઇક વધારેજ ખવડાવ્યું. ભોજનકાર્યની સમાપ્તિ થયા પછી ગોદાવરી 'ચાલો ત્યારે આપણે આપણા ખાનગી ઓરડામાં જઇએ અને વાતચીત કરીએ, એમ કહી મને ઉપરના મજલાપરના એક સુંદર અને વિશાળ ઓરડામાં લઈ ગઇ. એ ઓરડામાં એક સુંદર પલંગપર સુંદર શય્યા સજાવીને રાખવામાં આવી હતી અને એક સ્થળે એક થાળમાં બે ચાર જાતની સારી મીઠાઇ ભરી રાખવામાં આવી હતી, એમ મારા જોવામાં આવ્યું. લગભગ અડધા કલાક જેટલો સમય ગોદાવરીએ મારી સાથેની વિનોદવાર્ત્તામાં વીતાડ્યો અને ત્યારપછી તે નીચેથી કાંઇક વસ્તુ લાવવાનું નિમિત્ત બતાવીને જે નીચે ગઇ તે પાછી ઉપર આવીજ નહિ. લગભગ અડધા કલાક સુધી તો મે તેની વાટ જોઇ અને ત્યારપછી મારો નીચે જવાનો વિચાર થયો; પરંતુ એજ સમયે મારા પતિ તે ઓરડામાં પધાર્યા અને તેમને જોતાંજ હું મારા મનમાં જાણી ગઇ કે, મારા પતિના આગમનનો સમય થયેલો હોવાથી ગોદાવરી અમુક નિમિત્ત બતાવાને બુદ્ધિપૂર્વક મારાથી દૂર થઇ હતી અને તેથી હવે પ્રભાતપૂર્વે તેના દર્શનની આશા રાખવી, એ આકાશપુષ્પની આશા રાખવા સમાનજ હતું. મારા પતિને જોતાંજ હું જ્યા બેઠી હતી ત્યાંથી ઉઠી ઘુંઘટો તાણીને પલંગના એક છેડાપર પલંગને અઢેલીને ઉભી રહી. મારા પતિદેવ મારા નિકટમાં આવ્યા અને પોતાના કરમાં મારો કર ગ્રહીને પ્રેમપૂર્ણ વાણીથી કહેવા લાગ્યા કેઃ—

" પ્રાણેશ્વરી ! અત્યારે હવે આ અકારણ લજ્જાને ધારણ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. "

'પ્રાણેશ્વરી' શબ્દ આજે પ્રથમ વારજ મારા સાંભળવામાં આવ્યો હતો અને તે શબ્દમાં મને અલૌકિક માધુર્યનો અનુભવ થવાથી હું આ સંસારમાં એ વેળાએ સ્વર્ગસુખનો સાક્ષાત્કાર કરવા લાગી !

---

# પ્રકરણ ૯ મું

## સુખમય સંસાર

મારૂં લૌકિક દૃષ્ટિમાં આ પુનર્લગ્ન હોવા છતાં વાસ્તવિકતાથી જોતાં તો મારૂં આ પ્રથમ લગ્નજ હતું, એ વાંચકોને નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. અર્થાત્ **'સુખમય સંસાર'** એ બે શબ્દોનો વાસ્તવિક અર્થ શો છે, એ સ્વામિસમાગમના સુખથી સંપૂર્ણ રીતે મારા જાણવામાં આવી ગયું; કારણ કે, અત્યાર સુધી શ્વસુરગૃહ એટલે શું અને સ્વામી શબ્દમાં શું રહસ્ય સમાયલું છે, એની મને કલ્પના માત્ર પણ હતી નહિ. જ્યાં સુધી લીલાધર સાથે મારો પુનર્વિવાહ થયો નહોતો, ત્યાં સુધીના વૃત્તાન્તમાં મેં તેમના નામનો એક સાધારણ વ્યક્તિ તરીકે એક વચનમાંજ પ્રયોગ કર્યો છે; પરન્તુ હવે પછીનો વૃત્તાન્ત તેઓ મારા મુકુટમણિ, મારા સૌભાગ્યના આધાર અને મારા પતિદેવ થવા પછીનો હોવાથી અતઃપશ્ચાત્ હું તેમના નામનો કાં તો બહુવચનમાંજ પ્રયોગ કરીશ અથવા તો તેમને **'મારા પતિ'** એ પ્રમાણેની સંજ્ઞાથી ઓળખાવીશ; કારણ કે, વાણીમાં પણ પતિનું પરિપૂર્ણ માન જાળવવું, એ આર્યનારીનો સર્વથી પ્રથમ તથા પ્રધાન ધર્મ છે. મારા પતિનો, અમારો દંપતીસંબંધ થયા પૂર્વેજ, મારામાં સ્વાભાવિક સ્નેહ હતો અને તેથી જ્યારે હું તેમની પત્ની થઇને તેમના ગૃહમાં ગઇ એટલે તેમનો મારામાંનો તે સ્નેહ અથવા પ્રેમ દિવસાનુદિવસ એટલો બધો વૃદ્ધિંગત થવા લાગ્યો કે તેમના તે અતિશય પ્રેમના યોગે તેમના કેટલાક મિત્રો તેમને સ્ત્રીદેવીના ઉપાસક ના ઉપનામથી ઓળખવા લાગ્યા, પરન્તુ મારા સ્નેહમૂર્ત્તિ પતિદેવને

તેથી જરા પણ ખેદ થતો નહોતો. તેમનો તેમનાં માતા પિતામાં પણ તેવોજ સદ્ભાવ હોવાથી અને માતા પિતાની આજ્ઞાનું તેઓ ઇશ્વરની આજ્ઞા સમાન પાલન કરતા હોવાથી તેમનો મારામાં આટલો બધો પ્રેમ હોવા છતાં પણ મારાં સાસુજીનો મારામાં કુભાવ થયો નહોતો અને મારાં તે દેવીતુલ્ય સાસુજી મને પોતાની પુત્રવધૂ નહિ, પણ પુત્રી સમાનજ ગણતાં હતાં અને હું સુશિક્ષિતા હોવાથી મારૂં માન પણ બહુજ સારૂં જાળવતાં હતાં. વસ્તુસ્થિતિ આવી હતી અને તેવામાં માત્ર એકજ વર્ષના અવધિમાં હું પુત્રની માતા થવાથી મારા માનમાં એટલો બધો વધારો થઇ ગયો કે, હું ઉપાડી ઉપડતી નહોતી, મારો પડયો બોલ ઝીલી લેવામાં આવતો હતો અને પાણી માગતાં મારા સમક્ષ દૂધ લાવીને હાજર કરવામાં આવતું હતું.

મારા શ્વસુરની પણ મારા પર સંપૂર્ણ કૃપા હતી અને તે કૃપા તથા તેમના મારા વિશેના સદ્ભાવના યોગે તેઓ મને ‘વહૂ’ કહીને બોલાવવાને બદલે નિરન્તર ‘લક્ષ્મી’ ના સંબોધનથીજ બોલાવતા હતા; કારણ કે, તેમના ગૃહમાં તેમની પુત્રવધૂ તરીકે મારો પ્રવેશ થયા પછી અચાનક વ્યાપારમાં જેમ તેમને સારો લાભ મળ્યો હતો તેમજ ગૃહમાં પુત્રસંતાનની પણ વૃદ્ધિ થઇ હતી અને એ બે કારણોથી તેમનો જો મારા પ્રતિ સદ્ભાવ બંધાયો હોય, તો તેમ થવું સ્વાભાવિકજ હતું. મારા પીયરિયાં ગ્રામમાંજ હોવાથી અને તેમને મારા વિના અન્ય સંતાન ન હોવાથી હું નિત્ય મધ્યાન્હ પછી મારા પિતૃગૃહમાં જતી હતી અને ત્યાં મારાં માતુશ્રીને તેમના ગૃહકાર્યમાં મારાથી બનતી સર્વ પ્રકારની સહાયતા આપતી હતી. સંધ્યાકાળે રાંધવાનો સમય થતાં હું પાછી મારાં સાસરિયામાં આવતી હતી. મને સૌભાગ્યવતી, પુત્રવતી તથા સુખિની જોઇને મારાં માયાળુ માતાપિતાના પરમાનંદનો અવધિ થતો હતો; કારણ કે, તેમના હૃદયમાંનો મારા વિશેની અસહ્ય ચિન્તાનો ભાર હવે લેશ માત્ર પણ અવશિષ્ટ રહ્યો નહોતો. અમારા ગૃહમાં મારા શ્વસુર, મારાં સાસૂ, મારા પતિ, હું પોતે, મારો દીયર, તથા મારી દેરાણી મળીને છ મનુષ્યો નિરન્તર નિવાસ કરનારાં હતાં. મારી બાલ્યસખી અથવા હવે થયેલી નણંદ જો કે ઘણીકવાર પીયરિયામાં આવતી હતી, પરંતુ પતિગૃહવાસિની દુહિતા અતિથિ તુલ્ય મનાતી હોવાથી તેની ગૃહનાં મનુષ્યોમાં

ગણના કરી શકાતી નથી તેમજ મારી એક નાની નણંદ પણ હતી, પરંતુ તે પણ પારકું ધન હોવાથી અને થોડા વખતમજ તેનું લગ્ન થવાનું હોવાથી તે પણ અંતથિરૂપજ હતી. મારી દેરાણી-નો સ્વભાવ જો કે મળતાવડો નહોતો અને તેથી તે મારાપર અંતઃ-કરણમાં કાંઇક દ્વેષ રાખ્યા કરતી હતી, પરંતુ તેના દ્વેષનું કાંઇપણ અયોગ્ય અથવા દુઃખકારક પરિણામ થવાના હાલ તરત સંભવ ન હોવાથી તેનાથી કાંઇપણ બોલી શકાતું નહોતું. મારા દીયરનું નામ દેવરામ તથા મારી દેરાણીનુ નામ રામૂ અથવા રામબાઇ હતું. આ પાત્રો મારી આત્મકથારૂપ નવલકથામાં આગળ જતાં કેટલીક અગ-ત્યની ભૂમિકા ભજવનારાં હોવાથીજ અહીં તેમનાં નામ આદિનો વાંચકોને કિંચિત્ પરિચય કરાવવામાં આવ્યો છે, કે જેથી ભવિષ્યમાં તેમનાં ચરિત્રોના વિકાસને જોઇને વાંચકો આશ્ચર્યમાં ન પડી જાય અને એ બે પાત્રો તેમને સર્વથા નવીન તથા અપરિચિત ન જણાય. અસ્તુઃ મારા દિવસો આ સુખમાં પાણીના રેલાની પેઠે વહી જવા લાગ્યા.

મારા દ્વિતીયવારના લગ્નને બે વર્ષનો કાલાવધિ થઇ ગયો હતો, રમણીય વસન્ત ઋતુ વર્ત્તમાન હતો, દક્ષિણ વાયુની લહરીઓ ચાલી રહી હતી અને રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂક્યો હતો; આકાશ નિરભ્ર, નભોમંડળમાં નિશાનાથ ચંદ્રમાનો ઉદય, નિશા શુક્લ પક્ષની હોવાથી વિશ્વમાં ચંદ્રિકાનો સર્વત્ર વિસ્તાર અને ગ્રામ-માં નિઃસ્તબ્ધતાનો અખંડ અધિકાર. હું મારા સુંદર તથા મનોહર શયનમંદિરમાં મારા અત્યંત પ્રિય અર્ભક પુત્રને સ્તનપાન કરાવતી મારા પતિદેવના પધારવાની પ્રતીક્ષા કરતી બેઠી હતી. ખાનપાન કરા-વીને મારા પુત્રને મેં હાલામાં ( ઘોડીયામાં ) સૂવાડ્યો અને તે ક્ષણેજ નિઃસરણીપરથી મારા પતિદેવના ચઢવાનો ધ્વનિ મારાં શ્રવણોમાં આવીને અથડાયો. જ્યારે મારા પતિ શયનમંદિરમાં પધાર્યા, તે વેળાયે તેમનું સૌંદર્ય નિત્ય કરતાં મને કાંઇક અધિક આકર્ષક તથા નયન-મનોહર દેખાયું. હું મુગ્ધ થઇ ગઇ અને તે મુગ્ધતાના પરિણામે તેમનો ઉઠીને મારે જે સત્કાર કરવો જોઇએ, તેનું પણ મને ભાન રહ્યું નહિ. મારા પતિ ફેંટો તથા અંગરખું આદિ ઉતારીને જ્યારે મારી પાસે આવીને બાળકના કુશળસમાચાર પૂછવા લાગ્યા, તે વેળા-યે મારાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી. મારા પતિએ મને બાહુપાશમાં બદ્ધ કરીને તથા મારા કપોલોને ચુંબનથી આર્દ્ર કરીને

અત્યંત પ્રેમથી મને પૂછ્યું કે; "પ્રાણેશ્વરી! આજે નિત્ય પ્રમાણે તેં ઉઠીને મારો સત્કાર પણ ન કર્યો અને અત્યારે તારાં નયનોમાંથી અશ્રુની ધારા વહી નીકળેલી દેખાય છે, એનું કારણ શું છે, તે કૃપા કરીને જણાવીશ? શું મારાં માતુશ્રીએ તને કાંઇ કહ્યું છે અથવા તારી દેરાણી સાથે તારી કાંઇ બોલાચાલી થઇ છે કે પછી તારી પ્રકૃતિ અસ્વસ્થ છે? દુઃખનું જે કારણ હોય, તે દર્શાવી દે કે જેથી આપણાથી તેના નિવારણનો વેળાસર યોગ્ય ઉપાય યોજી શકાય."

મારા શયનમંદિરમાંની દક્ષિણ બારી ઉઘાડી હોવાથી વાયુની આવતી લહરીઓનો જો કે મારા શરીરને સ્પર્શ થતો હતો! પરંતુ હૃદયમાં પતિના ચુંબન જેટલી શાંતિને પ્રસારવાની તે વસન્તવાયુમાં પણ શક્તિ નહોતી, એનો અત્યારે મને પ્રત્યક્ષ અનુભવ થયો, પતિના આલિંગનબંધનમાં બદ્ધ થયેલી હું મારાં ચક્ષુને બંધ કરીને મારા મનમાં વિચાર કરવા લાગી કે: "હે ચુંબન! તારો પ્રભાવ પણ અલૌકિક છે! તારામાં એક પ્રકારનો એવો તો અવર્ણનીય સ્વર્ગીય સ્વાદ રહેલો છે કે સુધામાં પણ એવો સ્વાદ હશે કે નહિ, એની શંકાજ છે! અને એ કારણથી નિરંતર એવીજ ઇચ્છા થયા કરે છે જાણે દિવારાત એ ચુંબનના સ્વાદનેજ અનુભવ્યા કરીએ!!"

મારા મનમાં ચાલતા એ વિચારના યોગે મારા પતિના પ્રશ્નોનું તત્કાળ મારાથી ઉત્તર આપી શકાયું નહિ; માત્ર એટલુંજ નહિ, પણ પતિસમાગમના એ સ્વર્ગીય સુખનો સાક્ષાત્કાર કરીને હું મારા મનમાં ઇશ્વરને પ્રાર્થના કરતી કહેવા લાગી કે 'હે પરમકૃપામય પરમકરુણાનિધાન પરમાત્મન્! આ દીન કિંકરીને આ પતિસેવાના સુખથી કદાપિ વંચિતા કરીશ નહિ અને મારા સૌભાગ્યને અખંડ રાખજે!'

મારા દીર્ઘ મૌનથી અધિક અધીર થઇને મારા પતિએ પૂછ્યું કે: "કેમ પ્રાણાધિકે! મારા પ્રશ્નોનું મને અદ્યાપિ કાંઇ પણ ઉત્તર નથી મળતું? મારી અર્ધાંગના અત્યારે મારાપર પણ કોપાયમાન થયેલી છે કે શું? જો મારો કાંઇપણ અપરાધ થયો હોય તો, હું મારા તે અપરાધની ક્ષમા માગું છું."

હવે મૌનનો ભંગ કર્યા વિના છૂટકો થવાનો સંભવ હતોજ નહિ અને તેથી હું મારા સાલ્લાના પાલવથી મારી આંખોમાંનાં આંસુને લૂછીને નમ્રતાથી કહેવા લાગી કે, "મારા સૌભાગ્યાધાર, આ

દીન નારીના સૌન્દર્યવર્ધક અમૂલ્ય અલંકાર ! આપ મારો અપરાધ ક્ષમા કરો, એ કદાપિ સંભવેજ નહિ અને તેથી આવા શબ્દો ઉચ્ચારીને મને અપરાધિની ન બનાવો. પરમાત્માની કૃપાથી ગૃહમાં પણ કાંઇ કલેશ થયો નથી અને તેથી મારા આ અશ્રુપાતનો હેતુ શોક નહિ, પણ આનંદજ છે, એટલે કે, આ મારાં આનન્દાશ્રુ છે. આપણા આ બાળકને તથા આપને આ સુખસ્થાનમાં જોવાથી અચાનક અત્યારે મને મારા દુઃખમય પૂર્વ વૈધવ્યનું સ્મરણ થઇ આવ્યું અને તે સ્થિતિની આ સ્થિતિ સાથે તુલના કરીને તુલનાત્મક દૃષ્ટિથી ઉભય અવસ્થાઓનું અવલોકન કરતાં મારાં નેત્રોમાંથી આનન્દનાં અશ્રુ ખરી પડ્યાં ! આપણી જ્ઞાતિમાં જો પુનર્લગ્નની રૂઢિ ન હોત, તો આજે હું આ સ્વર્ગીય સુખોની અધિકારિણી તથા ભોક્ત્રી થઇ શકત ખરી કે ? જે ઉચ્ચ હિન્દુ જ્ઞાતિઓમાં પુનર્લગ્નનો સર્વથા નિષેધ છે, તે ઉચ્ચ હિ-ન્દુ જ્ઞાતિની બાળવિધવાઓ તેમજ યુવતી વિધવાઓ પોતાના જન્મને, પોતાના અવતારને કેટલી બધી માનસિક વેદનામાં વીતાડતી હશે, એની કલ્પના કેવળ તે અભાગિની વિધવાઓ વિના અન્ય કોઇ-થી પણ કરી શકાય તેમ નથી. જો એવી ઉચ્ચ હિન્દુ જ્ઞાતિના અગ્રે-સરો તથા વિચારશીલ પુરુષો વિધવાઓની આ વેદનાનો વિચાર કરીને પોતાની જ્ઞાતિઓમાં વિધવાવિવાહનો પ્રચાર કરે, તો અવશ્ય અનેક વિધવાઓની સંકટશૃંખલા ટૂટી જાય અને તેઓ સુખિની થાય ! પરંતુ હાય, તે સ્વાર્થાન્ધ પુરુષોના હૃદયમાં આવી દયાનો આવિર્ભાવ ક્યાંથી થાય ! કેવળ પક્ષપાતના પૂજક આ હિન્દુસંસારના અંધારણને ધિક્કાર છે કે જેના યોગે પુરુષો પક્ષપાત કરી અનાથા અને અસહાયા વિધવા અબળાના શિરપર દુઃખોની વૃષ્ટિ વર્ષાવે છે અને તેમને સદાને માટે સંસારસુખથી વંચિતા રાખે છે ! ખરેખર તેઓ પવિત્ર આર્યભૂમિના પુત્રજ નથી અને તેથી આર્ય નામને સર્વથા અયોગ્ય છે ! સ્ત્રીનું મરણ થતાં પુરુષ બીજે જ દિવસે બીજી વાર લગ્ન કરે; અરે સ્ત્રીના મરણની ઘટના તો દૂર રહી, એક સ્ત્રીના જીવનકાળમાંજ એક કે અધિક સ્ત્રીઓ કરી લાવે અને તેમનું તે કાર્ય ધર્માનુસાર તથા ન્યાય્ય કહેવાય ! પરન્તુ જો કોઇ બાળવિધવા કે યુવતિ વિધવા પુનર્લગ્ન કરે, તો તેના મસ્તકપર ભ્રષ્ટતા, નિન્દા અને ગાલિપ્રદાન આદિના મેઘ ટૂટી પડે; માત્ર એટલુંજ નહિ પણ તે વિધવા તથા તેની સાથે લગ્ન કરનાર પુરુષ નાતબહાર થાય અને

જ્ઞાતિ તથા આમગોમ સાથેના તેમના સંબંધનો સદાને માટે અંત આવી જાય; એના કરતાં અધિક નીચ તથા અધિક ભયંકર બીજો શો હશે અધર્મ, અત્યાચાર અથવા અન્યાય ! !"

મારા પતિએ એક પ્રકારના વિલક્ષણ અર્થને દર્શાવનાર હાસ્ય કરીને કહ્યું કે: "પ્રિયતમે ! તારા આ સર્વ વિચારો અક્ષરશઃ સત્ય છે અને તેથી મને માન્ય છે. પરંતુ હું કદાપિ એવો પક્ષપાતી તથા સ્વાર્થપરાયણ થવાનો નથી, એ તું નિશ્ચયપૂર્વક માની લેજે. હું તને અત્યારથીજ કહી રાખું છું કે દુર્ભાગ્યના યોગે કદાચિત્ હું અલ્પ સમયમાંજ આ સંસારને સદાને માટે ત્યાગી જાઉં અને સ્વર્ગવાસી થાઉં તો તને પુનર્લગ્ન કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા છે. સ્ત્રી વૈધવ્ય પાળે તેથી મરી ગયેલો પતિ કાંઇ સજીવન થતો નથી, તો પછી બળાત્કારે સ્ત્રીઓએ મૃત પતિમાટે પોતાના સંસારસુખનું વૈધવ્યયજ્ઞમાં બળિદાન શામાટે આપવું, એ હું સમજી શકતો નથી."

મારા પતિના આ વિલક્ષણ ઉદ્‌ગારો મને સ્ત્રીજાતિના તિરસ્કાર સમાનજ જણાયા: કારણ કે, મારા બોલવાનો જે આશય હતો તેથી વિપરીત આશય મારા પતિદેવના ઉદ્‌ગારોમાંથી વ્યકત થતો હોવાથી તેઓ મારા આશયને સમજ્યા ન હોતા, એ તત્કાળ મારા જાણવામાં આવી ગયું અને તેથી હું તેમની વિપરીત ધારણાને દૂર કરવાના ઉદ્દેશથી કહેવા લાગી કે: "પ્રાણાધાર ! મારા કથનનો મર્મ શો છે, તે આપ સમજી શકયા નથી અને તેથી આપે આવાં કટાક્ષમય વાક્યો ઉચ્ચાર્યાં છે. મારા કથનનો આશય એવો નથી કે, ગમે તેવી સ્થિતિમાં પણ વિધવાએ એક પછી બીજો અને બીજા પછી ત્રીજો, ચોથો તથા પાંચમો પતિ કરીને વેશ્યાના અવતારને ધારી લેવો: કિન્તુ વિધવાએ અમુક વિશિષ્ટ સ્થિતિમાં જ પુનર્લગ્ન કરવું, એવોજ મારા કથનનો આશય છે. હું હસ્તદ્વય જોડી આપનાં ચરણોમાં મસ્તક નમાવીને કહું છું કે, કૃપા કરીને હવે પછી કોઈવાર પણ આવી અશુભ વાણી મુખથી ઉચ્ચારશો નહિ: કારણ કે આપનાં આ વાક્યોએ મારા હૃદયમાં અસહ્ય આઘાત કરી દીધો છે. મારી તો એજ ઇચ્છા છે કે પતિ તથા પુત્રાદિને આનંદમાં મહાલતાં મૂકી હું ચૂડે ચાંલ્લે જ આપના હસ્તથી અગ્નિસંસ્કારને પામું અને કદાપિ વિધવા ન થાઉં ! પરમાત્મા આપને ઉદંડ આયુષ્ય આપે અને મારા સૌભાગ્યને

અખંડ રાખ, એ જ પરમાત્માનાં ચરણોમાં મારી નિરંતર પ્રાર્થના છે."

મારા પતિએ પુલકિત થઇને કહ્યું કે: "દેવી! તારા આવા વિચારોને જોઇને મારા અંતઃકરણમાંનો આનંદ અત્યારે ઉભરાઈ જાય છે. જો તારી ભાવના પવિત્ર હશે, તો પરમાત્મા તને દુઃખના દિવસો કદાપિ દેખાડશે જ નહિ."

"પરમાત્મા આપની આ વાણીને સફળ કરો!" હું બોલી.

હું પણ નિઃસ્તબ્ધ થઈ ગઇ અને મારા પતિદેવ પણ નિઃસ્તબ્ધ થઇ ગયા. જે ચિન્તાએ અમારી નિઃસ્તબ્ધતાનો કિંચિદ્ અંશે ભંગ કર્યો હતો તે ચિન્તા પણ અમારા પરસ્પર અધરામૃતપાનથી નિઃસ્તબ્ધ થઇ ગઈ અને ઘોર નિઃસ્તબ્ધતાએ સમસ્ત સંસારનો ગ્રાસ કરી લીધો. પ્રેમપ્રતિમા દંપતીનું સંસારજીવન કેવું સુખમય હોય છે, એની સુજ્ઞ વાંચકો આટલાથી જ કલ્પના કરી શકે તેમ છે.

પરન્તુ આ સંસારમાંની કોઇ પણ સજીવ કે નિર્જીવ વસ્તુ અચલ તથા શાશ્વત ન હોવાથી અમારૂં એ સુખમય સંસારજીવન પણ અચલ તથા શાશ્વત તો નહોતું જ. જો કે પ્રથમ તો એ સુખમય સંસારજીવન મને શાશ્વત જ ભાસ્યું હતું, પરંતુ જ્યારે તેની અશાશ્વતતાનો મને પ્રત્યક્ષ અનુભવ થયો તે વેળાએ મારા તે ભ્રમનો સર્વથા નિરાસ થઇ ગયો અને સંસાર પરિવર્ત્તનશીલ છે, એ શાશ્વત તત્ત્વ સંપૂર્ણતાથી મારા જાણવામાં આવી ગયું. એ સુખમય સંસારજીવનની અશાશ્વતતા વિષયક મારા અનુભવનો આરંભ કેવી રીતે થયો હતો, તે હું હવે વર્ણવીશ.

---

## પ્રકરણ ૧૦ મું
## ઝેરીલી ઝમકૂ

મારી દેરાણી રામબાઇની તેનાથી મોટી ઝમકૂ નામની એક બહેન હતી અને તેનું સાસરૂં જામનગરમાં હતું. તેનો ધણી પોતે સ્ત્રૈણ સ્વભાવનો તથા સ્ત્રીજિત હોવાથી, ઘરમાં એક બુઢ્ઢી અપંગ સાસૂ વિના અન્ય કોઇ વડિલ ન હોવાથી અને જામનગરની હલકી ચાલની કેટલીક કુલટા સ્ત્રીઓનો સમાગમ થવાથી ઝમકૂ પણ આરે

રસ્તે ઉતરી ગઇ હતી અને તેથી નાતજાતમાં તેની જરા પણ આબરૂ હતી નહિ. લગભગ એક વર્ષથી તે રંડાઇ હતી અને ખૂબી તો એ કે, રંડાયા પછી એક દિવસ પણ તેણે ખૂણો પાળ્યો નહેતો. તે ગામમાં ગમે ત્યારે ગમે ત્યાં રખડયા કરતી હતી અને આબરૂને ખીંટીએ ભેરવીને જ ફરતી હતી. તે બાઇસાહેબના ધણીના મરણનું કારણ એવું સંભળાતું હતું કે, તેના ધણીને લોકોએ જ્યારે તેની સ્ત્રી ઝમકૂની આડી ચાલમાટે બહુજ કહેવા માંડયું અને તેના મોઢાપર જ તેનો તિરસ્કાર કરવા માંડયો એટલે તેના ધણીએ તેને કોઇ પણ કારણવશાત્ ઘરમાંથી બહાર નીકળવાની ના પાડી દીધી અને તે છતાં બહાર નીકળવાથી બેચાર વાર તેને સખ્ત રીતે માર પણ માર્યો. પંદર વીસ દિવસ આવા જેલખાનામાં રહેવાથી હરાયા ઢોરની પેઠે ભમનારી ઝમકૂનો જીવ ગભરાવા માંડયો અને તેથી એ પાંજરામાંથી છટકવામાટેના તે જીવસટોસટના પ્રયત્નો કરવા લાગી. જામનગરના એક ખવાસ સાથે તેનો ગુપ્ત પ્રેમસંબંધ હતો અને તે ખવાસ લુચ્ચાનો પીર હતો. જ્યારે આવી રીતે ઘણા દિવસ સૂધી ઝમકૂ તેની પાંસે ન ગઇ એટલે તેણે એક દૂતીને તેની પાસે મોકલીને તેના ન આવવાનું કારણ પૂછાવ્યું. ઝમકૂએ પોતાની નજરકેદની વાત તે દૂતીને કહી સંભળાવી અને વધારામાં જણાવ્યું કે: "જ્યાં સૂધી મારો ધણીરૂપ આ કાંટો સદાને માટે આપણા માર્ગમાંથી નીકળી ન જાય, ત્યાંસૂધી આપણાથી કોઈ પણ રીતે એકબીજાનાં મોઢાં જોઇ શકાય તેમ નથી. માટે જો મારામાં તમારો ખરેખરો પ્રેમ હોય, તો આ કાંટાને છાંટી નાખો અને આપણા પ્રેમમાર્ગને સદાને માટે નિષ્કંટક બનાવો!" આ સંદેશો તે ખવાસને મળતાં જ તે લાલ પીળો થયો અને ઝમકૂના ગરીબ ધણીને મારી નાખવામાટે તૈયાર થઈ ગયો. ઝમકૂનો ધણી ઘણીવાર કાર્યપ્રસંગે આસપાસનાં બબ્બે ચાર ચાર ગાઉપર આવેલાં ગામડાંમાં જતો હતો, અને કેટલીકવાર ત્યાંથી વળતાં માર્ગમાં તેને રાત પણ થઇ જતી હતી. પોતાની આડી ચાલની સ્ત્રીને ઉપર જણાવ્યા પ્રમાણે નજરકેદ રાખ્યા પછી એક માસ પર્યન્ત તો કયાંય તે બીજે ગામ ગયો નહોતો; પણ ત્યાર પછી કાંઇ એવું જ જરૂરનું કામ આવી પડવાથી તે ધ્રોળ ગયો હતો અને ત્યાંથી આવતાં મોડું થવાથી માર્ગમાં જ તેને રાત પડી ગઇ હતી. ધ્રોળથી ત્રણ ગાઉ જેટલો પંથ તે કાપી આવ્યો તે વેળાયે રાતના સાડાદશ કે અગિયાર વાગવા

આવ્યા હતા અને રાત અંધારી હોવાથી કોઇ પણ પદાર્થ સ્પષ્ટ જોવામાં આવતો નહોતો. અચાનક તેની પાછળ ચાલ્યા આવતા એક બળવાન્ પુરુષે તેનો હાથ પકડી લીધો અને "ભોગવ આ તારી બાયડીને બંદીખાનામાં રખવાનું ફળ!" એમ કહીને તેની છાતીમાં તીખી ધારવાળો છરો ભોકીને તેનું ખૂન કરી નાખ્યું. બનાવ એવો બન્યો કે, એજ વેળાયે જામનગરથી નીકળેલા બે ઘોડેસ્વાર પોલીસ કાંઇ કામમાટે ધ્રોળ તરફ જતા હતા અને તેમણે, તેઓ નિકટમાં હોવાથી નવાઇ રાતે, તે ખૂનીના એ શબ્દો સાંભળ્યા, પણ તેઓ આગળ વધે એટલામાં તો ખૂનીએ પોતાના ક્રૂરતામય કૃત્યની સમાપ્તિ કરી નાખી હતી અને તેથી ઝમકૂના ધણીની મરતી વેળાની એક કારમી ચીસ તે ઘોડેસ્વારોના કાનોમાં આવીને અથડાઈ. તેઓ પોતાનાં ચોરફાનૂસ સળગાવીને તત્કાળ ત્યાં આવ્યા; પણ બે મિનિટનો વિલંબ થવાથી ઝમકૂના ધણીને બચાવી શક્યા નહિ. છતાં તેમના વખતસર આવવાથી એટલો લાભ તો અવશ્ય થયો કે, જે ખૂની છટકી જવાની અણીપર હતો. તે તેમના હાથમાં સપડાઈ ગયો. ઝમકૂના ધણીની લાશ તથા ખૂનીને જામનગરમાં લઈ આવ્યા પછી અને ખૂનીનો એકરાર લખી લીધા પછી લાશને બાળવાની આજ્ઞા આપવામાં આવી અને તે ખૂનીનો જ્યારે કોર્ટમાં કેસ ચાલ્યો ત્યારે તેની જબાનીથી જ આ બધો ભેદ લોકોના જાણવામાં આવ્યો. ખૂનીને તો ફાંસીની સજા થઇ, પણ ઝમકૂના કહેવાથીજ તે ખૂન કરવામાં આવ્યું હતું, એવો કોઇપણ બળવાન્ પૂરાવો ન મળવાથી સત્ય અપરાધની ઝમકૂ કાયદાના પંજામાંથી આબાદ બચી ગઇ તેની સાસૂ પણ પોતાના એકના એક દીકરાના આવી રીતે થયેલા અકાળ અને આકસ્મિક મરણથી ત્રણ માસના અવધિમાં જ અસહ્ય મનોવેદના તથા શોકના પરિણામે આ સંસારને સદાને માટે ત્યાગી ગઇ અને તેથી ઘરમાં બે ત્રણ હજારની જે મિલ્કત હતી તેની સ્વતંત્ર સ્વામિની એ રાંડ ઝમકૂજ થઇ. ઝમકૂને તો જે જોઇતું હતું તેવુંજ ટાણું આવી મળ્યું. હવે કોઇપણ પ્રકારનું બંધન ન હોવાથી તે બાઇ પીને મસ્ત રહેવા લાગી અને ગમે તેમ ઘોડા દોડવવા લાગી. પરંતુ આવા અનાચારો અને શરીરપર અત્યાચારો ત્યાં સુધીજ કરી શકાય છે કે જ્યાં સુધી શરીરમાં શક્તિ હોય છે અને શરીરમાં કોઇપણ પ્રકારના રોગનો સંચાર થયેલો નથી હોતો; અર્થાત્ શરીરમાં શક્તિ

હતી ત્યાં સુધી તો ઝમકૂબાઇ કોઇનાં વાળ્યાં વળ્યાં નહિ; પણ ઝાઝું હમેશાં થોડામાટે હોય છે, એ કહેવત પ્રમાણે ઝમકૂ એકવાર એવી તો સખ્ત માંદી પડી ગઇ કે, તે માંદગીના યોગે બિછાનામાંથી તેનાથી ઉઠી પણ શકાતું નહોતું, તો પછી ચાલવા ફરવાની તો વાત જ ક્યાંથી હોય વારૂ ? નાતીલાઓનો તેની તરફ પ્રથમથીજ તિરસ્કાર હોવાથી અને સગાં વ્હાલાં સાથેના સંબંધને તેણે પોતાના હાથે જ તોડી નાખેલો હોવાથી કોઇ તેને એ ઘુંટડા પાણી પાનાર પણ હતું નહિ અને તેથી તે ગભરાઇ ગઇ. છેવટે કોઇને હાથેપગે લાગી એક ગાડું ભાડે કરીને તે અમારા ગામમાં એ કારણથી આવી કે; "મારી બ્હેન છે, તે મારી ચાકરી કરશે; તો મને સારૂં થઇ જશે." જો કે તેનાં કુકર્મોનો સર્વ ઇતિહાસ મારાં સાસૂ સસરાના જાણવામાં હતો, છતાં 'તે પોતે ચાલી ચલાવીને આપણે આંગણે આવી છે, તો તે પતિત હોવા છતાં પણ અતિથી હોવાથી તેનો અનાદર કરવો ઉચિત નથી,' એ પ્રમાણેની ઉદાત્ત ભાવનાથી મારાં ધર્માત્મા તથા માયાળુ સાસૂ સસરાએ તેને પોતાના ઘરમાં આશરો આપ્યો. તેના નિવાસમાટે એક જૂદો ઓરડો કાઢી આપવામાં આવ્યો, તેની બ્હેન એટલે કે મારી દેરાણીને તેની સેવા શુશ્રુષાનું કામ સોંપવામાં આવ્યું અને અમારા ગામના એક વૈદ્યને બોલાવીને તેને તેનો યોગ્ય ઉપચાર કરવાની પ્રાર્થના કરવામાં આવી. યોગ્ય ઉપચાર, પથ્ય તથા સેવા શુશ્રુષાના યોગે બે ત્રણ મહિનામાં ઝમકૂની પ્રકૃતિ સર્વથા સુધરી ગઇ અને તેને તેના પૂર્વવત્ આરોગ્યની પુનઃ પ્રાપ્તિ થઇ. તે સ્વસ્થ થયા પછી આજે જશે, કાલે જશે કે ચાર દિવસ પછી જશે, એવી ધારણાથી કોઇએ તેને ઘરમાંથી જવાનું કહ્યું નહિ અને ઝમકૂબાઇએ અમારા ઘરમાંથી છાવણી ઉઠાવવાના કશાં પણ ચિન્હો દેખાડયાં નહિ; અર્થાત્ સ્વસ્થ થયા પછી પણ લગભગ બે અઢી માસનો સમય તેણે અમારા ગૃહમાં જ વીતાડી દીધો. તેને આવી રીતે ઘરમાંથી ખસતી ન જોઇને એક દિવસ હું, મારી દેરાણી, ઝમકૂ, મારાં સાસૂ તથા અમારી બે ત્રણ પાડોશણો મધ્યાન્હભોજન પછી વાતો કરતાં બેઠાં હતાં, તેવામાં મારાં સાસૂજીએ વાતપરથી વાત નીકળતાં કહ્યું કે: "ઝમકૂબાઇ, જામનગરમાં તમારા ઘરને સંભાળનાર કોઇ છે નહિ અને છ છ મહિનાથી તમોએ ઘરની સંભાળ નથી લીધી, તો એકવાર ઘરની સંભાળ તો લઇ આવો; કારણ કે, આજકાલનો સમય

એવો ચાલે છે કે, ધણી વગરના ઘરમાંથી ચાર ઠીકરાં હોય, તે પણ કોઈ લઇ જાય, તો થઇ રહ્યું.”

એના ઉત્તરમાં ઝમકૂએ જણાવ્યું કે: “જામનગરનાં, હવા પાણી મને માફક આવતાં નથી અને વારંવાર મારી તબીયત બગડી આવે છે; તેથીજ હું અહીં રહેલી છું; કારણ કે, અહીંનાં હવાપાણી બહુજ સારાં છે અને મારી તબીયત દિવસે દિવસે બહુજ સારી થતી જાય છે. આપને મેં જો કે આપવો જોઇએ તેના કરતાં બહુજ વધારે પરિશ્રમ આપ્યો છે; તો પણ હજી પંદરેક દિવસ તો મારે અહીં કાઢવાજ પડશે; ત્યાર પછી જો હાલ તરત જામનગર જવાની મારી ઇચ્છા નહિ થાય, તો અહીં જૂદી જગ્યા ભાડે રાખીને રહીશ અને ઘરની સંભાળ લેવામાટે બે ચાર દિવસ ત્યાં જઇને પાછી અહીં આવતી રહીશ. આપણી હવે ‘ભલું થયું, ભાગી જંજાળ; સુખે ભજીશું શ્રી ગોપાળ.’ જેવી અવસ્થા હોવાથી આપણામાટે તો જેવું જામનગર તેવુંજ આ ગામ; આપણે જયાં હોઈએ ત્યાં લેવાનું છે કેવળ રાધારમણ કુંજવિહારીનું નામ!”

અહીં મારે જણાવવું જોઇએ કે, મારી દેરાણી રામૂ કરતાં તેની બહેન ઝમકૂ વયમાં જો કે દશ વર્ષ કરતાં પણ વધારે મોટી હતી, પણ ઠીંગણા બાંધાની, ગોરી તથા દેખાવડી હોવાથી તેનું વય તેના કરતાં આઠ દશ વર્ષ જેટલું ઓછું જ દેખાતું હતું; માત્ર એટલુંજ નહિ, પણ પહેરવા ઓઢવામાં પણ તે સારી ટાપટીપ રાખનારી હોવાથી ‘એક નૂર આદમી હજાર નૂર કપડાં’ વાળી કહેવત પ્રમાણે કેટલીકવાર તેનું સૌંદર્ય બહુજ સારૂં ખીલી ઉઠતું હતું. અમારા ઘરમાં આટલા દીર્ઘકાળ પર્યન્ત પડી રહેવામાં તેનો જે એક ગુપ્ત ઉદ્દેશ હતો તે રહી રહીને પાછળથીજ મારા જાણવામાં આવ્યો અને તે એ કે, મારા પતિદેવને મોહજાળમાં ફસાવવા અને જો બની શકે, તો મારૂં કાટલું કાઢી નાખીને મારા સ્થાનને પોતેજ જાળવી લેવું. તેનો આ અશુભ ઉદ્દેશ મારા પતિદેવ દ્વારાજ મારા જાણવામાં આવ્યો હતો ને તે આ પ્રમાણે:—

ઉપર્યુક્ત વાર્ત્તાલાપના પ્રસંગ પછી પંદર દિવસે ઝમકૂએ અમારા ઘરથી ત્રણ ચાર ઘરના અંતરપર એક મકાન ભાડે રાખ્યું અને તેમાં તે સ્વતંત્રતાથી રહેવા લાગી. પોતાના ગૃહમાં રહેવા ગયા

પછી તે પોતાને જોઈતી સર્વ વસ્તુઓ મારા દેર અથવા તો મારા પતિદ્વારાજ મગાવતી હતી અને તેથી મારા પતિને તેની મંગાવેલી વસ્તુ આપવામાટે કોઇ કોઈ વાર તેના ઘરમાં જવું પડતું હતું. એક દિવસે બનાવ એવો બન્યો કે, બપોર પછી ત્રણ વાગે ઝમકૂની મંગાવેલી વસ્તુ આપવામાટે મારા પતિ ઝમકૂને ઘેર ગયા. ઝમકૂ તે વેળાએ એકલીજ ઘરમાં હતી અને તેણે ચાહ પીવાનો આગ્રહ કરીને મારા પતિને ત્યાં રોકયા. ચાહનું આંધણ ચૂલાપર મૂકીને તેણે મારા પતિની સાથે આમતેમની કેટલીક સાધારણવાતચીત કર્યા પછી એવો પ્રશ્ન તેમને પૂછયો કે: "લીલાધર ઠક્કર! હું તમારા ઘરમાં આટલા લાંબા વખત સુધી રહી હતી, તેનું મૂળ કારણ શું હતું, એ આપ જાણો છો ખરા કે?"

"જી નહિ; મેં એવા કોઇ કારણને ખોળી કાઢવાનો અદ્યાપિ પ્રયત્ન કર્યોજ નથી અને તેવો કોઈ પ્રયત્ન કરવાની આવશ્યકતા પણ નથી; તમારી માંદગી દૂર થઈ, તમને સારૂં થઈ ગયું અને ઈશ્વરે અમને યશ આપ્યો એટલાથી જ અમો સર્વને સંતોષ છે." મારા પતિએ શાંત ભાવથી ઉત્તર આપ્યું.

"એ તો જાણે ઠીક; પણ હું આપના મુખથી એ જાણવા માગું છું કે, જે વેળાએ આપ રંડાયા તે વેળાયે હું પણ રંડાયલી હતી અને આપ સાથે પુનર્લગ્ન કરવાનો મારો વિચાર મારી બહેન માર્ફત મેં આપનાં માતાપિતાને જણાવ્યો હતો કે જે આપના જાણવામાં પણ આવેલો હોવોજ જોઇએ; તો પછી આપે મારી તે માગણીનો સ્વીકાર ન કરતાં ઉતાવળ કરીને કલ્યાણી સાથે પુનર્લગ્ન કરી નાખ્યું અને મારા હૃદયમાં નિરાશાનો આઘાત કર્યો તેનું શું કારણ હતું વારુ! શું હું આપની ગૃહિણી થવાને અને આપના પ્રેમની અધિકારણી થવાને યોગ્ય નહોતી?" ઝમકૂએ એક સ્ત્રી તરીકેની સ્વાભાવિક લજ્જાનો સર્વથા ત્યાગ કરીને સ્પષ્ટ શબ્દોમાં પરપુરુષ સમક્ષ ન કાઢવા જોઈએ, તેવા ઉદ્ગારો મારા પતિ સમક્ષ કાઢી બતાવ્યા.

મારા પતિ આનું શું ઉત્તર આપવું અને શું નહિ, એ વિશેના ગહન વિચારમાં પડી ગયા. છેવટે વિચાર કરીને તેમણે જણાવ્યું કે:—"ઝમકૂબાઇ! આપણામાં જ્યાં સુધી માતાપિતા અથવા કોઇ પણ

વડિલ જન હયાત હોય છે, ત્યાં સુધી લગ્ન કે પુનર્લગ્ન જેવાં કાર્યોમાં આપણાથી કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા બતાવી શકાતી નથી અને એ કાર્યો વડિલોની ઈચ્છા પ્રમાણેજ થાય છે એ આપ નથી જાણતાં કે શું ?"

"ત્યારે શું આપનું એ પુનર્લગ્ન આપનાં માતાપિતાના આગ્રહથી જ થયું ? એ પુનર્લગ્ન કરવામાં આપની પોતાની લેશ માત્ર પણ ઈચ્છા નહોતી કે શું ? જો આમજ હોય, તો તે આપપર આ એક પ્રકારનો બળાત્કાર થયેલો જ કહી શકાય." ઝમકૂએ કહ્યું.

"તમો જે ધારો તે ખરૂં; પણ હવે થયું ન થયું થાય તેમ છે ખરૂં કે ? આપણા સંબંધનો લેખજ વિધાતાએ આપણા ભાગ્યમાં નહિ લખ્યો હોય, તેથીજ આપણો સબંધ નથી થયો અને તેથી તેમાટે શોક કરવાનું કાંઇ પણ કારણ છેજ નહિ. આપની જો પુનર્લગ્ન કરવાની ઇચ્છા હશે; તો આપણી જ્ઞાતિમાં સારા વરોની કાંઇ ખોટ નથી." મારા પતિએ તેની નિરાશાને વધારનારૂં ઉત્તર આપ્યું.

"ત્યારે મારે શું નિરાશજ થવું પડશે ?" ઝમકૂએ પૂછ્યું.

"મારી સાથેના સબંધની આશા તો નિરાશા જ થઇ પડશે; કારણ કે, મારી પત્ની દેવીતુલ્ય દારા છે, હું તેનાથી સર્વ પ્રકારે સંતુષ્ટ છું અને પરનારીને હું મારી ભગિની તથા માતા તુલ્ય માનનારો છું; એટલે મારા તરફની કોઈ પણ પ્રકારની પ્રેમાકાંક્ષાને હૃદયમાં સ્થાન આપશોજ નહિ !" મારા પતિએ ચોખ્ખો ને ચટ જવાબ સંભળાવી દીધો.

ચાહ પીને મારા પતિ તેના ઘરમાંથી નીકળ્યા તે પાછા કોઇ વાર તેના ઘરમાં ગયાજ નહિ. જ્યારે મારા પતિને પતિત કરવામાં તે રાંડ ન ફાવી એટલે પછી મારી દેરાણીને ભંભેરીને દેરાણીદ્વારા મારા દેરને ઉશ્કેર્યો અને તે ઉશ્કેરણીના પરિણામે અમારા શાંત ગૃહમાં એક પ્રકારના વિલક્ષણ કલેશનો આરંભ થઇ ગયો. મારી દેરાણીને એ ઝેરીલી ઝમકૂ કેવી રીતે અને કેવી ચાલાકીથી ભંભેરતી હતી તે અચાનક એક દિવસ મારા જાણવામાં આવી ગયું. ઝમકૂના ઘરની બાજૂમાંજ અમારા એક સગાનું ઘર હતું અને ત્યાં કોઇ કોઇ વાર હું બપોર પછી મારા છોકરાને લઇને બેસવા જતી હતી. એક દિવસ મારી દેરાણી પોતાની મોટી બહેનને ત્યાં ગઇ હતી અને હું મારા સગાને ઘેર તેની સ્ત્રી સાથે વાતો કરતી બેઠી હતી. બન્ને ઘર-

નાં પાછળનાં ફળિયાં વચ્ચે એક ઈંટની એક પાતળી ભીંત હોવાથી એક બીજાના ફળિયાના વાતચીત એક બીજાના ફળિયામાં સંભળાતી હતી. ઝમકૂ અને રામૂ પાછળના ફળિયામાંની ઓસરીમાં તે વેળાએ આ પ્રમાણેની વાતચીત કરતી બેઠી હતીઃ—

## પ્રકરણ ૧૧ મું

## વિષબીજનું આરોપણ

" મારી વહાલી બહેન રામૂ ! આટલા દિવસ તો મારી એવીજ ધારણા હતી કે, તું કોણ જાણે સાસરિયાંમાં કેટલુંયે સુખ ભોગવતી હોઇશ અને ઉપાડી નહિ ઉપડતી હોય; પણ અહીં આવ્યા પછી મારા જાણવામાં આવી ગયું છે કે, સાસરિયાંમાં તારો જરાય ધડો થતો નથી અને તારૂં કાંઇ પણ નિપજતું નથી. તારી જેઠાણી કલ્યાણીનાં આટલાં બધાં માન અને તારૂં આટલું બધું અપમાન ! નાની વહૂનાં માન તો જોઇએ મોટી વહૂ કરતાં વધારે અને અહીં તો નાની વહૂ જીવે છે મોટી વહૂની કૃપાદૃષ્ટિના આધારે ! અધૂરામાં પૂરૂં વળી કલ્યાણીએ દીકરો જણી આપ્યો છે અને તેથી તેનાં માન એટલાં બધાં વધી ગયાં છે કે હું તો તેનાં આવાં માનને જોઇને અંદરખાનેથી આખીને આખી સળગી જાઉં છું. રાંડ ત્રણ ટકાની એક પારકી જણી આટલી બધી સત્તા તથા આટલું બધું સુખ ભોગવે અને મારી માજાયી સગી બહેનનો ભાવજ ન પૂછાતો હોય, એથી મારા હૈયામાં ઝાળ લાગે ખરી કે નહિ? સગાં તેટલાં સંતાપ એમ જે કહેવામાં આવે છે તે કાંઇ ખોટું છે કે, બહેન? જો તું મારી બહેન ન હોત તો આજે તારામાટે મારે આટલી બધી ચિન્તા શાને કરવી પડત વારૂ ? તારા આ દુઃખને જોઇને મારા મનમાં જ્યાર આટલી બધી હોળી સળગ્યા કરે છે તો શું તારા મનમાં કાંઇ પણ વેદના નહિજ થતી હોય ?" બોલીને ઝમકૂએ પોતાની બહેન રામૂના મનમાં વિષબીજનું આરોપણ કરવાનો યત્ન આરંભ્યો.

રામૂના મારા પ્રતિ સ્વાભાવિક દ્વેષ તો હતોજ એટલે તેને પોતાની બહેનના આ ઉદ્ગારોથી ઉત્તેજન મળતાં તે પોતાના દ્વેષને શબ્દો

દ્વારા ઓક્તી કહેવા લાગી કે: 'બહેન ! હું મારા મનમાં બધુંય જાણું છું, અને કલ્યાણીનો ઉત્કર્ષ મારાથી જોઈ શકાતો નથી; પણ મારો કોઇ ઉપાય ચાલી શકે તેમ ન હોવાથી મનને મારીને અને ઝેરના ઘુંટડા ઉતારીને મારે બોલ્યા ચાલ્યા વગર શાંત થઇને બેસી રહેવું પડે છે. વેપાર, નાણાની ધીરધાર અને ઘરેણું ગાંઠું ઇત્યાદિ સર્વ કાંઈ મારા જેડના હાથમાં છે અને જેડ જેમ કરે તેમ થાય છે; એટલે પછી જેડાણી સાહેબ ફાટી જાય, એમાં નવાઈ જેવું શું હોય વારૂ ? મારા ધણીનુંજ જ્યાં ઘરમાં કે દુકાનમાં કાંઇ નિપજતું નથી તો પછી મારૂં શું નિપજે; એનો વિચાર તમો મોટાં બહેન હોવાથી તમારેજ કરી લેવાનો છે. માથુર અથવા નમાલા ધણીની બાયડીનાં માન ઘરમાં કે બહાર ક્યાંય સાંભળ્યાં છે ખરાં કે ? આપણાં ભાગ્યજ એવાં હશે, એટલે બીજાને શો દોષ દેવો ?"

" આ કારણથીજ જ્યારે તારો જેડ રંડાયો, ત્યારે તેની સાથે પુનર્લગ્ન કરવામાટેનો મારો વિચાર મેં તને જણાવ્યો હતો; કારણ કે, તે વેળાએ હું પણ નવરી થઇને બેઠી હતી; પણ તે યોગ ન બન્યો અને તેથી કલ્યાણીનો નસીબો ચમકી ગયો, જો હું તારી જેડાણી થઇ હોત, તો તને કોઈ પણ પ્રકારનું દુ:ખ વેઠવું પડત નહિ; કારણકે, માપેટ તે માપેટ અને બીજી તે વાતોજ ! હજી પણ જો કોઈ પ્રકારે તારાં સાસરિયાંમાં મારો પ્રવેશ થાય, તો તારાં આ સર્વ દુ:ખોનો એક પળ માત્રમાંજ અંત આવી જાય; અને જો તેમ ન જ થાય, તો પછી તારા આ દુ:ખને દૂર કરવામાટેનો આપણે શોધી કાઢવો પડશે બીજો કોઈ ઉપાય !" ઝમકૂએ પોતાની અશુભ ભાવનાઓને પ્રકટ કરવા માંડી.

રામૂના બોલવાનો અવાજ થોડીવાર સુધી તો ન સંભળાયો અને તેથી તે કાંઇક વિચારમાં પડી ગઇ હોય, એવી મેં કલ્પના કરી. થોડીવાર પછી રામૂ પોતાની બહેન ઝમકૂને ઉદ્દેશીને કહેવા લાગી કે:–
" કલ્યાણીના જીવતાં મારા જેડ તમને પોતાની બાયડી કરીને ઘરમાં બેસાડે, એ તો કદાપિ બનેજ નહિ, એટલે મારાં સાસરિયામાં તમારો પ્રવેશ થવો સર્વથા અશક્ય છે; અર્થાત્ મારા દુ:ખને દૂર કરવામાટેનો બીજો કોઇ ઉપાય શોધી કાઢવામાં આવે, તો તે એક બીજી વાત છે."

" મને પણ એમજ લાગે છે કે, તારા આ દુ:ખને દૂર કરવામાટેનો બીજોજ કોઇ ઉપાય યોજવો પડશે; કારણ કે, તારો જેઠ

કલ્યાણીના જીવતાં મને પોતાની બાયડી કરીને ઘરમાં બેસાડે, એ આશા મને પણ આકાશકુસુમ અથવા વંધ્યાપુત્ર જેવીજ જણાય છે. ત્યારે હવે સવાલ આવીને એ ઉભો રહે છે કે, તે ઉપાય શો યોજવો ?" ઝમકૂ આ પ્રમાણે બોલીને થોડીવારને માટે ચુપ થઇ ગઇ.

"તમો મારા કરતાં જેમ વયમાં મોટાં છો, તેમજ તમારી બુદ્ધિ તથા આ સંસારનો તમારો અનુભવ પણ મારા કરતાં વધારે છે, એટલે એ ઉપાયને શોધવાનું કાર્ય જેટલું ઉત્તમ તમે કરી શકશો; તેટલું ઉત્તમ મારાથી કરી શકાય તેમ નથી." રામૂએ બધો ભાર પોતાની મોટી બહેનના માથાપર નાખી દીધો.

ઝમકૂ થોડીવાર મૌનને અવિચળ રાખ્યા પછી મૌનનો ભંગ કરીને કહેવા લાગી કે: "રામૂ, તું તારી મોટી બહેનની આટલી મોટાઇ જાળવે છે, એમાટે હું તને ધન્યવાદ આપું છું અને તારા દુઃખને દૂર કરવાના ઉપાયને શોધી કાઢવાના કાર્યના ભારને આનંદથી હું મારા શિરપર ઉપાડી લઉં છું. પરંતુ એ સાથે તને હું એટલું જણાવી રાખું છું કે, તે ઉપાયને યોજતાં તારે ધર્મ તથા અધર્મના વિચારનો સર્વથા ત્યાગ કરવો પડશે; પછી લલ ફલ કરીશ તે કામ આવશે નહિ. આ વાર્તાને જો તું સ્વીકારતી હોય, તો જ હું આ કામમાં હાથ નાખું."

"આપણા દુઃખને દૂર કરવાના ઉપાય સાથે ધર્મ કે અધર્મનો શો સંબંધ છે વારૂ ? આપણે ક્યાં કોઇનું ખૂન કરવું છે કે કોઇને મારી નાખવો છે ? અર્થાત્ આપણે અધર્મનો વિચાર જ શામાટે રાખવો જોઇએ, તે હું સમજી શકતી નથી." અદેખા સ્વભાવની, પણ સરળ મનની રામૂએ આ વાક્યોથી પોતાની સરળતાનો પરિચય કરાવ્યો.

ઝમકૂએ કહ્યું કે: "આ સંસારમાં સ્વાર્થની સિદ્ધિમાટે ઘણીકવાર કોઇનું ખૂન કરવાનો અથવા તો કોઇને જીવથી મારી નાખવાનો પ્રસંગ પણ આવીને આપણી આંખો સામે ઉભો રહે છે, અને તે વેળાયે ધર્મ કે અધર્મના વિચારને હૃદયમાં સ્થાન આપવામાં આવતું નથી. માત્ર એ કાર્ય એવી દક્ષતાથી કરવાનું હોય છે કે, જેથી આપણા શત્રુના જીવનની સમાપ્તિ થઇ જાય, આપણા સ્વાર્થની સિદ્ધિ થઇ જાય અને આપણા પ્રપંચની કોઇના મનમાં કેવળ શંકા થયેલી પણ ન દેખાય !"

"ત્યારે શું કોઇના પ્રાણનો ઘાત કર્યા વિના આ દુઃખને દૂર કરવામાટેનો બીજો કોઇ પણ ઉપાય નથી ?" ર.મૂએ જરાક ગભરાટ બતાવીને પૂછ્યું.

"આપણા માર્ગમાંથી એ જીવોને એક સાથે અથવા તો થોડા થોડા સમયને અંતરે સદાને માટે ખસેડી નાખ્યા વિના આપણા સુખનો માર્ગ કોઈ કાળે પણ નિષ્કંટક થવાનો નથી." ઝમકૂએ ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"એક તો જાણે મારા જેઠ અને બીજું કોણ ?" રામૂએ પૂછ્યું.

"ઘેલી રે ઘેલી !" ઝમકૂ તેની ભૂલને સુધારતી કહેવા લાગી: "તારા જેઠનો જીવ લઇએ, તો તો પછી સુખની આશા જ ક્યાંથી રહે વારૂ ? જે બે જીવોનો આપણે આપણા સ્વાર્થના યજ્ઞમાં ભોગ આપવાનો છે, તે કલ્યાણી અને તેનો પુત્ર છે. પ્રથમ કલ્યાણીના પુત્રનો ઘાત કરી નાખવો અને પુત્રમરણના આઘાતથી જો કલ્યાણીની પ્રકૃતિ કાંઇક મન્દ થાય, તો પછી તેનું કાટલું કાઢી નાખવું ! એવી આપણા આ પ્રપંચનો ભેદ કોઇના જાણવામાં પણ નહિ આવે અને તારી જેઠાણી કલ્યાણીના સ્વર્ગવાસથી તારો જેઠ લીલાધર નવરો થતાં કોઇ પણ પ્રકારે સમજાવી મનાવીને તે મારી સાથે પુનર્લગ્ન કરે એવી વ્યવસ્થા કરવામાં આવશે, તો હું તારી જેઠાણી થતાં તારાં સર્વ દુઃખોની સમાપ્તિ થઇ જશે અને આપણે બન્ને બહેનો હળીમળીને ઘરમાં સ્વતંત્ર રાજ્ય કર્યા કરીશું !"

"પરન્તુ ધારો કે, મારી જેઠાણી તથા તેના પુત્રનું મરણ થવા છતાં પણ જો મારા જેઠ તમારી સાથે પુનર્લગ્ન કરવાની ના પાડે અને કોઇ બીજી સ્ત્રીને પુનર્લગ્ન કરીને લાવે, તો આપણો હેતુ સિદ્ધ પણ ન થાય અને બે જીવોની હત્યાનું પાતક પણ આપણા ગળામાં બંધાય એટલે અતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ જેવી જ અવસ્થા થઇ જાય; એનો તમોએ કાંઇ વિચાર કર્યો છે ખરો કે ?" રામૂએ વાદ કર્યો.

"જો તારો જેઠ એટલો બધો મૂર્ખ હશે કે તેની સ્ત્રી તથા પુત્રનો સ્વર્ગવાસ થવા છતાં પણ મારી સાથે પુનર્લગ્ન નહિ કરે; તો પછી તે પોતાના પ્રાણ પણ ખોશે અને જે માર્ગે તેની સ્ત્રી તથા તેના પુત્રે જોયો હશે, તેજ માર્ગને તે પોતે પણ જોશે ! અર્થાત્ જો તે પોતે પણ મરી જશે, તો બીજી કોઇ પારકી જણી રાંડ તારી જેઠાણી થઇને તારા ઘરમાં આવી શકશે નહિ, અને મારો જો ધણી

જવાનોજ વિચાર હશે, તો મને એકને બદલે હજાર ભાયડા મળી રહેશે. મારી ઉંમર કાંઇ એટલી બધી થઇ નથી કે મને ભાયડો ન મળે અને રંડાપામાંજ મારે મારો અવતાર ગાળવો પડે !" કાળી નાગણ જેવી ઝેરીલી ઝમકૂએ હવે તો હલાહલનેજ ઓકી ઓકીને બહાર કાઢવા માંડયું અને તેના આ સર્વ વિષમ ઉદ્ગારોને સાંભળીને હું તો આશ્ચર્ય તથા ભયથી દિગ્મૂઢ જેવીજ બની ગઇ.

હું અત્યંત શાંત સ્વભાવની સ્ત્રી હોવા છતાં એક સ્ત્રીજ હતી અને તેથી જ્યારે મારા પતિના, મારા પુત્રના તથા મારા પોતાના ઘાતની વાર્તા ઝેરીલી ઝમકૂના મુખમાંથી નીકળતી મેં કાનોકાન સાંભળી એટલે સ્વાભાવિકજ મારા અંતઃકરણમાં ક્રોધનો આવિર્ભાવ થયો અને તેથી જાણે હમણાંજ તે રાંડને ગળચી દબાવીને મારી નાખું, એવું મારા મનમાં થવા લાગ્યું. પરંતુ મારી વિદ્યા તથા વિચારશીલતાએ મને એ સાહસના માર્ગમાં આગળ વધતી અટકાવી અને તેથી હું શાંત થઇને તે બે રાક્ષસી ભગિનીઓના વાર્ત્તાલાપને પૂર્વ પ્રમાણેજ સાંભળવા લાગી.

રામૂએ કહ્યું કે: " બહેન ! આટલે સુધી આગળ વધવાની મારી હિમ્મત તો ચાલતી નથી અને તેથી આ કાર્ય મારાથી તો કદાપિ થઈ શકવાનું નથી. "

" તારે બીજું કાંઇ પણ કરવાનું નથી: હું એક દવા માખણમાં મેળવીને આપીશ, તે તારી જેઠાણીના છોકરાને રમાડવામાટે ખોળામાં લઇને ચટાડી દેજે એટલે એક બે દિવસમાંજ તેનો અંત આવી જશે અને ત્યાર પછી તારી જેઠાણી કલ્યાણીનો પણ એવીજ રીતે ઘાટ ઘડાઇ જશે. આપણે કાંઇ તલ્વાર કે કટારથી કોઇનાં ગળાં રેસીને લોહી વહેવડાવવાં નથી કે જેથી આપણાં મન ગભરાય અને તે દેખાવને જોઇને કમકમાટી થાય !" ઝમકૂએ વિષપ્રયોગની સૂચના કરી.

" એવું કાંઇક હોય, તો કરી શકાય; આ ઉપાય સોના જેવો કે લાકડી પણ ન ટૂટે અને સર્પ પણ મરી જાય !" રામૂએ અંતે સ્વાર્થથી અંધ બનીને પોતાની બહેનના પ્રસ્તાવને સ્વીકારી લીધો અને તે સાથે મારી છાતીમાં એક જબરી ફાળ પડી ગઇ.

" ત્યારે હું બે ચાર દિવસમાંજ તે ઔષધિની વ્યવસ્થા કરી આપીશ; ધર્મના કામમાં ઢીલ કરવાની હવે કાંઇ પણ આવશ્યકતા

નથી; કારણ કે:"—એમ કહીને ઝમકૂએ નીચેના દોહરાનો ઉચ્ચાર કર્યો:—

"કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ્બ;
અવસર બીતો જાત હૈ, ફેર કરેગો કબ્બ ?"

મારે જે કાંઇ સાંભળવાનું હતું, તે મારા સાંભળવામાં આવી ગયેલું હોવાથી હવે ત્યાં વધારે વાર બેસવાની અધિક આવશ્યકતા હતી નહિ. હું મારા મનમાં વિચાર કરવા લાગી કે: "અરે જીવ ! જે દોહરો શુભ કાર્ય શીઘ્ર કરી લેવાના અર્થથી રચાયેલો છે, તેનીજ દુષ્ટ અને પાપિષ્ટ જનો કેવા વિપરીત અર્થમાં યોજના કરે છે ! આ સંસારને **ચુડેલના વાંસાના** નામથી કેટલીકવાર ઓળખવામાં આવે છે, તે સર્વથા સત્યજ છે; કારણ કે **ચુડેલનો વાંસો** જેવી રીતે ભયંકર હોય છે, તેજ પ્રમાણે આ **સંસારનો વાંસો** પણ ઘણીકવાર મહાભયંકર અનુભવાય છે. જેનું મેં કોઇ વાર સ્વપ્નમાં પણ અશુભ ઇચ્છ્યું નથી, તે મારી દેરાણી રામૂના મારા વિશે આવા ભયંકર વિચાર અને ઝેરીલી તથા ઉતરેલી ઝમકૂ મારા ધણીની ધણીઆણી થવામાટે મારો તથા મારા પુત્રનો સંહાર કરવાને નાગિની પ્રમાણે તૈયાર ! સ્વાર્થના અંધકારનો સંસારમાં આ કેવો અને કેટલો બધો વિસ્તાર ! પરંતુ હવે આ બન્ને રાક્ષસી ભગિનીઓના આઘાતનો અવશ્ય કરવો જોઇએ પ્રતિકાર; નહિ તો અલ્પકાળમાં જ ધૂળધાણી થઈ જશે મારો આ સોનાનો સંસાર !!" આ પ્રમાણેના વિચારો કરતી હું અમારા સંબંધીના તે ઘરમાંથી ઉઠી અને ઉતાવળથી મારે ઘેર આવી પહોંચી. ઝમકૂ તથા રામૂનો એ વાર્ત્તાલાપ મારા સાંભળવામાં આવ્યો, એને હું પરમેશ્વરની યોજના જ માનવા લાગી; કારણકે, જો પરમેશ્વરની મારા પતિ, મારા પુત્ર તથા મારા પોતાના જીવનનું રક્ષણ કરવાની ઇચ્છા ન હોત, તો આમ ન ધારેલી રીતે તે રાક્ષસીઓનો એ વાર્ત્તાલાપ કદાપિ મારા સાંભળવામાં આવત જ નહિ. હું ઘેર આવી ત્યાર પછી એક કલાકે રામૂ ઘેર આવી અને તેથી તેણે તથા તેની બહેને બીજી પણ કેટલીક વાતો કરી હશે, એવું અનુમાન સ્પષ્ટતાથી કરી શકાતું હતું. જે વેળાયે મારૂં પુનર્લગ્ન થયું અને તેના પરિણામે મને પતિસુખ તથા સંતાનસુખની પ્રાપ્તિ થતાં પુનર્લગ્ન વિશે મારા જે સારા વિચારો બંધાયા હતા અને પુનર્લગ્નની રૂઢિને સ્ત્રીજાતિમાટે હું પરમેશ્વરના એક આશીર્વાદ સમાન માનવા લાગી

હતી; તે મારી પુનર્લગ્ન વિષયક ઉત્તમ ભાવના તથા ઉત્કૃષ્ટ માન્યતામાં આજની ઘટનાથી કેટલેક અંશે ન્યૂનતા થઈ ગઈ અને મારા પિતાશ્રીએ મારા સસરાને 'પુનર્લગ્નમાં કેટલીક હાનિઓ પણ સમાયલી છે,' એમ જે કહ્યું હતું, તે તેમનું કથન હવે મને કાંઇક સત્ય તથા માનવા યોગ્ય જણાવા લાગ્યું; કારણકે, જો અમારી લુહાણા જ્ઞાતિમાં પુનર્લગ્નની રૂઢિ અસ્તિત્વ ધરાવતી ન હોત, તો ઝમકૂ મારા મરણથી મારા વિધુર પતિ સાથે પુનર્લગ્ન કરીને સુખિની થવાની આશાથી મારા તથા મારા નિર્દોષ પુત્રના જીવનદીપને સદાને માટે બુઝાવી નાખવાનું ભયંકર પાપ કરવાને કદાપિ તૈયાર થાત નહિ. આ વેળાયે તો માત્ર એકલી ઝમકૂજ દૂષિત હતી અને મારા પતિ સર્વથા નિર્દોષ હતા; પરંતુ કેટલીક વાર પુનર્લગ્નની રૂઢિવાળી જ્ઞાતિઓમાં એવી ઘટનાઓ પણ બને છે કે અમુક સ્ત્રી તથા પુરુષનો એક બીજા સાથે અપવિત્ર સંબંધ થઇ ગયો હોય અને તેમનો પરસ્પર ગાઢ સ્નેહ બંધાઇ ગયો હોય, તો પુનર્લગ્ન કરીને નિરંકુશ સુખને ભોગવવામાટે તે સ્ત્રી પોતાના પતિનો તથા તે પુરુષ પોતાની પત્નીનો ઘાત કરી નાખે છે અને ત્યાર પછી તેઓ પુનર્લગ્ન કરીને જ્ઞાતિના નિયમ પ્રમાણે પતિપત્ની–દંપતી–થાય છે. આવી કેટલીક પ્રત્યક્ષ ઘટનાઓનાં ચિત્રો મારી આત્મકથામાં આગળ જતાં આવવાનાં હોવાથી અત્યારે જ હું એના સવિસ્તર વર્ણનની આવશ્યકતા જોતી નથી. અસ્તુ: રામૂ તથા ઝમકૂના આજના પ્રપંચમય વાર્તાલાપના શ્રવણથી મારા હૃદયમાં ભયનો એટલો બધો અધિકાર વ્યાપી ગયો કે રામૂનું રાંધેલું અન્ન મારે તથા મારા પતિએ ખાવું કે નહિ, એનો પણ મને મોટો વિચાર થઇ પડ્યો. મારા પતિ દુકાનેથી ઠેઠ રાત પડી ગયા પછી જમવા વખતે જ ઘેર આવતા હતા અને આજે તેમના આવતાં સૂધી મારાથી ધૈર્ય ધારી શકાય તેમ ન હોવાથી અમારા એક પાડોશીની આઠ નવ વર્ષની છોકરીને અમારી દુકાને મોકલીને મેં મારા પતિને ઝટ એકવાર ઘેર આવી જવામાટેનો સન્દેશો મોકલી દીધો. હું ઉપરના માળપરના મારા એકાંત ઓરડામાં ગઇ અને ત્યાં મારા બાળકને સ્તનપાન કરાવી ઘોડિયામાં સૂવડાવીને હીંચકો નાખતી મારા પતિના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. લગભગ અડધા કલાક પછી મારા પતિદેવ મારા સંદેશાને માન આપીને મારા ઓરડામાં પધાર્યા અને તેમને જોતાંની સાથે જ મારાં નેત્રોમાંથી ખલખલ કરતી બોર બોર જેવડાં આંસુની

ધારા વહી નીકળી. મારા કંઠનો અવરોધ થઇ ગયો અને તત્કાળ મારાથી કાંઈ પણ બોલી શકાયું નહિ. મારી આવી અવસ્થાને જોઇને મારા પ્રેમમૂર્તિ પતિદેવ આશ્ચર્યમાં પડી ગયા અને મને શાંત કરવાની ચેષ્ટા કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૨ મું

### ગૃહત્યાગ અને દેશાન્તર

"ભદ્રે, કોઇ દિવસ નહિ અને આજે મને તેં દુકાનેથી સંદેશો મોકલીને શામાટે બોલાવ્યો છે તેમ જ આવી રીતે રુદન કરવાનો પ્રસંગ શા કારણથી આવ્યો છે, એ જો કૃપા કરીને જણાવીશ; તો મારાપર તારો અત્યંત આભાર થશે અને હૃદયનું દુ:ખ પતિને જણાવી દેવાથી તારા દુ:ખનો ભાર પણ કાંઇક ઓછો થઇ જશે. મારા તરફથી તને કોઈ પણ પ્રકારનો અસંતોષ થયો છે કે મારાં માતુશ્રી કિંવા મારા પિતાશ્રીના મુખમાંથી તારા હૃદયમાં આઘાત કરનારો કોઇ અયોગ્ય શબ્દ નીકળી ગયો છે? જે હોય તે જણાવ અને અકારણ અશ્રુના પ્રવાહને ન વહાવ." મારા પતિએ મારા હૃદયનું સાંત્વન કરતાં આ પ્રમાણેનાં વાક્યો ઉચ્ચાર્યાં.

મારા પતિના હૃદયમાં કોઇ પણ પ્રકારની વિપરીત ભાવના ન દસાઈ જાય એટલામાટે હું મારાં અશ્રુને લૂછીને તથા મારા હૃદયને કાંઇક દૃઢ કરીને કહેવા લાગી કે: "મારા સૌભાગ્યના આધાર! આપના તરફથી મને કોઈ પણ પ્રકારનો અસંતોષ થાય અથવા મારાં સાસૂજી કે સસરાજીના મુખમાંથી મારા હૃદયમાં આઘાત કરનારો કોઇ અયોગ્ય શબ્દ નીકળી જાય, એમ કદાપિ થયું નથી અને હવે પછી કદાપિ થવાનું પણ નથી. આપના તરફથી મને એટલો બધો સંતોષ છે અને મારાં સાસૂજી તથા મારા સસરાજી પણ મારું એટલું બધું માન જાળવે છે કે, આવા પતિ અને આવાં સાસૂ સસરો પરમાત્મા સર્વ કુલીન સ્ત્રીઓને આપજો, એજ ધ્વનિ નિરંતર મારા અંત:કરણના ગર્ભમાંથી નીકળ્યા કરે છે. છતાં આપને મેં અત્યારે ખાસ સંદેશો મોકલીને બોલાવ્યા છે અને મારાં નેત્રોમાંથી આંસૂ બહાર નીકળી આવ્યાં છે, તેનું કારણ એ છે કે આજકાલમાં આપણા આ

સુખ તથા સંતોષના આકર સમાન ગૃહમાં એક મહાભયાનક પ્રપંચનો વિસ્તાર થવાનો છે અને જો પ્રથમથી જ આપણે તે પ્રપંચમાંથી બચવાનો ઉપાય નહિ કરીએ, તો મારો, મારા પુત્રનો તેમ જ આપનો પણ અવશ્ય ઘાત થઇ જવાનો છે !"

"આપણા ગૃહમાં એવા પ્રપંચનો વિસ્તાર કરનાર કોણ છે અને તારા, આપણા પુત્રના તથા મારા ઘાતની ભયાનક યોજનાને યોજનાર કોણ છે ? પ્રાણેશ્વરી, તારા આ કથનનો મર્મ મારાથી સમજી શકાતો નથી; માટે જે હોય તે સ્પષ્ટતાથી જણાવી દે અને મારી ચિન્તાને સત્વર શમાવી દે." મારા પતિએ અતિશય આતુરતા દર્શાવીને કહ્યું.

"ઝેરીલી ઝમકૂએ આપણા ગૃહમાં એ પ્રપંચને વિસ્તારવાનો વિચાર કર્યો છે અને જો તે મારા પુત્રનો તથા મારો ઘાત કરવા છતાં પણ આપ સાથે પુનર્લગ્ન કરીને આપની ગૃહિણી થવાના પોતાના ઉદ્દેશમાં નહિ ફાવે, તો પછી અંતે આપના પ્રાણ લેવાનો પણ તેણે પોતાના હૃદયમાં દૃઢ નિર્ધાર કર્યો છે." મેં ગંભીર સ્વરથી આ વાર્ત્તા જણાવી.

મારા પતિ કાંઇક વિચારમાં પડી ગયા અને ત્યારપછી મને તેમણે પૂછ્યું કે: "હૃદયવલ્લભે, આ વાર્ત્તા તારા જાણવામાં કેવી રીતે આવી ? તેના પ્રપંચની આ કથા તને કોણે આવીને સંભળાવી ?"

આના ઉત્તરમાં ઝમકૂએ મારી દેરાણી રામૂને પોતાના હાથમાં લઇને તથા તેને હથેળીમાં ચાંદ બતાવીને અમારા અમૃતમાં હલાહલને મેળવવાનો પ્રયત્ન કેવી રીતે કરવા ધાર્યો હતો અને તેની રામૂ સાથેની વાતચીત અચાનક કેવી રીતે કાનોકાન મારા સાંભળવામાં આવી હતી. એ સર્વ વૃત્તાંત તેના યથાર્થ સ્વરૂપમાં વર્ણવીને મેં મારા પ્રાણનાથને સંભળાવી દીધો અને ત્યારપછી મારા પતિએ ઝમકૂએ તેમની સાથે જે વાતચીત કરી હતી, તે મને કહી સંભળાવી કે જેનો ઉલ્લેખ અત્યાર પૂર્વે જ કરાયલો છે અને તેથી તેના દ્વિતીય વારના વર્ણનની આવશ્યકતા નથી. જો સ્ત્રી ધર્મધારિણી, સચ્ચરિત્રા, સદાચારિણી તથા સતી હોય, તો સ્ત્રીની યોગ્યતા એટલી બધી છે કે, સાક્ષાત્ દેવો પણ આવીને તેનાં ચરણોમાં મસ્તક નમાવે છે; પરંતુ જો સ્ત્રી અધર્મશીલા, દયાહીના, વ્યભિચારિણી તથા સ્વાર્થપરાયણા થાય છે, તો તે વેળાયે તેના ક્રૂરતા રાક્ષસીની ક્રૂરતાને પણ દૂર હટાવી દે છે અને

પિશાચિકાઓ પણ તેના નામથી કંપવા માંડે છે. આ તત્ત્વને તેમ જ જમકૂનાં પૂર્વચરિત્રોને મારા પતિ સારી રીતે જાણતા હોવાથી મારી ભીતિ તેમને સકારણ તથા સાધાર જણાઇ અને તેથી તેઓ એક પ્રકારના મહાગહન તથા ગંભીર વિચારમાં પડી ગયા. કેટલીકવાર સુધી એવી રીતે વિચારમાં નિમગ્ન રહ્યા પછી તેઓ નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યા કે:—

"કલ્યાણી, પ્રસંગ એવો આવ્યો છે કે, જો આ વાર્ત્તાનો આપણે આપણા મુખથી ઉચ્ચાર કરીએ છીએ, તો આમાં તારી દેરાણી રામૂનો પણ હાથ હોવાથી આપણા ગૃહની પ્રતિષ્ઠા જવાનો ભય રહ્યા કરે છે અને જો કોઇ પણ પ્રકારનો ઉપાય નથી કરતા, તો આપણા પ્રાણઘાતનો સંભવ પ્રત્યક્ષ જણાય છે; એટલે હવે શું કરવું અને શું ન કરવું. એની મને સૂઝ પડતી નથી. ગૃહપ્રપંચ તથા ગૃહકલેશ મહાભયાનક હોય છે, એનો આજે મને યોગ્ય સાક્ષાત્કાર થઇ ચૂકયો છે."

"મારા પ્રાણેશ, મારો એજ અભિપ્રાય છે કે, આપણે હવે જેમ બને તેમ ઊતાવળથી આ ગૃહનો ત્યાગ કરવો; માત્ર એટલું જ નહિ, પણ જો બની શકે તો હાલ તરત આપણે આ હિન્દુસ્તાનને પણ ત્યાગી દેવું અને કોઇ એક દૂરના દેશમાં જઇને જ નિવાસ કરવો; કારણ કે, એ માર્ગનું અવલંબન કર્યા વિના ગૃહની પ્રતિષ્ઠાને જાળવવાનું તથા આપણા પ્રાણની રક્ષા કરવાનું કાર્ય આપણાથી નિર્વિઘ્ન પાર પાડી શકાય તેમ નથી. જો કે અચાનક આવી રીતે આપણા ગૃહત્યાગ તથા દેશત્યાગથી મારાં માતાપિતા તેમજ આપનાં માતાપિતાનાં હૃદયમાં આઘાત તો થશે જ; પરંતુ તે આઘાત આપણા મરણના આઘાત સાથે સરખાવતાં બહુજ નિર્બળ આઘાત હોવાથી એનો અત્યારે આપણે અધિક વિચાર કરવાનો નથી. શાસ્ત્રોમાં પણ એજ નીતિ કહેલી છે કે:—

**'आपदर्थे धनं रक्षे द्दारान् रक्षेद्धनैरपि !**
**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि' ॥**

—એટલે કે, 'આપત્તિમાટે ધનનું રક્ષણ કરવું; પરંતુ જો સ્ત્રી તથા પુત્ર આદિના પ્રાણ ભયમાં આવી પડયા હોય, તો ધનનો ભોગ આપીને પણ તેમના પ્રાણની રક્ષા કરવી અને સ્ત્રી, પુત્ર તથા ધન

આદિનો ભોગ આપીને પણ પોતાના પ્રાણની રક્ષા કરવી. અર્થાત્ અહીં સ્ત્રી, પુત્ર તથા આપના પોતાના પ્રાણની રક્ષાનો પ્રસંગ એકત્ર આવીને ઉભો રહ્યો છે, એટલે અત્યારે આપના પિતાની સંપત્તિ તેમજ માતાપિતાના પ્રેમ આદિનો લેશ માત્ર પણ આપે વિચાર કરવાનો નથી. જો આપણા ભાગ્યમાં સુખ લખાયલું હશે, તો તે સુખ આપણે ગમે ત્યાં અને ગમે તેવી અવસ્થામાં હોઇશું, તો પણ આપણને શોધતું આપણી પાસે આવી લાગશે અને જો આપણા ભાગ્યમાં સુખ નહિજ લખાયલું હોય, તો તેને દીવો લઇને ધોળે દિવસે શોધવા છતાં પણ તે આપણને મળી શકવાનું નથી જ. મારો તો આવોજ અભિપ્રાય છે; પછી જો આપનો અભિપ્રાય એથી ભિન્ન હોય તો આપની ઇચ્છાને હું સર્વથા આધીન છું." મેં મારો જે અભિપ્રાય હતો તે મારા પતિદેવ સમક્ષ વ્યક્ત કરી બતાવ્યો.

"તારો આ વિચાર કોઇ પણ પ્રકારે અયોગ્ય તો નથી જ; કારણ કે, અહીંજ જો આપણે જૂદાં રહીએ, તો તેથી મારી તથા મારાં માતાપિતાની નિન્દા થાય; માત્ર એટલુંજ નહિ, પણ કદાચિત્ લોકો કુટુંબથી જૂદાં થવાના કારણરૂપ તને માનીને એમ પણ બોલે કે, બાયડીએજ ભાયડાને ભંભેરીને માબાપથી તથા ભાઇથી જૂદો કરાવ્યો હશે. જો રામૂને આપણે ઘરમાંથી કાઢી મૂકીએ, તો પણ તેથી ઘરની ઉઘાડ તો જરૂર થાય અને થાયજ. આ સર્વ પરિસ્થિતિઓનો વિચાર કરતાં હાલ તરત ગૃહને ત્યાગીને બીજા દેશમાં ચાલ્યાં જવું, એના જેવો આ આપત્તિને ટાળવાનો બીજો કોઇ પણ ઉપાય નથી અને એ ઉપાય દર્શાવવામાટે હું તારો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. પરંતુ હવે પ્રશ્ન એ અવશિષ્ટ રહે છે કે, પ્રથમ તો મારાં માતા પિતાને આપણા ગૃહત્યાગનું કારણ શું દર્શાવવું અને જો જવાની વાત નક્કી થાય તો અહીંથી નીકળીને ક્યાં, ક્યા દેશમાં અને ક્યા નગરમાં જવું?" મારા પતિએ મારા અભિપ્રાયને માન આપીને એ પ્રમાણેનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

એના ઉત્તરમાં મેં જણાવ્યું કે: "આપના મામા અત્યારે જંગબારમાં વ્યાપાર કરે છે અને તેઓ ત્યાંના એક ધનાઢ્ય તથા પ્રતિષ્ઠિત વ્યાપારી ગણાય છે. આપના તે મામા તથા આપનાં મામીનો આપના પ્રતિ બહુજ સારો ભાવ તથા પ્રેમ છે, એમ મેં મારાં સાસૂજીના મુખથી ઘણીવાર સાંભળ્યું છે અને વળી આપનાં મામા મામીને ઇશ્વરે

અત્યાર સૂધી એક પણ સંતાનને રમાડવાનું સુખ આપેલું ન હોવાથી આપનામાંનો તેમનો ભાવ કોઇપણ પ્રકારે ઓછો થાય, એવો સંભવ છેજ નહિ. અર્થાત્ જો આપણે તેમની પાસે જઇશું, તો ત્યાં આપણો સારો સત્કાર થશે અને તેમની સલાહથી જો આપ વ્યાપાર કરશો, તો આપણી પોતાની કમાણીથી જ આપણો સંસાર સારી રીતે ચલાવી શકશો. આપણે ત્યાં જઇને કાંઇ આપના મામાને ભારરૂપ થવાનાં નથી; કારણ કે, જો આપની ઇચ્છા હશે, તો પાંચ હજાર રૂપિયા વ્યાપારમાટે આપના પિતાશ્રી અવશ્ય આપને આપશેજ અને જો તેઓ નહિ આપે, તો હું મારા પિતાશ્રીને કહીને એટલી રકમ આપને અપાવીશ; કારણ કે, મારા પિતાની હું એક માત્ર પુત્રી હોવાથી તેમની સંપત્તિની ઉત્તરાધિકારિણી હુંજ છું અને મારા પિતાશ્રીનો મારામાં એટલો બધો સ્નેહભાવ છે કે તેઓ મારા વચનનો કદાપિ અનાદર કરે તેમ નથી. માત્ર આપના પિતાશ્રીને સમજાવીને જંગબાર જવામાટે તેમની અનુમતિ મેળવવી, એટલુંજ કાર્ય આપે કરવાનું છે. પરમાત્મામાં વિશ્વાસ તથા શ્રદ્ધા રાખીશું, તો આપણને પરદેશમાં પણ કશીયે અડચણ થાય તેમ નથી."

"ઠીક છે; તો અહીંથી જઇને દુકાને એકાંતમાં અત્યારે જ હું મારા પિતાશ્રીને સર્વ વાર્ત્તા જણાવું છું અને તે જાણ્યા પછી મારો નિશ્ચય છે કે, તેઓ આપણને જંગબાર જવામાટે અવશ્ય પોતાની અનુમતિ આપશેજ." આ પ્રમાણે કહીને મારા પતિએ મને પૂછ્યું કે: "એ બધું તો જાણે થઈ રહેશે; પણ જવાનું નક્કી થયા પછી પણ અહીંથી નીકળતાં આઠ દશ દિવસનો સમય વહી જશે અને એટલા દિવસ પણ આપણા આ ગૃહમાં આપણાથી કાઢી શકાય તેમ નથી; કારણ કે, ઝમક્ રામુદ્વારા ક્યારે ને કઈ ઘડીયે આપણા પુત્રના નાશનો પ્રયત્ન કરશે, એનો નિશ્ચય નથી; તો એ આઠ દશ દિવસના સમયને નિર્ભયતાથી વીતાડવાનો આપણે શો ઉપાય કરવો ?"

"એનો ઉપાય સરળતાથી કરી શકાશે. હું મારાં માતુશ્રીને આ સર્વ વૃત્તાંત જણાવીને મને પંદર દિવસને માટે તેમને ઘેર તેડી જવાનું કહીશ. તેઓ મને ત્યાં તેડી જશે અને આપને પણ ત્યાંજ જમવાનું કહેશે એટલે આ ગૃહમાં ખાનપાનનો આપણો વ્યવહાર રહેશે નહિ અને તેથી ઝમકૂ કે રામુનો આપણને વિષ આપવાનો વિચાર સફળ થઇ શકશે નહિ. તેઓ પોતાના કાર્યને પંદર દિવસ

ઉપર મુલતવી રાખશે અને તેટલા સમયમાં તો આપણે આ ગામમાંથી ચાલતાં પણ થઈ જઇશું અને તે સાથે આપણા ભયનો અંત આવી જશે." મેં મારી બુદ્ધિ અનુસાર ઉપાય દર્શાવ્યો.

નિર્ભયતાથી ત્યાંજ આઠ દશ દિવસના સમયને વીતાડવાનો એ વિના બીજો એક પણ સરળ અને સહજ ઉપાય ન હોવાથી મારા પતિને પણ મારી એ સૂચના યોગ્ય જણાઇ અને તેથી મારી એ સૂચનાને સ્વીકારીને તેઓ પાછા દુકાને જવાને મારી પાસેથી ચાલ્યા ગયા. થોડીવારમાં હું પણ મારાં માતુશ્રી પાસે જવાને ચાલતી. થઇ. મારાં માતુશ્રીને મારા ભયની વાર્ત્તા જણાવીને હું પાછી ઘેર આવી. રાતે મારા પતિદેવે મને જણાવ્યું કે: "મારા પિતાએ આપણા ગૃહમાં પ્રવેશેલા આ પ્રપંચની વાર્ત્તા સાંભળીને દુ:ખને દર્શાવનારા બે ચાર નિ:શ્વાસો નાખ્યા હતા અને અંતે દીર્ઘ વિચાર કરીને જંગબાર જવામાટેની મને તેમણે આજ્ઞા આપી છે: માત્ર એટલું જ નહિ, પણ જો ત્યાંનો વ્યાપાર લાભકારક જણાય તો રૂપિયા દશ હજાર સુધીની રકમ આપવાની પણ પોતાની ઇચ્છા દર્શાવી છે; એટલે હવે રૂપિયામાટે તારા પિતાશ્રીને પરિશ્રમ આપવાની અત્યારે તો આવશ્યકતા રહી નથી. જો ભવિષ્યમાં આવશ્યકતા હશે. તો તેમને પરિશ્રમ આપીશું."

બીજે દિવસે મારાં માતુશ્રી આવીને મારાં સાસૂજીની આજ્ઞા લઇ મને તથા મારા પુત્રને પોતાને ઘેર લઇ ગયાં અને તે સાથે મારા પતિને પણ પંદર દિવસ સુધી ત્યાં ભોજનમાટે આવવાનું જણાવી દીધું મારાં સાસૂજીએ મારાં માતુશ્રીના આ આમંત્રણને તત્કાળ માની લીધું એનું કારણ એ હતું કે, મારા સસરાજીએ મારાં સાસૂજીને સર્વ વાર્ત્તા સમજાવીને કહી દીધી હતી.

પ્રથમ તો મારાં માતાપિતાનો એવો વિચાર અમારા જાણવામાં આવ્યો કે; 'અત્યારે જો લીલાધર ઠક્કર એકલાજ જંગબાર જાય અને ત્યાં સ્થિરતા કરી લીધા પછીજ સ્ત્રી તથા પુત્રને ત્યાં બોલાવે તો વધારે સારૂં.' પરંતુ મારો કોઇપણ પ્રકારે મારા પતિથી વિયુક્ત રહેવાનો મનોભાવ ન હોવાથી તેમણે તેમના પોતાના એ વિચારને કિંવા આગ્રહને છોડી દીધો અને મને પણ પતિ સાથે જંગબાર જવાની આજ્ઞા આપી દીધી.

મારા પતિએ ધીમે ધીમે પ્રવાસની તૈયારી કરવા માંડી અને આઠ દિવસમાં સઘળી તૈયારી થઇ ચૂકી. બહારના લોકોને એમ જણાવવામાં આવ્યું કે: ‘લીલાધરને તેના મામાએ કુટુંબ સહિત બોલાવ્યો છે અને તેથી અચાનક ત્યાં જવું પડે છે; કારણ કે, તેના મામાની પ્રકૃતિ કેટલાક દિવસથી જોઇએ તેવી સારી રહેતી નથી અને તેવી ત્યાંના તેમના વ્યાપારને સંભાળવામાટે પોતાના એક આત્મીય જનની બહુજ આવશ્યકતા છે.’

અંતે અમારા પ્રસ્થાનનો દિવસ પણ આવી લાગ્યો અને જે વેળાયે અમો ગાડામાં બેસવાને ગામના ઝાંપા બહાર આવ્યાં, તે વેળાયે અમોને વળાવવામાટે ગામનાં બહુ સ્ત્રીપુરુષો શાકરના પડા તથા નાળીએર આદિ લઇને આવ્યાં હતાં. ઝેરીલી ઝમકૂ પણ શિષ્ટાચાર અથવા જનરૂઢિનું પાલન કરવામાટે નાળીયેર અને શાકરનો પડો લઇને આવી હતી અને તે મારા હાથમાં આપતાં તેણે કહ્યું કે: “કલ્યાણી બહેન! જો ઈશ્વરની ઈચ્છા છે તો હું પણ ૭ માસ કે વર્ષમાં તમારી પાસે જંગબાર આવીશ અને મારી જે અભિલાષા અપૂર્ણ રહી ગઇ છે, તે પૂરી કરીશ; કારણ કે, સંસારસુખવિષયક મારી અભિલાષા અદ્યાપિ પૂર્ણ થઇ નથી અને તે જ્યાં સુધી પૂરી નહિ થાય, ત્યાં સુધી મારૂં જીવન અને મરણ મને સમાનજ ભાસતું રહેશે!”

“ભલે પધારજો!“ એથી વિશેષ હું બીજું કાંઇ પણ બોલી નહિ; પરન્તુ તેના આ શબ્દોથી મારા હૃદયમાં એક નવીન આઘાત થયો. અસ્તુઃ શુભ મુહૂર્તમાં અમારૂં ગાડું ચાલ્યું અને અમો પોરબંદરના માર્ગે ચઢી ગયાં; કારણ કે, પોરબંદરથી રેલ્વે ટ્રેનમાં બેસીને અમારે મુંબઇ જવાનું હતું અને ત્યાંથી સ્ટીમરમાં બેસીને સમુદ્રયાત્રા કર્યા પછી જંગબાર પહોંચવાનું હતું. અમે અમારા જાનમાલના રક્ષણમાટે બે હથિયારબંધ સિપાહીઓને પૈસા આપીને સાથે લીધા હતા અને તેનું કારણ એ હતું કે, તે વેળાયે માર્ગમાં બારવટિયાનો ત્રાસ વ્યાપી રહ્યો હતો અને તેથી અમોએ રાત્રે ન ચાલતાં દિવસના ચાલવાનું જ પસંદ કર્યું હતું. સવારમાં આઠ વાગે અમોએ અમારૂં ગામ છોડયું.

# પ્રકરણ ૧૩ મું

## બારવટિયાના પંજામાં

જેઓ મુંબઇ, કરાચી, અમદાવાદ અને કલકત્તા આદિ વિશાળ તથા રેલ્વે ટ્રેન, ટ્રામ્વે, મૉટર અને ઘોડાગાડી આદિ આધુનિક સુખમય પ્રવાસસાધનોવાળાં નગરોમાં જ વસેલાં છે અને જેમણે રેલ્વેટ્રેન કે સ્ટીમર વિના કદાપિ પ્રવાસ કર્યો નથી; તેમને ગાડામાં બેસીને પચીસ કે પચાસ ગાઉનો પ્રવાસ કેવી રીતે કરાય છે અને તે પ્રવાસમાં શારીરિક કષ્ટ ઉપરાંત કેટલીકવાર માનસિક કષ્ટ પણ કેટલા પ્રમાણમાં ભોગવવું પડે છે; એની કલ્પના ભાગ્યેજ હોય છે. ગામડાંનાં ગાડાંની બનાવટમાં અદ્યાપિ કોઇ પણ પ્રકારનો સુધારો વધારો કરવામાં આવ્યો નથી અને તેથી જ્યારે પણ ગાડામાં પ્રવાસ કરવાનો પ્રસંગ આવે છે, તે વેળાયે જાણે આપણે આજથી એક સો વર્ષ પૂર્વના કાળમાં જ પ્રવાસ કરતાં હોઇએને એવો જ આપણને ભાસ થયા કરે છે. ગાડામાં નીચેના ભાગમાં સ્પ્રિંગ-કમાન-બિલ્કુલ ન હોવાથી જો નીચેની જમીન કેવળ નરમ માટીની હોય, તો તો કાંઇક સાધારણ થડકો લાગે છે; પણ જો જમીન પથરીલી અને કઠણ હોય છે, તો ગાડાના થડકાથી તેમાં બેસનારનાં હાડકાં પાંસળાં નરમ થઇ જાય છે: એટલું જ નહિ, પણ જો બેસનારની પ્રકૃતિ અસ્વસ્થ હોય અથવા તો દુ:ખને સહન કરી શકે તેવી ન હોય, તો વખતે તેવા બેસનારને તાવ પણ આવી જાય છે. મારા પતિદેવને તો ગાડામાં બેસીને ઘણીકવાર બીજાં ગામોમાં વ્યાપારના કારણથી જવું પડતું હતું એટલે તેઓ તો ટેવાયલા હતા; પણ મને ગાડામાં બેસવાની વધારે ટેવ ન હોવાથી ગાડામાં બેસીને કરાયલો આ પ્રવાસ બહુ કષ્ટદાયક ભાસવા લાગ્યો; કારણ કે, કેટલેક સ્થળે ધારના ભાગો આવતા હોવાથી જમીન બહુ કઠણ હતી અને બળદ સારા હોવાથી ઉતાવળથી ચાલતા હતા એટલે ચાર ગણો થડકો લાગતો હતો. ગાડામાં પ્રથમ ઘાસનો જાડો થર કરીને તેની ઉપર જો કે બે સારાં ગાદલાં નાખ્યાં હતાં, છતાં તેથી થડકાની અસરમાં કાંઇ પણ ઘટાડો થતો નહોતો. સવારમાં ઘેરથી નીકળ્યા પહેલાંજ જો કે રોટલા અને દહિનું અમોએ સાધારણ શીરામણ તો કર્યું હતું; તો પણ બાર વાગે

રસ્તામાં ટીમણ કરવામાટે એક ગામને પાદર નદીતીરે અમોએ ગાડું છોડયું અને ત્યાં સર્વ જનોએ ટીમણ કરી લીધું. એક કલાક પછી ગાડાને પાછું જોડીને ચલાવવામાં આવ્યું. મધ્યાન્હસૂર્યનો તાપ અસહ્ય થવા લાગ્યો. એક ગાડાનો ધડધડાટ, બીજો તડકાનો ઉકળાટ, મારી પ્રકૃતિ અવસ્થ અને તેમાં મારા પ્રાણપ્રિય બાળકને જાળવવાની ચિન્તા આદિથી મને એ પ્રવાસમાં અતિશય ત્રાસ થવા લાગ્યો. પરંતુ ત્રાસને વેઠી લીધા વીના બીજો ઉપાય ન હોવાથી મારા પતિદેવને મારા ત્રાસ વિશે મેં એક શબ્દ માત્ર પણ કહ્યો નહિ. હું મારા મનમાં ઝેરીલી ઝમકૂના શિરપર અભિશાપની વૃષ્ટિ વર્ષાવતી કહેવા લાગી: કે: "જો ઝમકૂને ગૃહમાં આશ્રય ન આપ્યો હોત, તો આજે ગૃહને ત્યાગીને વિદેશવાસમાટે બહાર નીકળવાનો તથા આવા ત્રાસોને ભોગવવાનો પ્રસંગ અમારા શિરપર કદાપિ આવ્યો ન હોત ! કુપાત્રપર દયા કરવી તે સુપાત્રપર અત્યાચાર કરવા સમાન છે, એમ જે કહેવામાં આવે છે તે અક્ષરે અક્ષર સત્ય છે." અસ્તુઃ બળદ સારા હોવાથી સાંજે પાંચ કે સાડા પાંચના શુમારે અમો દશ ગાઉનો એટલે કે વીસ માઈલનો પંથ કાપીને જામનગરના જામ સાહેબના ખીરસરા નામક ગામના પાદરમાં આવી પહોંચ્યાં અને ત્યાં ગામ બહાર પ્રવાસિજનોના ઉતારામાટે એક ધર્મશાળા હોવાથી ગાડાને ત્યાં છોડાવીને અમો ધર્મશાળામાં વિશ્રાંતિ લેવામાટે ઉતર્યાં. એ ધર્મશાળાનો રક્ષક લુહાણો હોવાથી તેને કહીને અમોએ રસોઈની વ્યવસ્થા કરાવી અને ખીચડી, શાક તથા રોટલા અને દૂધ આદિ ભોજનથી અમો સર્વ તૃપ્ત થયાં. રસોઇ તૈયાર થતાં અને જમતાં ત્રણેક કલાકનો સમય થઇ ગયો અને તેથી રાત પડી ગઇ.

જમીને અમોએ ચાલવાની તૈયારી કરવા માંડી એટલે ધર્મશાળાના રક્ષક કાનજીભાઇએ મારા પતિને ઉદ્દેશીને કહ્યું કે: "શેઠ, આજની રાત અહીંજ કાઢી નાખો અને મળસકે ચાલવાનું રાખો, તો વધારે સારૂં; કારણ કે, આજ કાલ ચારે તરફ બારવટિયાના નામની રાડ સંભળાય છે અને બે ત્રણ દિવસથી બારવટિયા આટલામાંજ ભમ્યા કરે છે, એવા વાવડ થયા છે. અહીંથી અડવાણે જતાં રસ્તામાં ત્રણ ચાર વોંકળા એવા આવે છે કે ત્યાં કોઈને મારી નાખવામાં આવે, તો પણ તેની બૂમ સંભળાય નહિ અને ખૂનની કોઈને ખબરજ ન પડે: અર્થાત્ જાણી જોઇને કાળના મોઢામાં જવું,

એવી મારી સલાહ નથી, તમોને અહીં રહેવા તથા સૂવામાટે જૂદી ઓરડી કાઢી આપવામાં આવશે એટલે તમો સુખપૂર્વક અહીં રાતવાસો કરી શકશો, આપણો તો આવો અભિપ્રાય છે, પછી તમારો જે વિચાર હોય તે ખરો."

એના ઉત્તરમાં મારા પતિદેવે જણાવ્યું કે: "કાનજીભાઈ, આપની વાર્ત્તા સત્ય છે અને આપ વયોવૃદ્ધ હોવાથી આવી ઘટનાઓનો આપને અધિક અનુભવ હોય એ સ્વભાવિકજ છે; પરંતુ બારવટિયાના ત્રાસની વાર્ત્તા પ્રથમથીજ અમારા જાણવામાં આવેલી હોવાથી અમોએ અમારા રક્ષણમાટે હથિયારબંધ બે સિપાહીઓને સાથે લીધેલા છે અને ગાડાવાળો તથા હું મળીને બે જણ બીજા છીએ એટલે મારી ધારણા પ્રમાણે અમોને કશી પણ નડતર થાય તેમ નથી. ઉન્હાળાના તાપમાં દિવસે ગાડામાં બેસીને મુસાફરી કરવી તેના કરતાં રાત્રિની શીતળતામાંજ પ્રવાસ કરવો, એ મને કાંઇક ઠીક જણાય છે અને તેથી અમો અત્યારે જ ચાલીશું. આપની સારી સલાહ તથા અમારા તરફની લાગણીમાટે હું આપનો આભાર માનું છું."

મારા પતિએ તેણે અમારા માટે રસોઈ આદિની વ્યવસ્થા કરી આપેલી હોવાથી તેના બદલા તરીકે તેને એક રૂપિયો આપ્યો અને તે ઉપરાંત ખાદ્ય વસ્તુઓની કીમતનો દોઢ રૂપિયો જૂદો આપ્યો. બરાબર નવ વાગે અમોએ અમારાં ગાડાં જોડયાં અને પાછાં અમો અમારા પ્રવાસના માર્ગમાં આગળ વધ્યાં. માર્ગમાં ભય છતાં પણ અમોએ રાતની વેળાએ ચાલવાની હિમ્મત કરી હતી તેનું કારણ એ હતું કે જામ સાહેબના ખીરસરાથી દોઢ ગાઉપર પોરબંદર રાજ્યની સીમા આવતી હતી અને તેથી જો પોરબંદરની સડકે ચઢી જવાય, તો પછી બારવટિયાના પંજામાં સપડાવાની જરાપણ ભીતિ નહોતી; કારણ કે, તે બારવટિયા જામનગર રાજ્યની સીમાને ઓળંગીને પોરબંદરની સીમામાં કદાપિ લૂટફાટ કરતા નહોતા અને તેનું કારણ એ હતું કે તેઓ જામસાહેબ સાથે અણબનાવ થવાથી કેવળ જામસાહેબના રાજ્યમાંજ બારવટું ખેડતા હતા; માત્ર એટલુંજ નહિ, પણ તેઓ લૂટવા આવ્યા હોય અને જો તેમની એવી ખાત્રી થઈ જાય કે, તેમના હાથમાં સપડાયલાં પ્રવાસીઓ જામનગર રાજ્યની પ્રજા નથી અને અન્ય રાજાની પ્રજા છે, તો તેવા પ્રસંગે પણ તેઓ પ્રવાસીઓને લૂટતા નહિ; કિંબહુના પ્રવાસી જો બ્રાહ્મણ કે સાધુ

હોય તો તેમને સામી થોડી ઘણી દક્ષિણા પણ આપતા હતા અને ચાલ્યા જતા હતા. આ સર્વ વાર્તા અમારા જાણવામાં હતી અને તેથી કેટલેક અંશે અમો નિર્ભય હતા.

ખીરસરેથી લગભગ એક માઇલ ચાલ્યા પછી એક ઉંડો વોંકળો આવ્યો. કૃષ્ણપક્ષની તૃતીયા હોવાથી તે વેળાયે આકાશમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થઈ ચૂકો હતો અને ચંદ્રના સૌમ્ય શુભ પ્રકાશનો સર્વત્ર વિસ્તાર થવાથી આસપાસની સર્વ વસ્તુઓ અમોને સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. દિવસ કરતાં શીતલ તથા શાંતિમયી નિશાની વેળાનો પ્રવાસ અમોને ઓછો કષ્ટદાયક જણાતો હતો. અમારૂં ગાડું ઢાળપરથી વોંકળામાં ઉતર્યું અને વોંકળાને ઓળંગી સામેના ચઢાણપર ચઢવાની તૈયારીમાં હતું તે વેળાયે અચાનક તે ચઢાણના ઉપરના ભાગમાં બંદૂકવાળા બે માણસો ઉભેલા અમારા જોવામાં આવ્યા. તેમની મુખાકૃતિ તથા તેમનાં વસ્ત્રો આદિ જો કે સ્પષ્ટ દેખાતાં નહોતા; છતાં એટલો ભાસ તો અવશ્ય થતો હતો કે, તેઓ ઉંચા કદના હતા, તેમનો પહેરવેશ ઓખામંડળના વાઘેરોના પહેરવેશને કાંઇક મળતો હતો, તેમના હાથમાં બંદૂકો હતી અને તેમની લાંબી દાઢીઓ તેમના બાંધેલાં બોકાનામાં છુપાયલી હોવાથી તેમનું પ્રત્યક્ષ દર્શન થતું નહોતું. એ બે વ્યક્તિઓને સામી ઉભેલી જોઇને અમારા ગાડાવાળાએ ધીમેથી અમને કહ્યું કે: “ભય જેવું જણાય છે; સાવધ રહેજો; હિમ્મત રાખજો: જે થાય તે ખરૂં!” જાણે ગાડાવાળાના આ શબ્દોનું તેઓ ઉત્તર આપતા હોય ને પ્રમાણે તેઓ અમારા ગાડાને આગળ વધતું જોઇને બોલ્યા કે: “જવાન! વોંકળામાંથી ગાડાને ઉપર ચઢાવશો નહિ; ત્યાં ગાડાને ઉભું રાખો; જો અમારી આજ્ઞાનો અનાદર કરશો, તો વિના કારણ અમારે અમારા હાથોને તમારા લોહીથી રંગવા પડશે!”

તેમની આ આજ્ઞાને સાંભળી અમારી સાથે જે બે સિપાહીઓ હતા તેમાંના એક સિપાહીએ તેમને સામો સવાલ પૂછયો કે; “તમો કોણ છો અને મુસાફરના ગાડાને આ વોંકળામાં થોભાવવાનો હુકમ શા કારણથી ફરમાવો છો? અમારા માગમાંથી આઘા ખસી જાઓ અને જો સરકારી માણસ હો, તો અમારી પાસે આવીને ખાત્રી આપો; નહિ તો તમોને શક પડતા માણસ ગણીને અમો તમારાપર આ ક્ષણે જ ગોળી ચલાવીશું અને તેના જવાબદાર તમોજ ગણાશો.”

"એકાદ બે બંદૂકો પણ સાથે લેતા આવ્યા છો કે શું?" તે બે મનુષ્યોમાંના એક મનુષ્યે કાંઇક ઉપહાસના સ્વરૂપમાં એ શબ્દો ઉચ્ચાર્યા.

"ચાલો, સારૂં થયું કે, ઘર બેઠાં ગંગા આવી મળી. અમારામાંના બે ત્રણ જણ પાસે બંદૂકો નથી એટલે તેમને આ બંદૂકો કામ લાગશે." તેના બીજા સાથીએ આ પ્રમાણેના શબ્દોનો ઉચ્ચાર કર્યો અને તે સાથે એક સીટી પણ વગાડી.

તેની સીટીનો અવાજ સાંભળતાંજ જંગલના આસપાસના ભાગોમાંથી બીજા સાત આઠ તેમના જેવા જ પોશાકવાળા હથિયારબંધ માણસો નીકળી આવ્યા અને ત્યાર પછી તે સઘળા સામેના ઉંચા ભાગપરથી નીચે વોંકળાના મધ્યમાં ઉતરી આવીને અમારા ગાડાની પાસે આવી લાગ્યા.

પરંતુ અમારી સાથેના બન્ને બહાદુર સિપાહીઓ પોતાની બંદૂકોના ઘોડા ચઢાવીને ગાડાના અગ્રભાગમાં ઉભેલા હોવાથી તેઓ એકદમ આવીને અમારા પર હલ્લો કરી શકયા નહિ. તે લુટારા જ્યારે ગાડાથી વીસ પચીસ કદમના અંતરપર આવી પહોંચ્યા તે વેળાએ અમારી સાથેના સિપાહીઓમાંના એક સિપાહીએ તેમને સંબોધીને કહ્યું કે: "હવે એક પગલું પણ આગળ વધશો, તો પછીથી ભલે જે થવાનું હોય તે થાય પણ એક નિમેષ માત્રમાંજ તમારામાંના ચાર પાંચ જણ તો અવશ્ય અમારી બંદૂકનાં બલિદાન થઇ જશે. જેમ તમો જીવપર ઉદાર થઇને રાજા વિરૂદ્ધ બારવટું ખેડો છો, તેજ પ્રમાણે અમો પણ જીવપર ઉદાર થઇનેજ બારવટિયાના મોઢામાં આવીએ છીએ. ઇશ્વર તમને જેવી બુદ્ધિ આપે તેમ વર્ત્તો; કારણ કે, જો અમારા પ્રાણ જશે, તોજ આ પ્રવાસીઓ તમારા હાથથી લુટાશે."

"અમારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તો એમનો તમારાથી એક વાળ પણ વાંકો કરી શકાશે નહિ; કારણ કે, અમો પણ વાઘેર બચ્ચા છીએ અને મૂળૂ માણેકના ખાન્દાનમાંથી ઉતરી આવ્યા છીએ." બીજા સિપાહીએ પ્રથમ સિપાહીનાં વચનોને પુષ્ટિ આપનાર શબ્દો ઉચ્ચાર્યા.

"માત્ર એટલુંજ નહિ, પણ તમારી જૂની બનાવટની બંદૂકોને ભરતાં તમારો ઘણો સમય વીતશે અને અમારી બંદૂકો બ્રિજલોડ હોવાથી તમારી એક બંદૂક ભરાશે, ત્યાં તો તમારા પાંચ સાત

જણ યમના ધામમાં, પહોંચી ગયા હશે. બોલો, તમારા હુકમનીજ વાર છે,” પ્રથમ સિપાહીએ પોતાના અસ્ત્રની વર્ચસ્વતાનો પરિચય કરાવ્યો.

અહીં મારે જણાવવું જોઇએ કે, અમારી સાથે અમારા સંરક્ષણમાટે અમોએ જે સિપાહીઓને લીધા હતા તેઓ દરબારી સિપાહીઓ નહોતા, કિન્તુ ખાનગી સિપાહીઓ હતા અને પ્રવાસીઓને નિર્ભયતાથી તેમના ઇચ્છિત સ્થાને પહોંચાડવાનો ધંધો કરીને જ પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓ જાતિના વાઘેર હતા અને તેથી બહુધા કોઇપણ બારવટિયા, જેમની સાથે સંરક્ષક તરીકે તેઓ હોય, તે પ્રવાસીઓને લૂટવાની હિમ્મત કરી શકતા નહોતા: કારણ કે, બારવટિયાની મુંડી બહુધા વાઘેરોના હાથમાં જ રહ્યા કરે છે અને તેથી વાઘેરો સાથે તેમનાથી વેર બાંધી શકાતું નથી. અધૂરામાં પૂરૂં અમારો ગાડાખેડુ પણ વાઘેરજ હતો અને તેથી નવ્વાણુ ટકા તો અમો ભયથી મુક્ત હતાં; તો પણ આવા પ્રસંગને આવેલો જોઇને મારૂં હૃદય થરથર કંપવા લાગ્યું અને વાત હોંસાતોંસીપર આવતાં મારા પતિ પુરુષ હોવા છતાં પણ તેમના છક્કા છૂટી ગયા.

અમારા સિપાહીઓનાં ઉપર્યુક્ત ભાષણોનું બારવટિયા તરફથી તત્કાળ કાંઇ પણ ઉત્તર મળ્યું નહિ અને તેથી થોડીવાર સુધી તો ત્યાં મૌન કિંવા શાંતિના સામ્રાજ્યનો અધિકાર વ્યાપી ગયો. અમારા સિપાહીઓએ ધાર્યું કે, બારવટિયા કદાચિત્ અચાનક તેમનાપર આવી પડશે અને તેથી અમારા એક સિપાહીએ તત્કાળ એક ધડાકો કરી દીધો. એક ગોળીએ સામા પક્ષમાંના એક માણસનો ભોગ લીધો અને એ પરિસ્થિતિને જોઇને શત્રુપક્ષના અગ્રેસર જેવા દેખાતા બારવટિયાએ અમારા સિપાહીઓને ઉદ્દેશીને કહ્યું કે: “ ભાઇઓ, તમો વાઘેર છો અને ખાસ આ પ્રવાસીઓના રક્ષણમાટે એમની સાથે આવ્યા છો, એ વાર્ત્તા અમારા જાણવામાં નહોતી અને તેથી જ અમોએ આ પ્રવાસીઓને લૂટવામાટે અહીં આવવાનું સાહસ કર્યું હતું. વાઘેરો સાથે અમોએ કદાપિ ધીંગાણું કર્યું નથી અને ભવિષ્યમાં કરવાના પણ નથી; એટલે હવે વિના કારણ બંદૂકનો ઉપયોગ કરશો નહિ. તમારી ગોળીથી જે અમારો જણ ઘવાયો છે તે બારવટિયો નથી, પણ ખાટસવાદિયો છે, એ એક રીતે સારૂં જ થયું છે. લ્યો ત્યારે હવે રામરામ.”

આ પ્રમાણે કહી તે બારવટિયા અને તેમના સહાયક ખાટસવાદિયા ત્યાંથી ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યા; પરંતુ તેમને અટકાવીને અમારા અંગરક્ષકોએ કહ્યું કે: "જ્યારે તમારો વાણિઆ જાતિ તરફ આવો સારો ભાવ છે, તો આવો અમારી સાથે બેસીને ચલમ પીઓ. આપણે એક બીજાને મળી ભેટી મિત્રો તરીકે જ જુદા પડીશું."

બારવટિયાએ તેમના આમંત્રણને માન આપ્યું અને સર્વ જનોએ ધતૂરી (ચલમ) પીવાનો આરંભ કરી દીધો. અહીં વાંચકવર્ગ કદાચિત્ સવાલ કરશે કે, ખાટસવાદિયા એટલે શું વારૂ? તો એના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે, બારવટિયા સાથે જેઓ કેવળ ખાટ (કમાણી) કરવામાટે અને તેનો સ્વાદ લેવામાટેજ જોડાય છે અને અમુક લૂટના કામમાં તેમને મદદ કરી પોતાનો ભાગ લઇને પોતાના સ્થાને ચાલ્યા જાય છે, તેમને કાઠિયાવાડના લોકો '**ખાટસવાદિયા**'ના નામથી ઓળખે છે. એ ખાટસવાદિયાઓને કોઇવાર કમાણી કરવા જતાં જીવ પણ ખોવા પડે છે અને આજે તેવોજ બનાવ બન્યો હતો. અસ્તુ: તે વોંકળામાંથી અમોએ લગભગ અગિયાર વાગી ગયા પછી ગાડું હાંક્યું અને ત્યાર પછી માર્ગમાં બીજું કોઇ પણ નવીન વિઘ્ન ન આવવાથી બીજે દિવસે સવારમાં આઠ સાડા આઠ વાગે અમો નિર્વિઘ્ન અને સહીસલામત પ્રતાપી જેઠવા રાણાની રાજધાની સુદામાપુરી અથવા પોરબંદરમાં આવી પહોંચ્યાં.

---

# પ્રકરણ ૧૪ મું

## સુદામાપુરીમાં ત્રણ દિવસ

સુદામાપુરી અથવા પોરબંદરમાં લુહાણા જ્ઞાતિનાં ઘણાં ઘર હોવા છતાં અને અમારાં ઓળખીતાંની પણ ત્યાં સારી સંખ્યા હોવા છતાં અમોએ કેટલાક વિષયોનો વિચાર કરીને ધર્મશાળામાં ઊતરવાનોજ નિશ્ચય કર્યો; કારણ કે, પોરબંદરમાં ધર્મશાળાની સંખ્યા બીજાં એટલી જ વસતિનાં નગરો કરતાં બહુ જ વિશેષ છે અને તેમાંની કેટલીક ધર્મશાળાઓ તો એવી પણ છે કે, જ્યાં આપણને રહેવાની લગભગ ઘર જેવી જ સગવડ મળી શકે છે. હું તો જો કે આ

વેળાએ પોરબંદરમાં પહેલ વહેલીજ આવી હતી, પણ મારા પતિ વ્યાપાર આદિના કારણથી કેટલીકવાર પોરબંદરમાં આવી ગયેલા હોવાથી તેઓ પોરબંદર અને ત્યાંની પરિસ્થિતિથી સારી રીતે જાણીતા હતા. તેમની માન્યતા પ્રમાણે સમુદ્રતીરે સ્મશાનભૂમિની સામે દીવા-દાંડીની જોડાજોડ આવેલી ભાટિયાની ધર્મશાળામાં રહેવાની ઉત્તમ સગવડ હોવાથી અમો ત્યાં જ ગયાં અને ત્યાં પણ ધર્મશાળાનો રક્ષક એક વૃદ્ધ લુહાણો હોવાથી તેણે અમને એક જૂદો ઓરડો અમારા નિવાસમાટે કાઢી આપ્યો. ધર્મશાળામાં સ્થિરતા કરી દાતણ-પાણી કર્યા પછી મારા પતિ બજારમાં ગયા અને ગાડાવાળા તથા અંગરક્ષકોમાટે મીઠાઇ વગેરે લાવીને અમારામાટે હવેલીની પાતળ બાર વાગે આવે એવી વ્યવસ્થા કરી આવ્યા. ગાડાવાળા તથા અંગ-રક્ષકોને જમાડી અમોએ પણ થોડોક નાસ્તો કરી લીધો અને ત્યાર-પછી ગાડાવાળાને તેની સાથે ઠરાવેલા ભાડા કરતાં એક રૂપિયો વધારે તેમજ અંગરક્ષકોને પણ તેમની સાથેના ઠરાવ ઉપરાંત બબ્બે રૂપિયા ઇનામ તરીકે આપીને મારા પતિએ તેમનાં ઘણાં જ વખાણ કર્યાં અને તેમની વિશ્વાસપાત્રતામાટે તેમને ધન્યવાદ આપ્યા; તેઓ સંતુષ્ટ થઇ અમારો પ્રવાસ સુખમય થાય, એવી ઇચ્છા દર્શાવીને ત્યાંથી પાછા જવાને વિદાય થયા અને બાર કે સાડા બાર વાગે હવે-લીની પાતળ આવતાં જમી જૂઠીએ અમો સર્વ નિદ્રાવશ થઇ ગયાં; કારણ કે, એક આખો દિવસ અને એક આખી રાત અમોએ ગાડામાં વીતાડેલાં હોવાથી અમોને એટલો બધો થાકડો લાગ્યો હતો કે તેથી અંગમાં શિથિલતા તથા નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ થાય, એ સર્વથા સ્વાભાવિક જ હતું. અમો સાંઝે ચાર વાગ્યા પછી નિદ્રામાંથી જાગ્રત થયાં.

ગ્રીષ્મકાળના દિવસ દીર્ઘ થતા હોવાથી સૂર્યાસ્તમાં હજી અઢીથી ત્રણ કલાકનો વિલંબ હતો એટલે મારા પતિ પાછા બજા-રમાં ગયા અને બજારમાંથી જોઇતો દાણોદૂણી, ઘી, તેલ, મસાલો તથા બળતણ આદિ રાંધવાનાં સાધનો લઇ આવ્યા તથા હરીકેન લેમ્પ સાથે જ હતો તેમાં ઘાસલેટ પણ પૂરાવી આવ્યા. જોઇતાં વાસણો અમોએ સાથે લીધેલાં હોવાથી તરત મેં ખીચડી, શાક તથા રોટલા કરી નાખ્યા અને એ ઉની રસોઇ જમવાથી અમારાં શરી-રોમાં કાંઇક નવીન ચૈતન્ય આવ્યું. ધર્મશાળાના રક્ષક વૃદ્ધ લુહાણા-

માટે પણ મેં રાંધેલું હોવાથી તેને પણ અમોએ અમારી સાથે જ જમવા બેસાડયો હતો અને તેથી વાસણ તે જ બિચારો માંજી આવ્યો.

દિવસે અમોએ નિદ્રાનું યોગ્ય સેવન કરેલું હોવાથી રાત્રે આઠ વાગનામાં પુનઃ અમારી આંખો ઉંઘથી ઘેરાય એવો સંભવ નહોતો. આ કારણથી અમો પતિપત્ની, અમારા બાળકને સૂવડાવ્યા પછી, અમારા હવે પછીના પ્રવાસ વિશેનો વાર્ત્તાલાપ કરતાં બેઠાં હતાં એટલામાં ધર્મશાળાનો રક્ષક, આપણો વૃદ્ધ જ્ઞાતિબંધુ કે જેનું નામ નાનજીભાઇ હતું, તે પોતાનો હુક્કો લઇને આવી પહોંચ્યો અને ઓરડાના દ્વારમાંજ તેણે પોતાનો અડડો જમાવી દીધો. તેના આવવાથી હું અંદરના ઓરડામાં ચાલી ગઇ; કારણ કે, એ ધર્મશાળામાં જે ઓરડાઓ કરવામાં આવ્યા છે, તેમાં બે ભાગ પાડેલા હોવાથી આવા પ્રસંગે સ્ત્રીવર્ગને પોતાની લજ્જાનો પરિત્યાગ કરીને અન્ય પુરુષ સમક્ષ બેસી રહેવાનો અવસર આવતો નથી. હું અંદરના ઓરડાના ઉંબરાની અડોઅડજ બેઠેલી હોવાથી મારા પતિ સાથે નાનજીભાઇનો જે વાર્ત્તાલાપ થાય તે મારા સાંભળવામાં આવી શકે તેમ હોવાથી મને કંટાળો ઉપજવાનો સંભવ નહોતો.

નાનજીભાઇએ આ વેળાએ નીચે એક નાનું ગોઠણ સુધી પહોંચતું પોતિયું અને માથાપર ફાટેલું ફાળિયું લપેટયું હતું અને ખભાપર કપડાનો એક કટકો નાખેલો હતો. તેણે બેસીને જે પ્રથમ પ્રશ્ન મારા પતિને પૂછ્યો તે એ હતો કે "કેમ લીલાધર શેઠ, વીયારૂ પાણી કર્યાં ? વ્હેલાં વ્હેલાં સૂઇ જવાનો વિચાર હોય, તો આપણે ગચ્છંતી કરીએ અને બે ઘડી બેસવાનો વિચાર હોય, તો બે ઘડી વાતોના આનંદમાં વખત વીતાડીએ. આજે મુસાફરોની સંખ્યા ઓછી હોવાથી મને પણ કાંઇ વધારે કામ નથી."

એના ઉત્તરમાં મારા પતિએ જણાવ્યું કેઃ "નાનજીભાઇ, આનંદથી બે ઘડી બેસો અને વાતચીત કરો; કારણ કે, અમોએ અપોર પછી કાંઇક વિશ્રાન્તિ લીધેલી હોવાથી અત્યારમાંજ અમસ્તો પણ અમારો ઉંઘો જવાનો વિચાર તો નહોતોજ અને તેથી અમે વાતચીત કરતાં બેઠાં હતાં એટલામાં તમો આવ્યા એ વળી વધારે સારૂં થયું. તમારા જેવા વૃદ્ધ પુરુષ સાથેના વાર્ત્તાલાપમાંથી અમોને પણ કાંઇક જાણવા જેવું મળી આવશે."

"ત્યારે તો કાંઇ વાંધો નહિ; તમારો સ્વભાવ સારો જાણીને અને તમારા ગાડીવાળા તથા તમારી સાથે આવેલા સિપાહીઓના મુખથી તમારાં થતાં વખાણ સાંભળીને તમારા વિશે મારો ભાવ થવાથીજ હું અત્યારે અહીં આવ્યો છું. નહિ તો હું બીજા મુસાફરો પાસે કદાપિ આવી રીતે બેસવાનું સાહસ કરતોજ નથી; કારણ કે, કેટલાક મુસાફરો એવા તો તુન્દમિજાજી અને દાંભિક હોય છે કે. આ ધર્મશાળામાં વાસીદું વાળીને તથા લોકોનું કામકાજ કરીને ગરીબીથી પોતાનું ગુજરાન ચલાવનાર આ કંગાલ બુઢ્ઢા સાથે વાતચીત કરતાં પણ તેઓ શરમાય છે અને તેથી માનની જરા પણ લાગણી તેઓ દર્શાવતા નથી. હું ભલે કંગાલ છું પણ જાતિનો લુહાણો હોવાથી એક લુહાણા તરીકેના મારા હૃદયમાંના અભિમાનનો અદ્યાપિ લોપ થયો નથી અને તેથી જ્યાં માન ન મળે ત્યાં હું દૃષ્ટિપાત પણ કરતો નથી. હું ઇશ્વર મને જાર બાજરાનો જે રોટલો આપે છે તે ખાઇને મારા દુઃખમય જીવનને વીતાડયા કરૂં છું, ઇશ્વર વિના બીજા કોઇની પણ પરવા રાખતો નથી અને તેથીજ કોઇની ખુશામદ પણ કરતો નથી." બુઢ્ઢા નાનજીભાઇએ એક લુહાણા તરીકેના પોતાના અભિમાનનું દર્શન કરાવ્યું.

"ત્યારે તમો આ પોરબંદરના નિવાસી છો કે કેમ ?" મારા પતિએ સંભાષણને આગળ વધારવાના ઉદ્દેશથી પૂછ્યું.

"જી, નહિ, હું મૂળ આ પોરબંદરનો નિવાસી નથી; હું મૂળ જામનગરનો નિવાસી છુ અને ધર્મકર્મસંયોગે આજે કેટલાંક વર્ષથી આ પોરબંદરમાં આવી પડયો છું અને જીવનમાં જે દિવસો બાકી છે તે પૂરા કર્યા કરૂં છું. આ સંસારમાં મારામાટે આશાનું એક પણ બંધન અવશિષ્ટ રહ્યું નથી, તેથી જેમ મને કોઇ પ્રકારનું સુખ નથી તેમજ કોઇ પ્રકારનું દુઃખ કિંવા કોઇ પ્રકારની ચિન્તા પણ હવે મારામાટે અવશિષ્ટ રહી નથી અને એ મારાપર ઇશ્વરનો એક પ્રકારનો ઉપકાર થયો છે એમજ હું માનું છું." વૃદ્ધ નાનજીએ કાંઇક નિરાશાથી એ વચનો ઉચ્ચાર્યાં.

"ત્યારે જામનગરનો અથવા તમારી 'સ્વર્ગાદપિ ગરીયસી' જન્મભૂમિનો તમારે શા કારણથી પરિત્યાગ કરવો પડયો છે અને આ પોરબંદરમાં આવી અવસ્થામાં શા કારણથી રહેવું પડયું છે, તે જો અડચણ ન હોય તો જણાવવાની કૃપા કરશો, કાકા ?" મારા પતિને

તે વૃદ્ધના જીવનમાં કાંઇક રહસ્યનો ભાસ થવાથી તેમણે આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"લીલાધર શેઠ, જો કે મારા દુઃખની અથવા મારા જન્મભૂમિપરિત્યાગના કારણની કથા કોઇને સંભળાવવા જેવી તો નથીજ, છતાં તમોને એક સજ્જન જ્ઞાતિબન્ધુ જાણીને હું તમોને મારી તે કર્મકથા સંભળાવીશ; કારણ કે, એથી મારા મનનો દુઃખભાર કાંઇક ઓછો થશે. એવી મારી માન્યતા છે." આ પ્રમાણે કહીને તે વૃદ્ધ નાનજીએ એક નિશ્વાસ નાખ્યો અને હુક્કાની એક ફૂંક ભરીને પોતાની કર્મકથાનો આવી રીતે આરંભ કર્યો:—

"જામનગરમાં એકવાર મારા પૂર્વજોની એવી જાહોજલાલી હતી કે, જામનગરના નામદાર જામ વિભાજી પણ મારા પિતાને અતિશય માનની દૃષ્ટિથી જોતા હતા અને જામનગર રાજ્યમાંનાં જામનગર, જોડિયા, તથા સલાયા આદિ બંદરોમાં અમારી મોટી મોટી વખારો ચાલતી હતી; માત્ર એટલુંજ નહિ, પણ પાંચ તો અમારાં ઘરનાં વહાણ હતાં અને કરાચી, મુંબઇ, મસ્કત, બસરા તથા એડન સાથે અમારો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. જ્યાં સુધી કુટુંબમાં સંપ હતો અને ભાઇઓ એકત્ર હતા ત્યાં સુધી તો દિવસાનુદિવસ અમારા ગૃહમાં લક્ષ્મી તથા મનુષ્યોની વૃદ્ધિજ થતી જતી હતી અને અમારા કુટુંબમાં એક રસોડે જમનારાં અમો સ્ત્રી, પુરુષ તથા બાળકો મળીને પચાસ માણસ હતાં. પરંતુ જ્યારે સ્ત્રીઓના પરસ્પર દ્વેષભાવથી કુટુંબમાં ક્લેશ તથા કુસંપનો સંચાર થયો અને મારા પિતા સાથે લઢી વઢીને મારા ત્રણ કાકા જૂદા થયા તે દિવસથીજ અમારા કુટુંબની અવનતિનો આરંભ થઇ ચૂક્યો. પ્રથમ તો અમારા પાંચે વહાણ બે વર્ષમાં જ એક પછી એક કરીને ડૂબી ગયાં અને તે વખતમાં વીમાની રૂઢિ અસ્તિત્વમાં આવેલી ન હોવાથી અથવા તો તે રૂઢિનો લાભ લેવાની આ તરફ વધારે પદ્ધતિ ન હોવાથી એ હાનિનો કોઇને કશો પણ બદલો મળી શક્યો નહિ; માત્ર એટલુંજ નહિ, પણ તે વહાણો માલથી ભરેલાં ડૂબેલાં હોવાથી લગભગ રૂપિયા ત્રણ લાખથી ચાર લાખનો ટોટો આવી પડ્યો અને તેથી મારા પિતા તથા મારા કાકા દોમદોમ સાહેબીમાંથી સર્વથા સાધારણ સ્થિતિમાં આવી પડ્યા. જે જામનગરમાં એક વાર રાજા જેવી સાહેબી ભોગવી હતી, તે જામનગરમાં સાધારણ સ્થિતિમાં દિવસો વીતાડવાનું યોગ્ય

ન લાગવાથી મારા પિતાએ મારાં માતુશ્રી તથા પોતાના ત્રણ પુત્ર અને ત્રણ પુત્રાઓને સાથે લઇને જામનગરનો ત્યાગ કર્યો અને તેઓ એક ગામડામાં આવીને વસવા લાગ્યા તથા જે ત્રણ ચાર હજારની પુંજી રહી હતી તેના યોગે ગામડામાં એક દુકાન કરીને સાધારણ વ્યાપારથી પોતાનું તથા પોતાના કુટુંબનું પાલન કરવા લાગ્યા. અમો ત્રણ ભાઇઓ હતા, તેમાં સર્વથી મોટા ભાઇનું નામ કાલિદાસ હતું, બીજો હું હતો અને ત્રીજા સર્વથી નાના ભાઇનું નામ ધર્મસિંહ હતું. ત્રણે બહેને અમો ત્રણે ભાઇઓ કરતાં નાની હતી અને તેમના અનુક્રમે જેતબાઇ, મોતીબાઇ અને વાલીબાઇ એ પ્રમાણેનાં નામો હતાં. મારા પિતા આણંદજીભાઇ એક કુશળ; સરળ સ્વભાવના તથા કરકસરિયા વ્યાપારી હોવાથી તથા મારાં માતુશ્રી લક્ષ્મીબાઇ એક વ્યવહારનિપુણ તથા ઉત્તમ ગૃહિણી હોવાથી ગામડામાં સાધારણ કમાણી હોવા છતાં અને આટલા વિશાળ કુટુંબને પાળવાનો ભાર મસ્તકપર હોવા છતાં પણ તેમણે અમો સર્વ ભાઇ બહેનોને યથા સમય પરણાવ્યાં અને પોતાની પ્રતિષ્ઠાને કોઇને પણ રીતે ઝાંખ લાગવા દીધી નહિ. અમો સર્વ ભાઇ બહેનોને પરણાવવાના ભારથી મુક્ત થયા પછી બે વર્ષે મારા પિતાશ્રી માંદા પડયા અને પાંસઠ વર્ષની અવસ્થામાં તેમણે સ્વર્ગવાસ કર્યો. મારા પિતાશ્રીના પરલોકવાસ પછી અમો ભાઇઓમાં સંપ રહી શકયો નહિ: કારણ કે, મારો સર્વથી નાનો ભાઇ ધર્મસિંહ જરા નટખટ હતો અને અધૂરામાં પૂરૂં તેની બાયડી પણ એવી કંકાસીયણ હતી કે ન પૂછો વાત ! તે બાયડી હમેશાં અમો બે ભાઇ વિરુદ્ધ પોતાના ધણીના કાન ભર્યા કરતી હતી અને તેનું છેવટે પરિણામ એ થયું કે, અમોને જૂદા થવું જ પડયું. એ વેળાયે ઘરમાં છ હજારની મિલ્કત હતી તે સરખે ભાગે વ્હેંચી લઇને બબ્બે હજાર રૂપિયા લઇ અમો જૂદા થયા. એ બે હજારમાંથી બૈરાંનાં ઘરેણાં તથા ઘરનાં રાચરચીલાંને બાદ કરવામાં આવે, તો રોકડ રકમ તો દરેકને પાંચ પાંચસોનીજ મળી હતી. મારાં માતુશ્રી મારા મોટા ભાઇ સાથે રહ્યાં, એ વેળાએ મારા મોટા ભાઈ કાલિદાસને એક પુત્રી તથા એક પુત્ર મળીને બે સંતાન હતાં, મને ઇશ્વરે ત્રણ પુત્ર તથા બે પુત્રી મળીને પાંચ સંતાન આપ્યાં હતાં અને મારા નાના ભાઇને માત્ર એક જ પુત્રી હતી, એરી ઘરના ગામડામાં એક દુકાન જેટલી સારી રીતે ચાલી શકે તેટલા સારા

પ્રમાણમાં ત્રણ કુટુંબનો ન ચાલી શકે, એ સ્વાભાવિક હોવાથી ઘરનો ઝગડો મટયા પછી ધંધાની રસાકસીના ઝઘડાનો આરંભ થયો અને તેના પરિણામે ભાઈ ભાઇમાં પણ અણબનાવ તથા કજીયો કંકાસ થવા લાગ્યા. આ કારણથી મેં ગામમાંના મારા વ્યાપારને ઘટાડીને આસપાસના ગામડાંમાંથી ઘી ખરીદી તેના કૂડલા ભરીને જામનગર, ખંભાળિયા તથા સલાયા આદિ મોટાં શહેરોમાં લઈ જઇને વેચી આવવાનો એક નવો ઉદ્યોગ આરંભ્યો અને તેથી કલેશની ન્યૂનતા થવા સાથે મને નફો પણ કાંઇક ઠીક મળવા લાગ્યો. આવી રીતે કેટલોક કાળ વીત્યા પછી મારા મોટાભાઇ કાલિદાસનો અચાનક કોલેરાના રોગથી સ્વર્ગવાસ થયો અને તેના અલ્પવયસ્ક પુત્ર પુત્રીને જાળવવાની જવાબદારી પોતાના માથાપર લઇને મારા નાના ભાઇ ધર્મસિંહે મારા મોટા ભાઇના ખોરડાં તથા તેમની ત્રણેક હજારની મત્તા પોતાના કબ્જામાં લઇ લીધી અને મારાં માતુશ્રીને પાળવાનો ભાર મારા માથાપર લાદ્યો. મેં તેના એ અન્યાયને પણ સહન કરી લીધો. પુત્રોને મોડા પરણાવીએ તો ચાલે, પણ પુત્રીને તો યથાસમય પરણાવવીજ જોઇએ, આવો આપણો હિન્દુશાસ્ત્રનો નિયમ હોવાથી અને મારી પુત્રી ભાગીરથી સર્વથી મોટી હોવાથી તથા તે અત્યારે દશ વર્ષની થયેલી હોવાથી તેનું સગપણ મેં અમારા ગામથી છ ગાઉપર આવેલા એક બીજા ગામમાંના એક સારા લુહાણા ગૃહસ્થના પુત્ર વેરે કરી નાખ્યું અને અગિયારમે વર્ષે તેને પરણાવીને હું એ ચિન્તાથી મુક્ત થયો......"

નાનાજીભાઈ પોતાની કર્મકથામાં આગળ વધતા હતા એટલામાં મારા પતિએ મને આજ્ઞા કરી કે: "જરા ચાહ કરી આપોને."

પીવામાટે દૂધ લીધું હતું અને શાકર તથા ચાહ પણ હતી એટલે સગડી સળગાવીને તેનાપર મેં ચાહ મૂકી દીધી. વીસક મિનિટમાં ચાહ તઈયાર થઇ ગઈ એટલે ચાહ પીધા પછી નાનજીભાઇએ પુનઃ પોતાની કર્મકથાને આગળ લંબાવીને કહેવા માંડયું કે:—

"એક પુત્રીને પરણાવવાની ચિન્તાથી તો સર્વ પ્રકારે હું મુક્ત થયો; પરંતુ ત્યારપછીનું એક વર્ષ સારું થયું અને બીજા વર્ષમાં અવર્ષણના કારણથી દેશમાં સર્વત્ર દુષ્કાળની બાધાનો રંગ દેખાવા લાગ્યો અને તેથી મારા હૃદયમાં એક નવીન ચિન્તાનો ઉદ્ભવ થયો; કારણ કે, મારા ઘરમાં પાંચ સાત નાનાં મોટા ઢોર—

ગાયો તથા ભેંસો આદિ—હોવાથી અને ઘાસ ક્યાંય ગોત્યું પણ જડતું ન હોવાથી તેમની શી વ્યવસ્થા કરવી તેમજ જ્યાં ત્યાં લૂટફાટ અને ચોરી ચિકારીનો આરંભ થઇ ગયેલો હોવાથી કોઇ પણ પ્રકારનાં સુરક્ષિતતાનાં સાધનો વિનાનાં ગામડામાં નિર્ભયતાથી આટલા કુટુંબને લઇને કેવી રીતે રહેવું, એ વિશેના ગંભીર વિચારમાં હું નિમગ્ન થઇ ગયો. ૭ મહિનાનો સમય તો નાના પ્રકારનાં કષ્ટો તથા ચિન્તાઓને વેઠીને અમોએ અમારા ગામમાંજ વીતાડયો; પણ ત્યાર પછી ત્યાં રહેવાનું મને યોગ્ય ન ભાસવાથી મેં કુટુંબને લઇને કોઇ મોટા નગરમાં જઇને વસવાનો વિચાર કર્યો. પ્રથમ તો ચાર ગાયો અને એક ભેંસને મેં પાણીના મૂલ્યે વેચી નાખી અને માત્ર એક ગાય તથા એકજ ભેંસને રાખી. છેવટે હું મારા વિશાળ કુટુંબને લઇને જોડિયા બંદર ગયો અને મારો નાનો ભાઇ ધર્મસિંહ તેનું કુટુંબ વિશાળ ન હોવાથી અમારા ગામમાંજ રહ્યો. જે સમયમાં હું મારા કુટુંબને લઇને જોડિયે ગયો હતો, તે સમયમાં જોડિયાનું બંદર તે એક ધીકતું બંદર હોવાથી અને ત્યાં વ્યાપાર વ્યવસાયની વિપુલતા હોવાથી અમારો નિર્વાહ ત્યાં સારી રીતે થઇ શકશે, એવી મારી માન્યતા હતી અને તે મારી માન્યતા સત્ય પણ ઠરી; કારણ કે, ત્યાં અમોએ દાળિયા મમરાની દુકાન કરી અને ગાય તથા ભેંસનું જે દૂધ થતું હતું તે પણ અમો વેચતાં હતાં અને મોટા બે છોકરાને એક લુહાણા વ્યાપારીને ત્યાં નોકર તરીકે રાખી દીધા હતા એટલે અમારૂં ગાડું આનંદથી ગબડયા કરતું હતું અને તેથી હું કેટલેક અંશે નિશ્ચિન્ત થયો હતો; પરંતુ એ નિશ્ચિન્તતાનો હજી તો આરંભ જ થયો હતો એટલામાં એક સર્વથા નવીન અને ન ધારેલી ચિન્તાનો ભાર મારા શિરપર આવી પડયો. મારી જે છોકરીને મેં પરણાવી હતી, તે છોકરીને કૉલેરાની બાધા થવાના સમાચાર મારા સાંભળવામાં આવ્યા અને તેથી મારાં બધાં કામોને પડતાં મૂકી મારી સ્ત્રીને લઇને હું મારી તે ગરીબ ગાય જેવી દીકરીની સંભાળ લેવામાટે તેના ગામ ભણી જવાને એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં ચાલતો થઇ ગયો. જોડિયેથી મારી દીકરીનાં સાસરિયાંનું ગામ દશ ગાઉ કરતાં પણ કાંઇક વધારે થતું હોવાથી અમો મળસકે જોડિયેથી નીકળેલાં ઠેઠ વીયારૂટાણે ત્યાં જઇ પહોંચ્યાં. જો કે દીકરીને ઘેર અમારે ખાવું પીવું તો હતું જ નહિ, પરંતુ જે સાધારણ

માન અમને મળવું જોઇએ, તે પણ ન મળ્યું અને તેથી અમો આશ્ચર્યમાં પડી ગયાં. અમોએ અમારી દીકરીના સમાચાર પૂછ્યા એટલે તેના ઉત્તરમાં મારી દીકરીની સાસૂએ જણાવ્યું કે: "ઓલા છેવાડાના ખોયડામાં તમારી દીકરી પડી છે, તેને જઇને સંભાળી લ્યો." અમોએ જઇને જોયું, તો મારી તે દીકરી એક તૂટેલા ખાટલામાં બહુધા નિશ્ચેષ્ટ જેવી દશામાં પડી હતી અને તે બિચારીને પોતાનાં વસ્ત્રોનું પણ ભાન નહોતું. અમોએ તેને બોલાવી ત્યારે તેણે આંખો ઉઘાડી અને થોડીવાર સુધી ટમટમ અમારી સામું જોઇને તે પોતાની આંખોમાંથી આંસૂડાં ખેરવા મંડી ગઇ. તેને કૉલેરા થયો નહોતો, પણ ઝાડા એટલા બધા થયા હતા કે ત્રણ દિવસની માંદગીમાં તો તે મરવાની અણીપર આવી પહોંચી હતી અને ત્રીસ માણસનું કુટુંબ હોવા છતાં તેની સારવાર કોઇ પણ કરતું નહોતું એટલે તેના શરીરમાં નિરાશા તથા માનસિક આઘાતનું પણ ભયાનક પરિણામ થયું હતું, પ્રથમ તો અમોએ તેનાં બગડેલાં વસ્ત્રોને કાઢી નાખીને બીજાં વસ્ત્રો પહેરાવ્યાં અને ત્યારપછી ત્યાં જે ગંદવાડો થયો હતો તેને ખસેડીને તે જગ્યાને સ્વચ્છ કરી નાખી અને જોડીયાના ડૉક્ટર પાસેથી કૉલેરાની દવા હું લેતો આવ્યો હતો, તેમાંથી એક ભાગ દવાનો મેં તેને આપી દીધો; કારણ કે કૉલેરાની દવા ઝાડાના રોગપર પણ અસર કરે છે, એ વાત મારી જાણમાં હતી. થોડીવાર પછી કાંઇક આરામ જેવું જણાયાથી મારી તે મરણોન્મુખ પુત્રીએ પોતાના મંદ પડી ગયેલા સ્વરથી અમોને કહ્યું કે: "માતા પિતા, તમોએ જીવતા મનુષ્યોનું રક્તપાન કરનારાં રાક્ષસોના ગૃહમાં મને નાખી, તેના કરતાં જો ઝેર પાઇને મને કાળના મુખમાંજ ધકેલી દીધી હોત, તો મારો તરત છૂટકો થઇ જાત અને આમ રીબાઇ રીબાઇને મરવાનો વખત આવત નહિ! આજે ચાર દિવસથી મારી આ અવસ્થા છે; પણ કોઇએ ઘરમાંથી મારી સંભાળ લીધી નથી અને મારી સાસૂ કોઇ પણ માણસને મારી પાસે આવવા દેતી નથી; કારણ કે, તેનો તો એજ વિચાર છે કે, દીકરાની વહૂ મરી ગઈ અને ખાસડું ફાટી ગયું, એ બન્ને બરાબર છે; તેના મનમાં દયા જેવી વસ્તુનું અસ્તિત્વજ નથી, અને હું પણ આવાં દયાહીન સાસરિયાંમાં રહીને જીવવા કરતાં મરવાનેજ વધારે સારૂં માનું છું. પરણીને અહીં આવ્યા પછી મારાપર જે અમાનુષી અને રાક્ષસીય અત્યાચારોની વૃષ્ટિ વર્ષવા

માંડી છે, તેનો અત્યાર સુધી અંત આવ્યો નથી અને હું જીવતી છું ત્યાં સુધી અંત આવવાનો પણ નથી. જો તમો હવે કાંઇક બ્હાર કરો, તો ભલે; નહિ તો અત્યારે તો મારી ઉપર આકાશ અને નીચે સમુદ્ર જેવીજ અવસ્થા છે અને કેવળ ઇશ્વર વિના મારો બીજો કોઈ પણ આધાર નથી!" અમારી પુત્રીના આવા નિરાશાજનક ઉદ્ગારો સાંભળીને મારાં તથા મારી સ્ત્રીનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી..............."

એ વૃદ્ધ પિતા નાનજીભાઇના નેત્રોમાંથી તે વેળાયે તો અશ્રુની ધારા વહી નીકળી હશે, પણ આ વેળાયે તે પ્રસંગનું વર્ણન કરતાં પણ તેની આંખમાં આંસૂ આવી ગયાં અને તેથી તે થોડીવારને માટે બોલતો અટકી ગયો. એક પ્રેમાળ તથા સંતાનવત્સલ પિતાનું હૃદય કેવું દયાર્દ્ર તથા વાત્સલ્યપૂર્ણ હોય છે, એનો એ વેળાયે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો. પરંતુ તત્કાળ શોકના એ આવેગને દબાવી અશ્રુ લૂછીને તે પુનઃ કહેવા લાગ્યો કેઃ—

"અમારા હૃદયમાં શોકનો અતિશય આવિર્ભાવ થવાથી કાંઇક ક્રોધ પણ ઉપજ્યો, છતાં તે વેળાયે અમો અમારાં તે નિર્દય સગાંના ગામમાં તથા ઘરમાં હોવાથી વધારે કાંઈ પણ બોલ્યાં નહિ અને દીકરીને આશ્વાસન આપીને જેમ તેમ કરી રાત વીતાડી. આખી રાતમાં બે વાર અને સવારમાં એકવાર દવા આપવાથી અમારી દીકરીને કાંઇક આરામ થતો દેખાયો અને તેથી સવારમાં અમોએ તેને છાશ તથા ભાત ખાવામાટે પણ આપ્યાં. એ છાશ પણ અમો બહારથીજ માગી લાવ્યાં હતાં, કારણ કે, અમારી વેવાણે છાશ આપવાની પણ ચોખ્ખી ના પાડી દીધી હતી. બીજે દીવસે સાંઝે અમોએ અમારા વેવાઈ પાસેથી અમારી દીકરીને થોડા દિવસને માટે અમારે ઘેર મોકલવામાટેની રજા માગી, પણ તેમણે તે રજા તેની સાસૂ પાસેથી લેવાનું જણાવ્યું અને મારી દીકરીની સાસૂએ તત્કાળ રજા આપી દીધી; કારણ કે, તેને તો એટલુંજ જોઇતું હતું. તે સાંઝેજ અમોએ એક ગાડું ભાડે કરી લીધું; કારણ કે, મળસ્કે તો અમારે ત્યાંથી નીકળવાનું હતું. રાતે એક વૃદ્ધ લુહાણો ગૃહસ્થ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કેઃ "નાનજીભાઇ, મારા દીકરાની વહૂને મારે જોડીયે તેને પિયર મોકલવાની છે, તો તમે તેને સાથે લેતા જશો? કારણ કે, તમારા જેવો સારો સાથ છે એટલે અમારો ફેરો

ટળી જાય તેમ છે. અમો તમને ગાડાનું અડધું ભાડું આપીશું." અમો ત્રણ જણ છડાછુંટ જવાનાં હતાં; કારણ કે, અમારી સાથે સામાન તો વધારે હતોજ નહિ; એટલે એક બાઇને લઇ જવામાં કાંઇ અડચણ જેવું ન હોવાથી અને અડધું ભાડું પણ મળતું હોવાથી મેં તરત હા પાડી દીધી. સવારમાં અમો ત્યાંથી વિદાય થયાં. મારી પુત્રીને તેની સાસૂએ કલ્લાં, બલોઇયાં અને નાકની સળી ઉપરાંત બીજું કાંઇ ઘરેણું તેમજ તેના શરીરપર જે ત્રણ વસ્ત્રો હતાં તે ઉપરાંત ચોથું વસ્ત્ર આપવાની ઉદારતા બતાવી નહોતી અને અમોએ તેમાટેની માગણી પણ કરી નહિ. લગભગ ૭ ગાઉનો પંથ કાપ્યા પછી એક વાવ પાસે બપોરૂં કરવામાટે અમોએ ગાડું છોડયું અને પાસેના વટવૃક્ષની શીતળ છાયામાં અમો ટીમણ કરવા બેઠાં; કારણ કે, ટીમણમાટે ઢેબરાં વગેરે કરીને અમોએ સાથે લઇ લીધાં હતાં. ટીમણ કરીને જરા વાર વિશ્રાંતિ લેવાનો અમોએ વિચાર કર્યો; કારણ કે, મારી દીકરીની તબીયત ઘણીજ નરમ હોવાથી તેને વિશ્રાંતિની બહુજ આવશ્યકતા હતી. તેને ગોદડું પાથરી આપ્યું અને તે આડે પડખે તેના પર પડી. અમારી સાથે જે બાઈ આવી હતી, તેનું નામ દેવકીબાઇ હતું અને તે ખરેખર દેવકી જેવી જ હતી. તેની અવસ્થા સત્તાવીસથી અઠ્ઠાવીસ વર્ષની હતી અને અદ્યાપિ તેનો ખોળો ભરાયો જ નહોતો. અહીં શાંતિથી વાર્ત્તાલાપ કરવાનો પ્રસંગ મળવાથી તે બાઇ મને તથા મારી સ્ત્રીને ઉદ્દેશીને કહેવા લાગી કે: "તમોએ આ ગાયને લઇ જઇને કસાઈવાડામાં કેમ નાખી છે, એનું કારણ મારાથી સમજી શકાતું નથી. તમારી આ દીકરીને એનાં સાસરિયાંમાં જે અસહ્ય દુઃખો વેઠવાં પડે છે, તે અમો નિત્ય અમારી આંખે જોઇએ છીએ અને તેથી અમો ત્રાસી જઇએ છીએ. એનાં એ દુઃખો અમારાથી જોઇ શકાતાં નથી. એની સાસૂ રાંડ એવી કભારજા છે કે તેના જેવી દુષ્ટ સ્ત્રી અદ્યાપિ બીજી કોઈ પણ અમારા જોવા કે સાંભળવામાં આવી નથી; તેમજ સસરો પણ બાયડીનો નચાવ્યો નાચતો હોવાથી અને તેમના એ છોકરા બિલ્કુલ માવડિયા તથા નમાલા હોવાથી ઘરમાં એની સાસૂનો ડંડોજ ચાલ્યા કરે છે અને બિચારી વહૂઓ દુઃખની ઘંટીમાં ઘઉં કે બાજરાના દાણાની પેઠે રાતને દિવસ દળાયાં કરે છે; પીસાયા કરે છે અને તેમને પોતાના ઉદ્ધારનો કોઈ પણ ઉપાય કે માર્ગ દેખાતો નથી. તમોએ

પૈસા તથા પીતળિયાં જોયાં, પણ ઘર સારૂં ન જોયું અને દીકરીનો અવતાર બગાડી નાખ્યો !" તે બાઇનાં આ વાક્યોથી આશ્ચર્યચકિત થઇને મેં પૂછ્યું કે: "શું ત્યારે અમારી દીકરીને એટલું બધું દુઃખ વેઠવું પડે છે?" તે બાઇએ કહ્યું કે: "તમારી દીકરીનાં દુઃખોનો પારજ નથી, તો તેમનું વર્ણન કેટલુંક કરીએ વારૂ ? આપણા લુહાણા સંસારનો, આજકાલના લુહાણા સંસારનો લગભગ એ એક નિયમજ થઇ ગયો છે કે પોતાના પુત્રોને પરણાવતી વખતે પુત્રવતી સ્ત્રીઓના મનમાં જે ઉત્સાહ તથા પ્રેમ હોય છે, તે તેમનો ઉત્સાહ તથા પ્રેમ તેમની વહૂઓ ઘરમાં આવ્યા પછી શતાંશે પણ અવશિષ્ટ રહેતો નથી અને પોતાની સાસૂની પદવીને એક અત્યાચારી રાજાની પદવી સમાન માની પુત્રવધૂને એક ગુલામડી અથવા કૂતરી કરતાં પણ હલકી ગણીને તે નિર્દય સાસૂઓ તે પુત્રવધૂઓપર ગમે તેવા અત્યાચારો કરવા મંડી જાય છે, અને તેના પરિણામે કેટલીકવાર કંટાળેલી વહૂઓ પોતાના જીવપર ઉદાર થઇને એ અત્યાચારોથી છૂટવામાટે આત્મહત્યા પણ કરી નાખે છે.* કેટલીકવાર કેટલીક દુષ્ટ સ્વભાવની નણંદો તો વળી ભાભીઓપર જુલમ કરવામાં પોતાની માઓ કરતાં પણ આગળ વધી જાય છે. આ કારણથીજ એક સમયમાં આદર્શ સંસ્થા તરીકે મનાતી સંયુક્ત કુટુંબસંસ્થા આજે ત્યાજ્ય તથા દુઃખદાયક મનાય છે; અને તેમાં પણ જે સ્ત્રીનો પતિ માવડિયો તથા નમાલો હોય છે, તેના દુઃખની તો સીમા જ રહેતી નથી; કારણ કે એવા પતિની સ્ત્રીમાટે દુઃખમુક્ત થવાનો કોઈ પણ માર્ગ ન હોવાની તે સ્ત્રીને જીવનનો પણ કંટાળો આવી જાય છે. તમારી પુત્રીની પણ અત્યારે એવીજ દુર્દશા છે અને તેથી તેને એ દુર્દશામાંથી છોડાવવાના શીઘ્ર પ્રયત્નની અતિશય આવશ્યકતા છે. તમારી પુત્રીનું શરીર પ્રથમથીજ નબળું તો છે જ,

---

* ગત બે વર્ષના કાલાવધિમાં જામનગર રાજ્યનાં કલ્યાણપુર, રાવલ તથા આશિયાવદર નામનાં ગામોમાં આવા પ્રકારનાં સાસૂ નણંદના અત્યાચારોથી કંટાળેલી ત્રણ લુહાણા યુવતીઓએ આત્મહત્યા કરેલી છે. કલ્યાણપુરમાં એક બાઇ કૂવામાં પડી હતી, રાવલમાં એક બાઇએ પોતાના શરીરપર ઘાસલેટ રેડીને પોતાનું શરીર અગ્નિદેવને જીવતાંજ સમર્પ્યું હતું અને આશિયાવદરમાં એક બાઇએ કૂવામાં પડીને આત્મહત્યા કરી હતી. આ ત્રણ બનાવો તો મારા જાણવામાં છે; પણ બીજા પણ કોણ જાણે કેટલાય આવા બનાવો એટલા કાળમાં બન્યા હશે, તે પરમાત્મા જાણે ! આપણી જ્ઞાતિમાં બનતા આવા દુઃખદ બનાવોની એક ખાસ નોંધ રાખવાની આવશ્યકતા છે કે જેથી આપણી જ્ઞાતિની નૈતિક અવનતિનું આપણાથી કાંઈક અનુમાન કરી શકાય.

અને સાસરિયાંમાં સવારમાં મળસ્કે ઉઠીને ચાર પાંચ પાલી લોટ દળવો પડે છે. સાસૂ સસરો મરજાદ લઇ આવેલાં હોવાથી દિવસમાં દશવાર એને નવડાવે છે અને પોતે તથા છોકરા ખીચડી, શાક અને બાજરાના રોટલા ખાય છે, છતાં બિચારી વહૂને જુવારના રોટલા અને પાણી જેવી છાશ તથા મીઠું જ ખાવાને આપે છે. જો કોઇવાર એ બિચારીની તબીયત નબળી હોય અને કામમાં કાંઇક ખામી આવે, તો દીકરાને ભંભેરીને એની કર્કશા સાસૂ એને એવો તો માર ખવડાવે છે કે, બિચારીનાં હાડકાં પાંસળાં ખોખરાં થઇ જાય છે અને એજ કારણથી એક વખતની આ તમારી રંભા જેવી રૂપાળી અને ચંદ્રમા જેવી ઉજળી ભાગીરથી કાળીમેષ જેવી થઈ ગઇ છે. હવે એને પાછી સાસરે મોકલો તો વ્યવસ્થા કરીનેજ મોકલજો, નહિ તો દીકરી જેવી દીકરીને ખોઈ બેસશો અને સ્ત્રીહત્યાનું પાતક તમારી કોટે બંધાશે..."

"દેવકીબાઇ આગળ બોલવા જતી હતી એટલામાં ગાડાવાળાએ ઉતાવળ કરવાથી અમો ગાડામાં બેઠાં, ત્યારપછી કેટલીક બીજી વાતો ચાલી અને રાતે આઠ વાગે અમો જોડિયામાં પહોંચી ગયાં; કારણ કે, હજી નાકાં બંધ થયાં નહોતાં. દેવકીબાઈ તેના પિતાને ઘેર ગઈ અને અમો અમારે ઘેર ગયાં. પછી બીજે દિવસે હું મારી દીકરીને ડૉકટર પાસે લઇ ગયો અને ડૉકટરે સારી દવા આપવાથી આઠ દશ દિવસમાં મારી દીકરીની તબીયત સુધરી જતાં તે કાંઇક ખાવાપીવા પણ લાગી. જોડિયાની ઉંડ નદીનું પાણી પણ હલકું અને ગુણકારક હોવાથી અને સાધારણ રીતે જોડિયાની હવા પણ સારી હોવાથી એ પાણી તથા હવાની પણ તેના શરીરમાં સારી અસર થઇ હતી, એવો ડૉકટરનો અભિપ્રાય હતો. 'સો દવા અને એક હવા' એમ જે કહેવામાં આવે છે તે ખોટું તો નથીજ. વળી પીયરિયાંમાં માતાપિતાની વાત્સલ્યમયી છાયા અને કોઈ પણ પ્રકારના ત્રાસ અથવા કોઇ પણ પ્રકારની ચિન્તાનો જે અભાવ, તે પણ તેની પ્રકૃતિસુધારણાનો એક હેતુ હતો. ભલી, ભોળી અને પરોપકારિણી દેવકીબાઈ રોજ એક બે વાર મારી દીકરીની તબીયતના સમાચાર પૂછવા અમારે ત્યાં આવતી હતી, અને કલાક કલાક કે બબ્બે કલાક મારી પુત્રી તથા મારી સ્ત્રી પાસે બેસતી હતી. એવી રીતે લગભગ એક મહિના જેટલો સમય વીતી ગયો અને મારી દીકરીને લઇ જવામાટે તેના સાસરેથી તેડું આવ્યું."

નાનજી બુઢ્ઢો પોતાની કર્મકથાના આટલા ભાગપર્યન્ત આવી પહોંચ્યો, તે વેળાયે રાત્રિના સાડાબાર કે એક વાગ્યાનો અમલ થયેલો હોવાથી રાત્રિના તૃતીય પ્રહરનો આરંભ થઇ ચૂકયો હતો અને તેથી અમારી આંખો ઉંઘથી ઘેરાતાં અમને બગાસાં આવવા લાગ્યાં અને એ સ્થિતિ નાનજીના જાણવામાં આવતાં તેમણે કહ્યું કે: “લીલાધર શેઠ, મારી કર્મકથા હજી ઘણી લાંબી છે અને તેથી તેનો સવાર સુધીમાં પણ અંત આવવાનો સંભવ નથી. તમારી આંખો ઉંઘથી ઘેરાવા માંડી છે, માટે હવે તમો ઓરડાનાં દ્વાર વાસીને ભલે સૂઇ જાઓ અને બે ઘડી આરામ કરો. જો આવતી કાલે આપને અવકાશ મળશે અને જો આપની તે મારી કર્મકથાને સાંભળવાની ઇચ્છા હશે, તો વળી આવતી કાલે રાતે આપણે આજની પેઠે બે ઘડી બેસીશું અને હું મારી કર્મકથાનો ઉત્તર ભાગ આપને સંભળાવીશ.”

“બહુ સારૂં; જેવી આપની ઇચ્છા; પરંતુ નાનજીકાકા, આવતી કાલે બપોરે જમવાની આપ બીજી કશી ખટપટ કરશો નહિ; સવારમાં જરા બજારમાં જઇને શાક પાંદડું લાવી આપજો અને બપોરે અમારી સાથેજ જમજો. જ્યાં સુધી અમો અહીં છીએ, ત્યાં સુધી જમવામાટેની બીજી કશી પણ વ્યવસ્થા તમારે કરવીજ નહિ.” મારા પતિએ નાનજીને બાકીના બે દિવસનું સાથેજ નોતરૂં આપી મૂકયું.

“ભાઇ, ગરીબોની આપ આટલી બધી લાગણી અને ચિન્તા રાખો છો; એટલે ઇશ્વર આપપર સદા પ્રસન્ન છે, એમજ આપે સમજવાનું છે અને આપ જ્યાં જશો, ત્યાં ઇશ્વર આપને વિજય આપશે અને આપનું તથા આપના પરિવારનું કલ્યાણજ કરશે, એવા આ વૃદ્ધનો આપને આશીર્વાદ છે.” આ પ્રમાણે આશીર્વાદ આપીને નાનજી બુઢ્ઢો ત્યાંથી દરવાજાના ઓટલાપર સૂવાને ચાલ્યો ગયો અને અમો પણ ઓરડાના દ્વારને વાસીને નિદ્રાવશ થઇ ગયાં.

* * * * *

પ્રભાતમાં અમો જાગ્યાં તે વેળાયે સવારમાં સાડાછ વાગ્યા હતા. પ્રાતઃકાલિક નિત્યકર્મથી મુક્ત થઇ સ્નાન આદિ કરીને મેં ચાહ તૈયાર કરી અને મારા પતિએ નાનજી બુઢ્ઢાને બોલાવી ચાહ પીવડાવીને પછી પૈસા આપી અમુક વસ્તુઓ લાવવામાટે બજારમાં મોકલી દીધો. તેના જવા પછી તે દિવસ પોરબંદરમાં કેવા પ્રકારે વીતાડવો, એ વિશેનો અમો દંપતી વિચાર કરવા લાગ્યાં. મારા પતિએ મને

પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું: કે "આજે બપોરે જમ્યા પછી આપણે ગાડીમાં બેસીને જરા બહાર ફરવા નીકળીશું અને કેટલાંક જોવા યોગ્ય સ્થળો જોઈ આવીશું; મેં તો જોકે પોરબંદરનાં એ સર્વ પ્રેક્ષણીય સ્થાનો જોયેલાં છે, પણ તું પોરબંદરમાં પહેલવહેલીજ આવી છે અને તેથી તને મારે એ સર્વ સ્થાનો બતાવવાનાં છે."

"અહીં પ્રેક્ષણીય સ્થાનો કયાં કયાં છે વારુ?" મેં જિજ્ઞાસા દર્શાવી.

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મારા પતિએ જણાવ્યું કે: "કૃષ્ણ ભગવાનના જે પ્રાણપ્રિય સખા તથા પરમ ભક્ત સુદામાજીના કારણથી આ પોરબંદરનું સુદામાપુરી તરીકે અતિશય માહાત્મ્ય છે અને જે સુદામાજીના દર્શનમાટે પ્રતિવર્ષ સહસ્રાવધિ યાત્રાળુઓ આ સ્થાનમાં આવે છે, તે શ્રી સુદામાજીનું મંદિર પોરબંદરમાં સર્વથી પ્રથમ પ્રેક્ષણીય સ્થાન છે અને તે ઉપરાંત સુલ્તાનબાગ, દરબારગઢ તથા રાજવાડી આદિ સ્થાનો પણ જોવાલાયક છે. બીલેસર મહાદેવનું સ્થાન પણ પ્રેક્ષણીય છે, પરંતુ ત્યાં જતાં ગાડામાં પ્રવાસ કરવાની આવશ્યક્તા હોવાથી ત્યાં હાલ તરત આપણાથી જઇ શકાય તેમ નથી; કારણ કે, આપણા હાથમાં સમય બહુજ અલ્પ છે. તે સ્થાન જો ઇશ્વરની ઇચ્છા હશે, તો વળી બીજીવાર જોઇશું."

"વારુ, આપની ઇચ્છા છે, તો આપણે બપોરે જમ્યા પછી બેઘડી વિશ્રાંતિ લઇને ચારેક વાગે અહીંથી નીકળીશું અને જે બે ચાર જોવા લાયક સ્થળો છે તે જોઇ આવીશું." મેં મારી અનુમતિ દર્શાવી.

નાનજી બુઢ્ઢો જોઇતી વસ્તુઓ લઇને બજારમાંથી પાછો આવ્યો અને પાણીના બે ઘડા ભરીને લાવી આપ્યા એટલે મેં રાંધવાનો આરંભ કરી દીધો અને બરાબર સાડા અગિયાર વાગે અમો ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ ગયાં. નાનજીએ વાસણ ઉટકી નાખ્યા પછી અમે બે વાગ્યા સૂધીનો સમય વિશ્રાંતિ તથા વાર્ત્તાલાપમાં વીતાડ્યો; અને ત્યારપછી બહાર નીકળવાની તૈયારી કરવા લાગ્યાં. નવીન વસ્ત્ર આદિ ધારણ કરતાં ત્રણ વાગ્યા અને નાનજી ડોસાને મારા પતિએ ભાડાની એક સારી ગાડી લાવવામાટે મોકલ્યો. સાડા ત્રણ વાગે તે એક ખત્રીની સારી ગાડી લઇ આવ્યો અને તેમાં બેસીને અમો પ્રેક્ષણીય સ્થાનો જોવાને રવાના થયાં. પ્રથમ અમોએ શ્રી સુદામા-

જીના મંદિરમાં જઈ તે પ્રાચીન ભક્તશિરોમણિનાં દર્શન કરીને અમારાં નેત્રોને પવિત્ર કર્યાં અને ત્યારપછી સુદામાજીના મંદિરની પાસેજ આવેલા સુલ્તાનબાગમાં પ્રવેશ કરીને મહારાણા સુલ્તાનસિંહજીના ગ્રીષ્મસદન તથા કમળસરોવર આદિનું અવલોકન કર્યું. ત્યાંથી અમો રાજવાડીમાં ગયાં અને ત્યાં લીલી બદામ, લીલાં નારીયેળ; સંતરાં તથા પોપૈયાં આદિ તાજાં ફળો વેચાતાં મળતાં હોવાથી રાજવાડીમાં ફરવામાં, બેસવામાં અને ફળો ઈત્યાદિ ખાવામાં ધાર્યા કરતાં વધારે સમય વીતી જવાથી અમારાથી અન્યત્ર ક્યાંય પણ જઈ શકાયું નહિ અને તેથી લગભગ સાડા છ વાગે અમો ધર્મશાળામાં પાછાં આવી પહોંચ્યાં. આટલી વાર સૂધી મારો બાળક પણ મારી સાથેજ હતો, છતાં તે બિચારાએ રડીને અમોને જરાપણ કંટાળો આપ્યો નહોતો. પરમાત્મા એવાં સુલક્ષણાં તથા સુધીર બાળકો સર્વને આપજો, એવોજ મારો આશીર્વાદ છે ! અસ્તુ: પોરબંદરની મુંબઇની સડકો સાથે સ્પર્ધા કરનારી સડકો, પત્થરનાં સુંદર મકાનો અને પાણીના નળ આદિની વ્યવસ્થાને જોઇને હું અતિશય પ્રસન્ન થઇ અને સમુદ્રતીરપ્રાંતમાં વસેલા એ પોરબંદર નામક પ્રાચીન જેઠવા વંશની રાજધાની સમાન અન્ય કોઇપણ નગર સમસ્ત કાઠિયાવાડમાં હશે કે કેમ ? એવો મારા મનમાં સંશય થવા લાગ્યો. પોરબંદરમાં ઍડમિનિસ્ટ્રેશન્ હોવાથી ઘણીખરી વ્યવસ્થા અંગ્રેજી રાજ્યનાં નગરો જેવીજ જોવામાં આવતી હતી. માત્ર સ્મશાન પાસેના સમુદ્રતીરવિભાગમાં પ્રભાતમાં તથા સંધ્યાકાળે સ્ત્રી તથા પુરુષો દિશાજંગલ જવાને બેસે છે, તે દૃષ્ય મને બહુજ બીભત્સ લાગ્યું; માત્ર એટલુંજ નહિ, પણ ત્યાં સમુદ્રની મોડી છોળ આવતી હોવાથી કેટલીકવાર ત્યાં જંગલ બેસનારાંમાંનું કોઇ માણુસ સમુદ્રમાં ખેંચાઇ જાય છે અને પ્રતિવર્ષ એવા એકાદ બે અકસ્માતો થયા કરે છે, એમ પણ મારા સાંભળવામાં આવ્યું છે. અર્થાત્ ઝાડે જંગલ જવાની બીજી કોઈ વ્યવસ્થા થાય અને આ પદ્ધતિનો અંત આવી જાય, તો તે અત્યંત ઇચ્છવા યોગ્ય વિષય છે. અસ્તુ: ધર્મશાળામાં આવીને નિશાભોજનની મેં તૈયારી કરી અને આજે કેવળ રોટલા, શાક તથા દૂધથીજ ચલાવી લેવાનું હોવાથી આઠ વાગ્યાની અંદર તો અમે નિશાભોજન કરીને મુક્ત થઇ ગયાં અને ત્યારપછી નાનજી ડોસો ગત રાત્રિ પ્રમાણેજ પોતાનો હોકો લઇને

આવ્યો, અમારા ઓરડાના ઉંબરામાં બેઠો અને આરંભમાં આમ તેમથી કેટલીક વાતો કરીને તથા વચ્ચે વચ્ચે કેટલાક રમૂજી ટૂચકા સંભળાવીને અમારૂં મનોરંજન કરવા લાગ્યો. કેટલોક સમય એવી રીતે વીત્યા પછી મારા પતિએ તેને તેની પોતાની અપૂર્ણ રહેલી આત્મકથાને આગળ લંબાવવામાટેનું સ્મરણ કરાવ્યું અને મારા પતિદેવની ઇચ્છાને માન આપીને તેણે પુનઃ પોતાની કર્મકથાનો આવી રીતે આરંભ કર્યો :—

"મારી દીકરીને લઈ જવામાટે તેના સાસરેથી તેડું આવ્યાની વાત તો ગઇ કાલે મેં આપને જણાવીજ છે. અમારો ત્યાં કેવા પ્રકારનો સત્કાર કરવામાં આવ્યો હતો, એ તો જો કે અમારાં મન સારી રીતે જાણતાં હતાં; તો પણ ત્યાંથી તેડવા આવેલા મારા વેવાઇ અને તેની સાથેના એક બીજા માણસનો અમારો ગરીબ સંસાર હોવા છતાં પણ અમોએ અમારાથી બની શકતો સારો સત્કાર કર્યો; કારણ કે, દીકરીનાં માબાપને હમેશાં નમવુંજ પડે છે, એવો આપણો પરંપરાથી ચાલતો આવેલો શિષ્ટાચાર છે અને જો તે શિષ્ટાચારનું પાલન કરવામાં ન આવે, તો દીકરીનાં માબાપ લોકનિન્દાને પાત્ર થાય છે, એતો આપ જાણોજ છો. પરંતુ મારી દીકરી પોતાના શ્વસુરના આગમનને યમરાજના આગમન સમાન માનીને અત્યંત શોકપૂર્વક આંખોમાંથી ચોધારાં આંસૂ વર્ષાવવા લાગી અને મને તથા તેની માતાને વારંવાર હાથ જોડી જોડીને તથા પગે પડી પડીને કહેવા લાગી કે, કૃપા કરીને મને મારે સાસરે મોકલશો નહિ, નહિ તો હવે ત્યાં મારૂં જીવન ટકવાનું નથી; અરે! ત્યાં હું મરવા પડીશ તો મને કોઇ ઘૂટડો પાણી પણ આપે તેમ નથી! જો તમને મારા જીવની ખપની ન હોય અને હું રીબાઈ રીબાઇને મરી જાઉં, એવીજ તમારી ઇચ્છા હોય; તોજ મને પાછી એ કસાઇઓના હાથમાં સોંપજો. મારા જન્મદાતા પિતા અને મારી જન્મદાત્રી માતા! મારી દીકરીની જાત હોવાથી જો કે બીજું કાંઇ તો મારાથી બની શકે તેમ નથી, પણ હું તમારા ઘરમાં તમારી ચાકરી કરીશ, તમારા ઘરનું બધું કામકાજ કરીશ, એક ગુલામડી તરીકે રહીશ અને જો જુવારનો ત્રણ દિવસનો ટાઢો રોટલો, મીઠું કે છાશનું પાણી મને આપશો, તો તેને પણ હું અમૃત માનીને સ્વીકારીશ અને સંતોષ માનીશ! પણ મને કૃપા કરીને અહીંથી કાઢશો નહિ; કારણ કે, મારો

તમારા વિના બીજો કોઈ પણ આધાર નથી; જો તમો કરડી નજર કરશો, તો મારો આ સંસારમાં ઉદ્ધાર નથી! ત્યાં મારાપર જે આમાનુષી અત્યાચારો કરવામાં આવે છે, તે અત્યાચારોના સ્મરણ માત્રથી પણ અત્યારે મારૂં હૃદય કંપી જાય છે અને તેથી સાસરે જવા કરતાં આત્મહત્યા કરીને યમધામમાં જવું એ મને વધારે ઉત્તમ દેખાય છે! કેટલાંક દુઃખો એવા પ્રકારનાં હોય છે કે જે માતા પિતા આગળ પણ વર્ણવી શકાતાં નથી અને તેથી અત્યાર સુધી મેં મારી ખરી અને અસહ્ય આંતરિક પીડાની કથા તો તમોને સંભળાવીજ નથી. મારી એવી ઇચ્છા છે કે એ કથાને વર્ણવવાનો અને મારી લજ્જાને ત્યાગવાનો પ્રસંગ મારા શિરપર ન આવે, તો વધારે સારૂં. મારા ભાગ્યમાં સંસારસુખ લખાયલુંજ નથી, એટલામાંજ જો તમો સમજી જાઓ, તો વધારે સારૂં છે; નહિ તો પછી હું સર્વ કથા તેના યથાર્થ સ્વરૂપમાં તમને કહી સંભળાવું." મારી પુત્રીની આવી દીન તથા આર્જવ-યુક્ત વાણીના શ્રવણથી અમો પતિપત્નીનાં હૃદય પીગળી ગયાં અને તેથી અમોએ અમારા વેવાઇને જણાવ્યું કેઃ "હજી અમારી દીકરીની તબીયત જોઇએ તેવી સારી નથી, માટે એકાદ માસ તેને હજી અ-હીંજ રહેવા દ્યો, તો સારૂં; કારણ કે, અહીંનાં હવાપાણી માફક આવવાથી તેની તબીયતમાં જે સુધારો થવા માંડયો છે તે ત્યાં જવાથી અગાડના રૂપમાં ફેરવાઈ જશે અને વળી પાછાં અમારે ત્યાં આવવું પડશે." પરંતુ અમારા વેવાઇએ અમારી વાત ન માની અને મારી દીકરીને લઇ જવામાટેના પોતાના આગ્રહને જરાપણ ઓછો ન કર્યો. અમો લાચાર થયાં અને છેવટે દીકરીનું ગમે તે થાય, પણ વેવાઇનું અપમાન તો નજ કરાય એવા વિચારપર આવીને અમો ભાગીરથીને તેના સાસરે મોકલવાને તૈયાર થઇ ગયાં; કારણકે તેને સાસરે ન મો-કલવાથી લોકનિંદાને પાત્ર થવાનો અમારા મનમાં અતિશય ભય રહ્યા કરતો હતો. અમારા આ નિશ્ચયની વાર્ત્તા જ્યારે મારી દીકરીના જાણવામાં આવી એટલે તેના મુખમંડળમાં મરણની છાયા જેવી શ્યામ છાયા છવાઈ ગઇ અને તેણે પોતાના ઉદ્ધારની સર્વ આશાઓને ત્યાગી દીધી. તેના સસરાને અમોએ એ દિવસ આગ્રહ કરીને રોકયો અને ત્રીજે દિવસે સવારમાં ભાગીરથીને વિદાય કરવાનો પ્રબંધ કર્યો. જે દિવસે સવારમાં ભાગીરથીને વિદાય કરવાની હતી તેની આગલી રાતે આઠ વાગ્યા સુધી તો ભાગીરથી ઘરમાંજ

હતી અને ખાઇ પીને અમારી પાસે ખાટલો ઢાળી સૂતી હતી; પરંતુ સવારમાં જ્યારે અમો નિદ્રામાંથી જાગ્રત થયાં તે વેળાએ ભાગીરથી જોવામાં ન આવી; અને તેના સસરાએ ત્યાંથી રવાના થવામાટેની ઉતાવળ કરવા માંડી. મારી પત્નીએ ચૂલા પાસે જઇને, ભાગીરથી ક્યાંક પાડોશમાં ગઇ હશે અને તે હમણાં આવશે એમ ધારીને ટીમણુમાટે ઢેબરાં કરી નાખવાનો વિચાર કર્યો; પરંતુ ત્યાં ચૂલાની પાસે જ ભાગીરથીનાં કલ્લાં, સોનાની મઢેલી ચૂડીઓ અને નાકની સળી ઇત્યાદિ ઘરેણાં પડેલાં તેના જોવામાં આવ્યાં અને તે ઘરેણાંને જોતાંની સાથેજ તેના મનમાં ધાસ્કો પડવાથી તેણે મને બોલાવ્યો અને કહ્યું કે; “જરા જઈને તપાસ કરો; આપણી દીકરીએ આપઘાત કર્યો હોય એવી મારા મનમાં શંકા છે; કારણ કે, નહિ તો તે ચૂલા આગળ ઘરેણાં રાખી ન જાય!” મને પણ તેની શંકા સકારણ લાગવાથી પ્રથમ તો મેં આડોશી પાડોશીનાં ઘરોમાં અને ત્યાર પછી દેવકીબાઇને ત્યાં મારી દીકરીની તપાસ કરી, પણ ક્યાંય તેનો પત્તો મળી શક્યો નહિ એટલે અંતે વાવ કૂવાઓમાં માણુસો ઉતારીને શોધ કરાવ્યો; પણ ક્યાંય જીવતી કે મરી ગયેલી ભાગીરથી અમારા જોવામાં ન આવી. અમારા શોક તથા નૈરાશ્યનો પાર ન રહ્યો, અમને આખા દિવસનો કડાકો થઈ ગયો અને અમારો નિશ્ચય થયો કે: “ભાગીરથી હવે આ સંસારમાં નથી; તે અવશ્ય કોઈ ઉંડી વાવમાં પડી હશે અને આવતી કાલે તેનું મડદું ઉપર તરી આવશે!” મારો કસાઈ વેવાઇ તો ‘તમોએ જાણી જોઈનેજ તમારી દીકરીને ક્યાંક છુપાવી છે!’ એમ કહીને અમારાપરજ દોષનો આરોપ કરવા લાગ્યો અને અમને ગમે તેમ બોલીને પોતાને ગામ જવાને રવાના થઇ ગયો. મારી દીકરીનાં ઘરેણાં પણ તે પોતાની સાથે લેતો ગયો. તેના જવા પછી અમને અમારી દીકરીનું મડદું પણ ન મળ્યું અને તેના બીજા કાંઇ સમાચાર પણ ન મળ્યા. અમારી મૂર્ખતાથી અમો દીકરીને ખોઇને રડતાં બેસી રહ્યાં. આવી રીતે લગભગ છ કે સાત મહિનાનો કાળ વીતી ગયો અને ત્યાર પછી અચાનક ટપાલિયાએ આવીને મારા નામનો એક બંધ કાગળ મારા હાથમાં આપ્યો. મારાપર બહુધા કોઇનો કાગળ કોઈવાર આવતોજ નહોતો એટલે એ કાગળને આવેલો જોઈને મારા મનમાં વિચાર થવા લાગ્યો. અન્તે તે કાગળને ખોલીને હું વાંચવા લાગ્યો અને તેમાં આ પ્રમાણેની વિગત લખેલી મારા જોવામાં આવી:

"મુરબ્બી નાનજીભાઇની સેવામાં, જોડિયાબંદર; જો કે તમારી સાથે મારો કોઈ પણ પ્રકારનો પરિચય નથી, છતાં એક જ્ઞાતિબંધુ તરીકે તમારા હિતમાટેજ મેં આ કાગળ તમને લખ્યો છે. આપણી જાતિનો એક કુલકલંક તરુણ તમારી પુત્રી ભાગીરથીને અહીં સિંધ હયદરાબાદમાં લઈ આવ્યો છે અને તેનો તમારી પુત્રીને અહીંના કોઇ ગામમાં વેચી નાખવાનો વિચાર છે, આ વાર્ત્તા કોઈ રીતે મારા જાણવામાં આવવાથી અને અહીં મારી સારી લાગવગ હોવાથી તમારા આવતાં સુધી તેવું કાંઇ પણ બનવા ન પામે એનો મેં પૂરતો બંદોબસ્ત કરેલો છે; માટે તમો આ કાગળને તાર પ્રમાણે માનીને અહીં આવવાને નીકળો; કરાચી થઈને અહીં અવાય છે અને કરાંચીથી હયદરાબાદનુ રેલભાડું માત્ર દોઢ રૂપીયોજ છે. તમો નિર્ધન છો એટલે અહીં આવ્યા પછી પૈસા ટકાની પણ તમને જોઈતી મદદ આપવામાં આવશે અને જો અહીં આવવા જેટલા પૈસા પણ ન હોય. તો તાર કરો એટલે તારથી તમને પૈસા મોકલીશું. મારૂં સરનામું આ પ્રમાણે છે: લક્ષ્મીવલ્લભ વિષ્ણુદાસ સોવાર, કેન્ટોન્મેન્ટ, હયદરાબાદ, સિન્ધ. સેવક લક્ષ્મીવલ્લભના પ્રણામ સ્વીકારશો." મારા આશ્ચર્યનો અવધિ થયો અને મારી પુત્રીમાં મારો બહુજ પ્રેમ હોવાથી તે દિવસેજ લક્ષ્મીવલ્લભને તારથી મારી રવાનગીના સમાચાર આપી એક વહાણ કરાચી જવાનું હતું તેમાં બેસીને કરાચી જવામાટે હું રવાના થયો. પાંચમે દિવસે કરાચી પહોંચીને છઠ્ઠે દિવસે હું સિંધ હયદરાબાદમાં દાખલ થઇ ગયો.

"અહીં મારે જણાવવું જોઈએ કે, કરાચીથી રેલ્વેટ્રેનમાં બેઠા પહેલાં મને મારી પુત્રી હયદરાબાદમાં હોવાના સમાચાર મોકલનાર રા. લક્ષ્મીવલ્લભને મેં સ્ટેશનપર મને લેવા આવવામાટેનો તાર કર્યો હતો અને તેથી તે સદ્‌ગૃહસ્થ હયદરાબાદના સ્ટેશનના પ્લૅટફૉર્મપર મારી વાટ જોતો તૈયારજ ઉભો હતો. તેને આ પરિશ્રમ આપવાનું કારણ એજ હતું કે, હું હયદરાબાદથી સર્વથા અજાણ્યો હતો અને હયદરાબાદમાં પહોંચ્યા પછી જ્યાં સુધી મારી પુત્રીને મારા અધિકારમાં લેવામાટેની યોગ્ય વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી મારે ત્યાં કોઇની નજરે ન પડતાં ગુપ્ત જ રહેવાનું હતું; કારણ કે, મારી પુત્રીને ત્યાં ભોળવીને લઇ જનાર મનુષ્ય જો મને ક્યાંક જોઇ લે, તો તે મારી પુત્રીને લઇને અથવા તો એકલોજ હયદરાબાદમાંથી પલાયન કરી જાય,

તો કાં તો હાથમાં આવેલી દીકરી વળી પાછી ખોવાય અને કાં તો અપરાધી હાથમાંથી છટકી જાય, એવો સંભવ હતો. હૈદરાબાદના સ્ટેશનપર ઉતરનારા પેસન્જરોના વેષથી મારો વેષ તત્કાળ ઓળખાઇ આવે તેવો જૂદા પ્રકારનો અને તદ્દન હાલારી હોવાથી એક પ્રભાવશાળી અને તેજસ્વી યુવકે મારી પાસે આવીને પૂછ્યું કે: "કાકા તમો ક્યાંથી આવો છો અને અહીં હૈદરાબાદમાં ક્યાં તથા કોને ઘેર ઉતરવાના છો?" મને આ પ્રશ્ન પૂછનાર યુવકે તે વેળાએ હંગેરિયન કૅપ, ખમીસ, વેસ્ટ, શૉર્ટ કોટ, અને ધોતિયું એ પ્રમાણેનાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં; તેના જમણા હાથની ટચલી આંગળીમાં હીરાની એક વીંટી હતી અને તેના ડાબા હાથના કાંડાપર એક રિસ્ટવૉચનાં દર્શન થતાં હતાં. પગમાં તેણે વિલાયતી શૂજ પહેર્યાં હતાં. તેની ચામડીનો રંગ ધઉંવર્ણો હતો, તેનો દેહ હૃષ્ટપુષ્ટ તથા બળવાન્ હતો, તેની મુખાકૃતિ સુંદર હતી અને મૂછોનો દોરો થોડા વખતનોજ ફૂટેલો હોવાથી તેની અવસ્થા એકવીસ કે બાવીસ વર્ષ કરતાં વધારે નજ હોવી જોઇએ, એમ કોઇ પણ કહી શકે તેમ હતું. તેના પ્રશ્નના ઉત્તરમાં મેં નમ્રતાથી જણાવ્યું કે: "ભાઇ હું જામનગર રાજ્યમાં આવેલા જોડિયાબંદરથી આવું છું અને આ ગામમાં શેઠ લક્ષ્મીવલ્લભ નામના અમારા જ્ઞાતિબંધુને ત્યાં ઉતરવાનો છું. તેઓ મને લેવામાટે અહીં આવવાના છે, એટલે હું તેમની વાટ જોતોજ ઉભો છું." મારૂં આ ઉત્તર સાંભળતાંજ તેણે સવાલ કર્યો કે; "ત્યારે નાનજીભાઇ આપનુંજ નામ કે?" મેં હા પાડીને જિજ્ઞાસા કરી કે: "ત્યારે લક્ષ્મીવલ્લભ શેઠ આપ પોતે તો નહિ?" તેણે જણાવ્યું કે: "જી હા, આપને કાગળ લખીને અહીં બોલાવનાર આપનો જ્ઞાતિબંધુ અને આપનો નમ્ર બાળક લક્ષ્મીવલ્લભ હું પોતેજ છું અને આપને લેવામાટેજ અત્યારે હું સ્ટેશનપર આવ્યો છું. ચાલો મારી સાથે, ગાડી બહાર તૈયાર છે અને આપના ઊતારામાટેની પણ યોગ્ય વ્યવસ્થા કરી રાખી છે. હવે આપે કોઈ પણ પ્રકારની ચિન્તા રાખવાની નથી અને આપ જાણે આપના પોતાના ઘરમાંજ તથા પોતાના ગામમાંજ છો; એમજ આપે માનવાનું છે." મારી પાસે કાંઇ વધારે સામાન તો હતોજ નહિ એટલે અમો પ્લૅટફૉર્મના દરવાજામાં ટિકિટ કલેકટરને ટિકિટ આપીને બહાર નીકળ્યા અને ત્યાં લક્ષ્મીવલ્લભે તૈયાર રાખેલી ગાડીમાં બેસીને ગામ ભણી જવાને રવાના થયા. ગાડી ચાલતી થઇ અને સ્ટેશનની

સામેના રાણીના બગીચાને તથા કિલ્લાની દીવાલની હદને ઓળંગીને ગાડી આગળ વધી એટલે લક્ષ્મીવલ્લભે મને ઉદ્દેશીને કહ્યું કે; "આપ આજે આવી પહોંચ્યા એ બહુ જ સારૂં થયું; કારણ કે, નહિ તો આવતી કાલે તમારી દીકરીને સાથે લઇને તેને નસાડી લાવનારા અહીંથી નીકળવાની તૈયારી કરીને બેઠા છે, એટલે જો તેઓ જવાને તૈયાર થાત અને આપ ન આવી પહોંચ્યા હોત તો મારે ખુલ્લા પડીને પોલીસદ્વારા તેમને અટકાવવાનો પ્રયત્ન કરવો પડત. હવે આપ આવ્યા છો એટલે સર્વ કાર્ય કોઇ પણ પ્રકારના વિઘ્ન વિનાજ સંપૂર્ણ થઇ જશે."

"અસ્તુ; હવે હું તમારી જાણવામાટે હૈયદરાબાદનું કાંઈક વર્ણન કરીશ. હૈયદરાબાદ શહેર જો કે ચતુષ્કોણ છે; પરંતુ તેની ઉત્તર દક્ષિણ લંબાઈ એક માઇલની અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ અડધાથી પોણા માઈલ જેટલી હોય, એવું અનુમાન કરવામાં આવે છે. આખું શહેર એક ટેકરીપર વસેલું છે અને તે ટેકરી વચ્ચે ઉંચી તથા બે બાજુએ કાંઇક ઢળતી છે. ઉંચા મધ્ય ભાગમાં દક્ષિણોત્તર સરળ રેષામાં જરા પણ ખાંચ કે આડાઇ વગરનો રમણીય બજાર બાંધવામાં આવ્યો છે કે જેવો બજાર બીજા કોઈ પણ શહેરમાં જોવામાં આવતો નથી. હૈયદરાબાદનો સર્વ પ્રકારનો વ્યાપાર એ એકજ બજારમાં થાય છે અને જે વસ્તુઓ જોઇએ તે એ એકજ બજારમાંથી મળી શકે છે. બન્ને બાજૂના ઢળતા ભાગોમાં જૂદી જૂદી ગલીઓ આવેલી છે અને તેમાં ત્યાંના લોકોનાં રહેવાનાં મકાનો બાંધેલાં છે. ત્યાંનાં જૂનાં ઘરો તો કાચી ઈંટોનાં અને કેટલાંક તો કેવળ લાકડાનાં જ બાંધેલાં છે, પરંતુ હવે જે નવી ઈમારતો બંધાય છે તે ઘણે અંશે મુંબઈ અથવા તો આ પોરબંદરની ઈમારતો પ્રમાણે પાકી ઈંટો અથવા તો પત્થરની બાંધવામાં આવે છે અને તેથી હૈયદરાબાદનું બાહ્ય સ્વરૂપ દિવસે દિવસે વધારે અને વધારે આકર્ષક થતું જાય છે. નગરની પશ્ચિમે આસરે ૧/૪ માઇલપર કેન્ટોન્મેન્ટ આવેલું છે અને એ લશ્કરી છાવણીની હદને ત્યાંના લોકો 'સદર' ના નામથી ઓળખે છે. સદરમાંનાં ઘરો કાંઇક સારી બાંધણીનાં છે અને ત્યાં કેટલાક પારસી, વોરા તથા આપણા દેશના હિંદુ વ્યાપારીઓની દુકાનો હોવાથી 'ગુજરાતી' ભાષા બોલનારી વસતી સદરમાંજ વધારે પ્રમાણમાં વસે છે, એમ કહેવામાં કોઈ પણ

પ્રકારનો પ્રત્યવાય નથી. શહેરના રક્ષણુમાટે તેમજ જો જરૂર પડે તો અફ્ગાનીસ્તાનની સરહદપર પહોંચવામાટે અહીં હિંદી તથા યૂરોપીયન લશ્કરને તૈયાર રાખવામાં આવે છે અને તેની સાથે તોપખાનું પણુ રહે છે. શહેરથી પૂર્વ દિશામાં લગભગ અડધા માઇલપર ફુલેલી નામક એક મોટી નહેર આવેલી છે અને તેમાં બારે માસ મોટાં વહાણો ચાલી શકે તેટલું પાણી કાયમ રહ્યા કરે છે. એ નહેર હૈયદરાબાદથી આશરે સોળ માઇલપર આવેલા મટારિયા નામક ગામની પાસેથી મીઠા મેરામણુ એટલે કે સિંધુમાંથી નીકળે છે અને ત્યાંની ઘણી ખરી ખેતી તેના પાણીથીજ થાય છે. ત્યાં વર્ષાદની વધારે અગત્ય હોતી નથી અને તેથી સિંધુદેશમાં બહુધા દુષ્કાળની બાધા થતી નથી. આ નહેર બહુ પ્રાચીન છે અને તે કોની બંધાવેલી છે, એનો પત્તો મળી શકતો નથી. અંગ્રેજ સરકારે એ નહેરમાં પછીથી કેટલાક ઘણા જ સારા સુધારા કરેલા છે. એ ફુલેલીના કિનારાપર હિન્દુઓના કેટલાક શિવાલયો અને બે ત્રણુ બગીચા છે અને ત્યાં હૈયરાબાદના લોકો ઉન્હાળામાં સાંઝે ફરવા તથા હવા ખાવાને જાય છે. હૈયદરાબાદની મનુષ્યવસતી એક લાખ કરતાં વધારે છે, સિંધુદેશનું તે એક મુખ્ય નગર છે અને વ્યાપારનું સારૂં સ્થાન હોવા સાથે રેલ્વેનું પણુ એક સારૂં જંકશન છે. મારી કથાને સમજવામાટે હૈયદરાબાદનું આટલું વર્ણુન સંપૂર્ણુ છે અને તેથી હું હૈયદરાબાદની પ્રાચીનતા તથા ઐતિહાસિકતાને વર્ણુવીને એ વર્ણુનને અકારણુ લંબાવવા નથી માગતો.

“મારા આ વર્ણુનથી એટલું તો તમો જાણી શક્યા હશો જ કે, સદર હૈયદરાબાદની પશ્ચિમે છે અને ફુલેલીનો કિનારો હૈયદરાબાદની પૂર્વે છે એટલે એ બે સ્થાનો વચ્ચેનો અંતરાય લગભગ એક માઈલનો થવા જાય છે. લક્ષ્મીવલ્લભ મને ફુલેલીના કિનારાપર લઈ ગયો અને ત્યાં ફુલેલીના ‘ કારો ફુડખો ’ નામક પુલની આ બાજૂએ આવેલા એક શિવાલયની પાસે ગાડીવાળાને ગાડી ઉભી રાખવાનો તેણે હુકમ આપી દીધો. અમો ગાડીમાંથી ઉતર્યા અને ત્યાર પછી અમોએ શિવાલયના દ્વારમાં પ્રવેશ કર્યો. શિવાલયના દ્વારમાં પ્રવેશ કર્યા પછી અમો એક આંગણામાં આવ્યા. એ આંગણાની એક બાજૂએ શિવનું એક સાધારણુ મંદિર હતું, એક બાજૂએ એક ઓસરી હતી અને તેમાં ત્રણુ ઓરડાનાં ત્રણુ દ્વાર દેખાતાં

હતાં. આંગણાના મધ્ય ભાગમાં સાંઝે બેસવામાટે પાળીવાળો એક ઓટલો બાંધેલો હતો અને તેની પેલી બાજૂ સામેના ખૂણામાં જાજરૂ તથા સ્નાનગૃહ આદિની વ્યવસ્થા કરેલી હતી. એ શિવાલયમાં એક બાવો અને બાવી રહેતાં હતાં અને તેઓ જ મહાદેવની પૂજા કરતાં હતાં તથા શિવાલયને સંભાળતાં હતાં. એ બાવો અને બાવી કાઠિયાવાડનાં હોવાથી અમને જોતાં જ બાવાએ અમને આવકાર આપતાં કહ્યું કે: "પધારો, શેઠીયા, આવી પહોંચ્યા? લક્ષ્મીવલ્લભ શેઠ, આપના આ મેહમાનમાટે આ ઓરડો વાળી ઝાડીને અમોએ ગઈ કાલનો સાફ કરી રાખ્યો છે અને પાણીનો ઘડો પણ ભરી રાખ્યો છે." અમો તે ઓરડામાં ગયા તો ત્યાં એક ખાટલાપર ગાદલું વગેરે પાથરીને ખાટલાને પણ તૈયાર રાખવામાં આવ્યો હતો અને ભોંયપર જોહીની બનાવટની પાતળા ગાદલા જેવી એક ચટાઇ પણ પાથરેલી હતી. અમો ચટાઇપર બેઠા અને ત્યારપછી લક્ષ્મીવલ્લભે મને ઉદ્દેશીને કહ્યું કે: "નાનજી કાકા, આપની દીકરીને તે લુચ્ચાઓએ સદરમાં એક વોરાનું મકાન ભાડે લઇને તેમાં રાખેલી છે અને તેટલામાટે જ નગરની આ બીજી દિશામાં આ ફુલેલીના કિનારાપરના આ શિવાલયમાં તમને અત્યારે રાખવાની મેં વ્યવસ્થા કરી છે; કારણ કે, આ શિવાલયમાં બહુધા બહારના લોકો આવતા નથી; કોઈ કોઈ વાર કેવળ આ શિવાલયના બંધાવનાર સિંધી વ્યાપારીઓ આવે છે અને તેથી એકાદ બે દિવસ જો અહીં ગુપ્ત નિવાસમાં વીતાડવા હોય તો અડચણ આવે તેમ નથી. એક ઔદીચ્ય વિધવા બ્રાહ્મણી તમારામાટે ખાવાનું તૈયાર કરીને એક કલાક પછી લઇ આવશે; હું હવે રજા લઉં છું; કારણ કે, અહીંથી ઘેર જઇ ભોજન કરીને મારે જે વ્યવસ્થા કરવાની છે તે કરી નાખીશ અને ત્યારપછી ગાડી લઇને પાછો આપની પાસે આવીશ. મારા આવતાં સૂધી આ શિવાલયમાંથી કૃપા કરીને આપ બહાર ન નીકળશો; આપને કોઇ વસ્તુ જોઇતી હશે, તો આ બાવો લાવી આપશે." આ પ્રમાણે મારામાટે સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરીને લક્ષ્મીવલ્લભ ત્યાંથી ચાલ્યો ગયો અને ત્યાર પછી સ્નાન આદિ નિત્યકર્મથી મુક્ત થઇને હજી તો હું વસ્ત્ર બદલતો હતો એટલામાં તો તે વિધવા બ્રાહ્મણી મારામાટે ખાવાનુ લઇને આવી પહોંચી. ખાવાના પદાર્થોમાં મિષ્ટાન્ન આદિ પણ હતાં. મેં રુચિ અનુસાર ખાઇને ખાટલાપર પડી આડું પડખું કર્યું અને મને ઉંઘ આવી ગઈ.

"લગભગ ત્રણ વાગે હું ઉંઘમાંથી જાગ્યો અને બાવાને પૂછયું તો હજી લક્ષ્મીવલ્લભ આવ્યો નહોતો એમ મારા જાણવામાં આવ્યું. મોઢું ધોઇને મેં ચલમ પીવાનો આરંભ કર્યો એટલામાં બહાર ગાડીનો ખખડાટ સંભળાયો અને નિમેષ માત્રમાંજ લક્ષ્મીવલ્લભ પોતાની સાથે એક સિંધી વકીલ તથા કેન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટના એક સિંધી ક્લાર્કને લઇને ત્યાં આવી પહોંચ્યો. આવતાંની સાથેજ તેણે મને કહ્યું કે: "નાનજી કાકા, કપડાં પહેરી લ્યો અને ચાલો અમારી સાથે : કારણ કે અત્યારેજ આપણે આપની પુત્રીને જે મકાનમાં રાખવામાં આવી છે, તે મકાનમાં જવાનું છે." હું તૈયાર થયો; અમો સર્વ પાછા ગાડીમાં બેઠા અને ગાડી સદરની દિશામાં ચાલવા લાગી. પંદર મિનિટમાં ગાડીએ અમોને અમારા ઇચ્છિત સ્થાને પહોંચાડી દીધા અને ગાડી ઉભી રહ્યા પછી ગાડીમાંથી ઉતરતાં અમોએ એક ઘરના પાછળના ભાગમાંના બે બંધ દરવાજા આગળ અમને ઉભેલા જોયા. લક્ષ્મીવલ્લભે મને કહ્યું કે : "આ જે બે બંધ દરવાજા છે, તેમાંનો આ જમણી બાજૂનો દરવાજો નીચેના ભાગનો છે અને ડાબી બાજૂના દરવાજાની અંદર દાદરો હોવાથી ઉપરના ભાગમાં જવાય છે. નીચેનો ભાગ આ ઘરના માલિક વોરાના પોતાના તાબામાં છે અને ઉપરનો ભાગ ભાડે લઇને તેમાં પેલા ભામટાઓએ આપની પુત્રીને એક કેદી જેવી હાલતમાં રાખેલી છે. તેઓ જ્યારે બહાર જાય છે ત્યારે આ દરવાજાને તાળું વાસી જાય છે, પણ અત્યારે તાળું વાસેલું ન હોવાથી તેમનામાંનો કોઇ પણ એક અથવા તો બન્ને બદમાશો અંદર હાજર હોવા જોઇએ, એમ મારૂં ધારવું છે. પરંતુ મેં સર્વ યોગ્ય વ્યવસ્થા કરેલી હોવાથી હમણાંજ આપણે ઉપર જઈશું અને આપ પોતાની પુત્રી સાથે મુલાકાત કરી શકશો." આમ કહીને તેણે દરવાજાને બહુજ જોરથી ખખડાવવાનો આરંભ કરી દીધો. લગભગ પાંચ મિનિટ સૂધી તો ઉપરથી કાંઇ પણ જવાબ ન મળ્યો; પણ જ્યારે ખખડાવવાનું કામ કંટાળા વગર ચાલૂજ રાખવામાં આવ્યું એટલે અંતે એ ખખડાટથી કંટાળીને ઉપરના ઘરમાંથી એક માણસ ઉપરની નાની અગાસીની પાળ પાસે આવીને પૂછવા લાગ્યો કે : "દરવાજો આટલા બધા જોરથી શામાટે ખખડાવવામાં આવે છે ? અહીં આપનું કોની સાથે અને શું કામ છે ?" એના જવાબમાં કેન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટના ક્લાર્કે જણાવ્યું કે; "એક તો જાણે આપની સાથેજ અમારૂં કામ છે અને આપના

મિત્ર વલ્લભરામ સાથે પણ અમારે કાંઇક વાતચીત કરવાની છે; માટે દામોદરભાઈ, સત્વર દરવાજો ઉઘાડો એટલે અમો ઉપર આવીએ.” દામોદરની નજર એ વેળાએ મારાપર પડતાંની સાથેજ તેના ચહેરાનો રંગ ઉતરી ગયો અને વકીલને જોઇને તે ગભરાઈ ગયા જેવો થઈ ગયો. તે પાછો અંદરના ભાગમાં ચાલ્યો ગયો અને થોડીવાર પછી દરવાજો અંદરથી ઉઘાડવામાં આવ્યો; પણ તે ઉઘાડનાર દામોદરને બદલે તેનો મિત્ર વલ્લભરામ પુષ્કરણો બ્રાહ્મણજ હતો. અમો સર્વ દરવાજાની પાસેજ ઉભા હતા અને તે એટલામાટેજ કે તે બેમાંનો કોઇ પણ એક માણુસ દરવાજો ખોલીને તરત છટકી ન જાય. દરવાજો ઉઘડતાંજ અમો સર્વ દાદરાપર ચઢવા લાગ્યા અને તેથી વલ્લભરામને ઉતરવાનો માર્ગ ન મળી શકવાથી લાચારીએ પાછું ઉપર ચઢવું પડયું. ઉપર ચઢી ગયા પછી ખુલ્લું આંગણું અને તેમાં એક નાનું રસોડું, નાનું સ્નાનગૃહ તથા જાજરૂ અમારા જોવામાં આવ્યાં. સામી બાજૂએ એક ઓરડો હતો, તેનાં દ્વાર ખુલ્લાં હતાં, પણ તે ઓરડામાંથી જે બજારમાં પડતા બીજા ઓરડામાં જવાતું હતું તે ઓરડાનાં વચલાં દ્વાર બંધ હતાં. દામોદર કરતાં વલ્લભરામ કાંઇક હિંમતવાળો હોવાથી તેણે અમોને પૂછ્યું કે; “અમારી સાથે આપનું શું કામ છે, તે કૃપા કરીને જણાવશો? કારણ કે, અમારો હવે દુકાનપર જવાનો વખત થઇ ગયો છે અને તેથી વધારે વાર ખોટી થવા જેટલી અમને ફુરસદ નથી.” એના ઉત્તરમાં સિંધી વકીલે જણાવ્યું કે; “તમારા ધંધાનો બધો ભેદ અમારા જાણુવામાં આવી ગયો છે; માટે હવે દુકાનની કે ધંધાની વાત બંધ કરો અને જે બાઇને તમો જોડિયા બંદરથી છુપી રીતે નસાડીને અહીં વેચવામાટે લાવ્યા છો, તે બાઇ ક્યાં છે, તે અમને બતાવો. અમારી ખાત્રી છે કે, તે બાઇ આ અંદરના ઓરડામાંજ છે અને તેથી અમો એ ઓરડાને પણ જોવા માગીએ છીએ.” સિંધી વકીલ તથા કૅન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટના કલાર્કના દમામને જોઇને તેઓ બન્ને ગભરાઈ ગયા અને તેમણે વધારે આનાકાની ન કરતાં અંદરના ઓરડાનાં દ્વાર તત્કાળ ખોલી નાખ્યાં. ત્યાં એક દયાજનક દૃશ્ય અમારા જોવામાં આવ્યું. મારી પુત્રીને તેના હાથપગ મજબૂત દોરડાથી બાંધીને તથા તેના મોઢામાં ડૂચો દઇને એક ખૂણામાં નાખી દેવામાં આવી હતી અને તેની આંખોમાંથી ચોધારાં આંસૂ ચાલ્યાં જતાં હતાં, પ્રથમ તો મેં તરત તેના મોઢામાંના ડૂચાને ખેંચી કાઢયો

અને તેના બંધ તોડી નાખ્યા. તે મૂર્ચ્છિત થઇ ગઈ અને તેનાં મસ્તકપર તથા નેત્રાપર પાણી છાંટયા પછી જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે પછી મને તેણે ઓળખ્યો અને તે મારે ગળે બાઝી પડીને એટલુંજ બોલી કે: "મને બચાવો, મને ઉગારો!"

"તે ક્ષણેજ લક્ષ્મીવલ્લભના કહેવાથી મારી પુત્રી ભાગીરથીને યોગ્ય આશ્વાસન આપીને હું ત્યાંથી નીચે લાવ્યો અને ગાડીમાં બેસાડી દીધી. ત્યારપછી ઉપરથી તેનાં વસ્ત્રોની એક પોટલી હતી તે પણ લાવવામાં આવી અને લક્ષ્મીવલ્લભે દામોદર તથા તેના સાથીને બહુજ કઠોરતાથી જણાવ્યું કે: "તમારી દુષ્ટ ઇચ્છાનો સર્વ ભેદ અમારા જાણવામાં આવી ગયો છે અને તેથી તમારી જેલજાત્રામાટેની મેં સર્વ તૈયારીઓ કરી રાખી છે; જો તમો હૈદરાબાદમાંથી ન્હાસી જવાનો યત્ન કરશો, તો તમારી દેખરેખમાટે યોજાયલા ડિટેક્ટિવો તરત તમને પકડી લેશે; પણ જો શાંતિથી અહીંજ રહેશો, તો હું તમને બચાવવાનો પ્રયત્ન કરીશ; માટે મારી અનુમતિ વિના કાંઈ પણ સાહસ કરશો નહિ. દામોદર! તું અત્યારે અમારી સાથે ચાલ; કારણકે, અમારે તારી સાથે કેટલુંક કામ છે; જો અમારામાં વિશ્વાસ રાખીશ, તો અમો તારૂં અહિત કરવાના નથી, એ વિશેનો તું નિશ્ચય રાખજે." હું, મારી પુત્રી, લક્ષ્મીવલ્લભ તથા દામોદર એક ગાડીમાં બેઠાં અને બીજી ગાડી બોલાવીને તેમાં સિંધી વકીલ તથા કૅન્ટોન્મેન્ટ મૅજિસ્ટ્રેટનો કલાર્ક એ બે જણા બેઠા; ગાડીઓ ચાલતી થઇ અને અમો પાછા કુલેલીના કિનારાપરના શિવાલયમાં આવી પહોંચ્યાં. ત્યાં પહોંચ્યા પછી મારી પુત્રી એ દિવસની ભૂખી હોવાથી પ્રથમ તેના ખાનપાનમાટેની વ્યવસ્થા કરવામાં આવી અને ત્યાર પછી તેને મને જે ઓરડામાં ઉતારો આપવામાં આવ્યો હતો તે ઓરડામાં સૂવાનું કહીને અમો સર્વ પુરુષો બહારની ઓસરીમાં બેઠા. લક્ષ્મીવલ્લભે દામોદરને ઉદ્દેશીને કહ્યું કે: "દામોદર, તું અને તારો સાથી આ બાઇને અહીં હૈદરાબાદમાં શામાટે લાવ્યા હતા અને એ બિચારી નિરાધાર નારીપર તમોએ આટલો બધો અત્યાચાર શા કારણથી કરવા માંડયો હતો, એ સમસ્ત વૃતાન્ત કોઇપણ પ્રકારના કપટ અથવા જૂઠાણા વગર અમને કહી સંભળાવ; જો અસત્યનું જરાપણ અવલંબન કર્યું છે, તો આ હૈદરાબાદમાંથી તું સહીસલામત નીકળીને તારા ગામ ભેળો અને ઘર ભેળો થવાનો નથી, એ સારી રીતે ધ્યાનમાં રાખી લેજે." એના ઉત્તરમાં દામોદરે

જણાવ્યું કે: " જ્યારે હવે અમારા પાપનો પૂર્ણ પ્રકાશ થઇ ગયો છે અને કેવળ આપની દયાપરજ અમારા ઉદ્ધારનો સર્વ આધાર રહેલો છે; તો હવે અસત્ય વાત કરવાની કશી પણ આવશ્યકતા નથી. અમો આ બાઇને જે કારણથી અહીં લાવ્યા હતા અને એનાપર અત્યાચાર કરતા હતા, તેનો વૃત્તાંત આ પ્રમાણે છે." આમ કહીને દામોદરે તે વૃત્તાંતને વર્ણવવાનો આવી રીતે આરંભ કર્યો:—

" જોડિયામાં હું અને મારો મોટો ભાઇ કોઇ વાર કડીયાનો ધંધો કરીને તો કોઈ વાર મૂલ મજૂરી કરીને ગરીબાઈથી અમારૂં ગુજરાન ચલાવીએ છીએ અને મુવાસાટે જીવીએ છીએ. મારો મોટો ભાઈ પરણેલો છે અને હું કુંવારો છું. આ નાનજીભાઇ જ્યારથી જોડિયામાં આવીને વસવા લાગ્ય હતા, ત્યારથી એમનાં પત્ની અને મારી ભાભીનો પરસ્પર સારો સંબંધ હતો અને તેથી એમની દીકરીના દુ:ખની બધી વાત એમનાં પત્નીના મુખથી મારી ભાભીના જાણવામાં આવી હતી અને તે વાત ભાભીના મુખથી હું પણ જાણી શક્યો હતો. આ બાઇને નાનજીભાઈ જોડિયામાં લાવ્યા એટલે એ બાઇ ઘણીકવાર મારી ભાભી પાસે આવતી અને પોતાના દુ:ખની કથા તેને સંભળાવતી હતી. હું નાનપણથીજ ગરીબ અને તે સાથે જુગારી હોવાથી મને કોઇ પરણેતર કે ઘરઘરણાની બાયડી મળવાનો સંભવ નહોતો અને તેથી જો આવી કોઇ દુ:ખથી પીડાયલી સ્ત્રીને નસાડીને ક્યાંક દૂરના દેશમાં નીકળી જઇએ, તો બાયડીવાળા થઇએ, એવા વિચારનો મારા હૃદયમાં ઉદય થયો અને એટલામાંજ આ બાઇને તેના સાસરાનું તેડું આવતાં સાસરે જવાને બદલે આત્મહત્યા કરીને મરી જવામાટેનો આ બાઇનો વિચાર મારા જાણવામાં આવી ગયો. જુગારમાંથી એ વેળાયે હું બસેં રૂપિયા કમાયો હતો એટલે કોઇ પણ રીતે મારી ભાભીને મેં સો રૂપિયાની લાલચ આપીને એ બાઈના મનને ચળાવવાનો અને એને મારી સાથે નાસી જવાના વિચારપર લાવવાનો પ્રયત્ન કરવામાટેનો આગ્રહ કર્યો. મારી ભાભીએ આ બાઇને કહ્યું કે: 'ભાગીરથી, જો આત્મહત્યા કરીને મરી જઇશ, તો તારા સાતે ભવ એવા જશે અને જો કોઈ પણ રીતે જીવતી રહીશ, તો કોક દિવસ પણ ઇશ્વર સુખના દિવસ દેખાડશે. જો સાસરે જવાનો તારો વિચાર ન હોય, તો મારા દેર સાથે અહીંથી કરાચી ચાલી જા: કારણ કે, મારો દેર આજેજ કરાચી જવામાટે રવાના થવાનો છે. ત્યાં જઇને તારા ત્રણીને એમ લખી જણા-

કે, જો તમો તમારાં માબાપથી જૂદા થઇને અહીં આવીને ધંધો કરો, તો આપણો ગૃહસંસાર સારી રીતે ચાલશે અને નહિ તો હવે મારો ત્યાં આવવાનો વિચાર નથી. આમ લખવાથી એવના હશે, તો તારો ધણી પોતાની મેળેજ કરાચી આવશે અને નહિ આવે, તો કરાચીમાં શ્રીમંત લુહાણા ગૃહસ્થોની સંખ્યા સારી હોવાથી કોઇને ત્યાં ઘરકામમાટે ચાકરડી તરીકે રહીશ, તોય તારા નિર્વાહમાં વાંધો આવવાનો નથી.’ નાનજીભાઇની ભોળી પુત્રી, વિચાર કરવાનો વધારે સમય તેની પાસે ન હોવાથી, મારી ભાભીના આ ઉપદેશરૂપ જાળમાં આવી ગઈ અને મારી સાથે કરાચી આવવાને તૈયાર થઇ ગઈ. મેં એક ઉંટ ભાડે કરી લીધો અને એ બાઇને લઇને હું દ્વારિકા જવાને જોડિયાથી નીકળ્યો. આગબોટમાં જોડિયાથી ન બેસવાનું કારણ એ હતું કે ત્યાં જો અમો કોઇના જોવામાં આવીએ, તો પકડાઇ જવાનો અમને ભય રહ્યા કરતો હતો. દ્વારિકાથી અમો બૉમ્બે સ્ટીમ્ નેવીગેશન્ કંપનીની મુંબઇથી કરાચી જતી ‘ મહાનદી ’ નામક કોસ્ટીંગ સ્ટીમરમાં બેઠાં અને કરાચી પહોંચીને જોડિયા બજારમાં આવેલી મારા સાથી પુષ્કરણા બ્રાહ્મણ વલ્લભરામની વીશીમાં અમોએ ઉતારો કર્યો. વલ્લભરામ એકવાર જોડિયામાં આવ્યો હતો અને છ માસ ત્યાં રહ્યો હતો, તે વેળાયે જુગારખાનામાં તેની સાથે મારો પરિચય થયો હતો અને તેથી અમો એક બીજાને સારી રીતે ઓળખતા હતા. તે મૂળ કચ્છ દેશનો નિવાસી હતો અને ત્યાં કેટલાક ખોટા ખેલ ખેલી આવેલો હોવાથી કરાચીમાં વીશીનો ધંધો કરીને પોતાનું ગાડું ગબડાવતો હતો. તેને મેં આ બાઇને જોડિયામાંથી નસાડવાની બધી વાત કહી સંભળાવી અને તેણે અમને એક જૂદો ઓરડો અમારા રહેવામાટે કાઢી આપ્યો. કરાચીમાં આવ્યાને ત્રણ ચાર દિવસ થઇ ગયા પછી મેં આ બાઇને મારી સાથે ઘરઘીને મારી સ્ત્રી થવાનું કહ્યું, પણ આ બાઇએ મારી એ માગણીનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કરીને કહ્યું કે: ‘હું અહીં બીજો ધણી કરવામાટે આવી નથી, પણ મારા ધણીને અહીં બોલાવવામાટે અથવા તો કોઇની નોકરી કરીને આબરૂ ઇજ્જતથી પેટ ભરવામાટે આવી છું અને તેથી તમારી આ વાતને હું સ્વીકારી શકતી નથી.’ મેં એને બહુ સમજાવી, પણ એ એકની બે ન થઇ અને છેવટે વાત તકરારના રૂપમાં ફેરવાઇ ગઇ. મારા વીશીવાળા મિત્ર વલ્લભરામે સલાહ આપી કે: ‘ દામોદર, આ બાયડી સમજે તેવી નથી એટલે બળાત્કાર કરવામાં માલ નથી.

મારૂં માને તો એને સિંધમાં લઇ જઇને ક્યાંક વેચી નાખ અને જે હજાર બારસેં રૂપિયા મળે, તે લઇને પાછો દેશમાં જા એટલે રૂપિયા હશે, તો બીજી લુહાણી મળતાં વાર લાગવાની નથી; કારણ કે, લુહાણા જાતિમાં કાંઇ બાયડીઓની અછત નથી. આજકાલ આ સિંધમાં કાઠિયાવાડની બાયડીઓ ધમધોકાર વેચાય છે અને કોઇ કોઇવાર તો તેમની પંદરસોથી બે હજાર સુધીની કીમત પણ ઉપજી જાય છે. આ બાઈની ઉમર હજી નાની છે, એટલે કીમત સારી આવશે, એવી મારી ખાત્રી છે.' મને પણ તેની આ સલાહ વ્યાજબી લાગી; પણ હું પોતે સિંધનો જાણીતો ન હોવાથી તેને મેં આ કામમાં મારો ભાગીદાર થવાને કહ્યું અને આ બાઇને વેચતાં જે કીમત આવે, તેમાંથી અડધો ભાગ લેવાની શરતે તેણે મારી એ ઇચ્છાનો સ્વીકાર કરી લીધો. બીજે દિવશે વલ્લભરામ હૈયદરાબાદ જઇને એક ઘર તથા એક દુકાન ભાડે રાખી આવ્યો અને ચારેક દિવસ પછી આ બાઇને રેલ્વે રસ્તે પાછાં જોડિયે જવાના બહાનાથી અમો આ હૈયદરાબાદમાં લઇ આવ્યા. વલ્લભરામ મારી સાથે વીશીને વીંટી નાખીને જ આવ્યો હતો અને તેનુ બીજું કોઇ તેની પાછળ રડનાર કૂટનાર હતું જ નહિ, એટલે તેને તો તે જ્યાં જાય ત્યાં પરમ આનંદ જ હતો. તેણે હૈયદરાબાદના સદર બજારમાં દૂધ, મલઇ અને પેડા બરફીની દુકાન ખોલી દીધી અને છુપી રીતે આ બાઇને ખરીદનાર કોઈ ગ્રાહકની તપાસ કરવા માંડી. અહીં આવ્યા પછી અમો આ બાઇને એક કેદીની હાલતમાં રાખવા લાગ્યા અને જો કાંઈ પણ હોહા કરીશ, તો મારીજ નાખીશું ! એ પ્રમાણેની ધમકીઓ આપીને દબાયલી ને દબાયલી જ રાખવા લાગ્યા. પરંતુ એટલું તો મારે કહેવું જ જોઇએ કે, ગમે તેવી ધમકીઓ આપવા છતાં પણ અત્યારસૂધી એ બાઇ અમારી દુષ્ટ ઇચ્છાને વશ થઇ નથી અને અદ્યાપિ પોતાની પવિત્રતાને દઢતાથી જાળવી રહી છે; કારણ કે, વ્યભિચારના માર્ગમાં ઉતરી જવા કરતાં એ બાઇ મરણના માર્ગને જ વધારે પસંદ કરનારી છે. અમોને અહીં આવ્યાને ૭ માસ કરતાં કાંઇક વધારે સમય થવા આવ્યો છે અને એટલા સમયમાં જો કે એ બાઇને ખરીદનાર તો પાંચ ૭ માણસ આવી ગયા, પણ કોઇએ આઠ સો નવ સોથી વધારે કીમત આપવાની હામ ન બીડી તેથી વિલંબ થતો ગયો; પણ છેવટે એક વૃદ્ધ મુસલમાન

જમીનદાર પંદસોની રકમ આપવાને તૈયાર થવાથી તેની સાથે અમે સાટું નક્કી કર્યું છે, તેની પાસેથી બાનાના ત્રણ સેં રૂપિયા લીધા છે અને આજકાલમાં એ બાઇને તેના હાથમાં સોંપવામાટે અહીંથી દશ બાર ગાઉપર આવેલા એક બીજા ગામમાં લઈ જવામાટેની અમારી તૈયારીઓ ચાલતી હતી એટલામાં આજે આ બાઇના પિતાના આવી પહોંચવાથી અમારી એ બધી આશાઓ ધૂળમાં મળી ગઇ છે અને અમારા ખોદેલા ખાડામાં અમારા પડવાનો જ સમય આવી લાગ્યો છે ! અમારાં આ કાવત્રાંની વાર્ત્તા આ લક્ષ્મીવલ્લભભાઇના જાણવામાં કેવી રીતે આવી, એની હું કશી પણ કલ્પના કરી શકતો નથી; કારણ કે, ભાગીરથીબાઇને અમો કદાપિ ઘરમાંથી બહાર નીકળવા દેતા નહોતા અને જ્યારે અમો પોતે બહાર જતા હતા, તે વેળાએ ઉપરના રૂમને તેમજ નીચેના દાદરાને તાળું વાસીને જ બહાર જતા હતા, એટલે એ બાઇ સાથે કોઇ ખાનગી વાતચીત કરી શકે, એવો સંભવ હતોજ નહિ. પરંતુ પાપકર્મ કદાપિ દીર્ઘ-કાળ પર્યન્ત ગુપ્ત રહી શકતું જ નથી, એ નિયમનો આજે મને સાક્ષાત્કાર થયો છે અને અત્યારે મારા કુકર્મ વિશે મને બહુ જ પશ્ચાત્તાપ થાય છે. મારા ઉદ્ધારનો આધાર હવે કેવળ આપ દયાળુ ગૃહસ્થોની દયાપરજ રહેલો છે. હવે મારો કે તારો એ આપની ઇચ્છાને આધીન છે." આ શબ્દો સાથે દુષ્ટ દામોદરે પોતાના વૃત્તાન્તની પૂર્ણાહુતિ કરી નાખી. તેના વૃત્તાન્તની પૂર્ણાહુતિ થયેલી જોઇને પરોપકારી પુરુષ લક્ષ્મીવલ્લભ કહેવા લાગ્યો કેઃ—

"દાનવના અવતાર, લુહાણાકુલકલંક કુલાંગાર દુષ્ટ દામોર તારા અને તારા ચાંડાલ સાથીના આ પાપકર્મનો ભેદ મારા જાણ-વામાં કેવી રીતે આવ્યો, તે હવે સાંભળ. તારા સાથીએ સદરમાં દૂધ, મલાઇ અને પેડા બરફીની નવી દુકાન ઉઘાડી ત્યારથી જ અહીંની મેડીકલ સ્કૂલમાં અભ્યાસ કરતા આપણા દેશના કેટલાક મેડીકલ સ્ટુડન્ટ્સ્ સાથે હું તે દુકાનપર દૂધ પીવા તથા મલાઇ ખાવાને રાત્રિના સમયમાં આવતો હતો અને જે ઘરમાં તમોએ આ બાઇને કેદ કરી રાખી હતી તેની સામેના બેડી બાંધણીના ઘરમાં મારા બે મિત્ર મેડીકલ સ્ટુડન્ટ્સ્ રહેતા હોવાથી તેમના ઘરમાં હું રાતે કોઇ કોઇ વાર તો બાર બાર વાગ્યા સૂધી બેસતો હતો. તને

તથા તારા સાથીને સામેના ઘરમાં રાતે ઘણીવાર જતા આવતા જોવાથી અને એકવાર ઉપર એક બાઇને જોવાથી મારા મનમાં સ્વાભાવિકજ કાઇક સંશય આવ્યો અને તે ઘરનો માલિક વોરો મારો ઓળખીતો હોવાથી તેને એ વિશે પૂછતાં તેણે તમારી સાથે એક સ્ત્રી હોવાનું અને કેટલીકવાર તેની સાથે તમારી બોલાચાલી થતી હોવાનું મને જણાવ્યું. વલ્લભરામ મહારાજ દારૂડિયો હતો, એ મારા જાણવામાં આવ્યું હતું તેથી મારા એક ગુપ્તચરને મેં તેની સાથે દોસ્તી કરી તેને દારૂ પીવડાવીને તેના મુખથી આ ભેદને જાણવામાટે યોજી દીધો. આ પ્રયત્નમાં મને લગભગ પચાસ રૂપિયાનો ખર્ચ થઇ ગયો, પણ છેવટે તેના મુખથી જ આ સર્વ ભેદ મારા જાણવામાં આવ્યો. એ પછી એક દિવસ તું અહીંથી કોટડી ગયો હતો તે વેળાયે તારા સાથી વલ્લભરામને દારૂના રંગમાં ગિલ્તાન રાખીને ત્રણ કલાક સુધી તેને છૂટો ન પડવા દેવાનો મેં મારા ગુપ્તચરને હુકમ કર્યો અને એ યોજના કરીને એક તાળા ચાવીવાળાને બોલાવી તારા ઘરનાં બન્ને તાળાં ઉઘાડીને હું ઉપર પહોંચી ગયો. મને જોઇને બાઇ જો કે પ્રથમ તો કાંઇક ગભરાઇ ગઇ, પણ જ્યારે મેં તેને આશ્વાસન આપ્યું અને ખરી બીના જણાવી દેવાનું કહ્યું એટલે તેં જે વૃત્તાન્ત જણાવ્યો છે તેજ વૃત્તાંત તેણે મને જણાવ્યો. તેની પાસેથી તેના પિતાનાં નામઠામ આદિ જાણી લઇને ત્યાં મે એક કાગળ લખ્યો અને અહીં તમો બાઇનેત્ર હૈયદરાબાદમાંથી અન્યત્ર ન લઇ જઇ શકો એમાટેની મેં છુપી ગોઠવણો કરી દીધી. તમો આજકાલમાં એ બાઇને અહીંથી કાઢી જવાની તૈયારીમાં હતા એ વાત મારાથી અજાણી નથી અને તેથી જો આ **નાનજીભાઇ** ન આવ્યા હોત, તો પણ હું તો તમોને અટકાવવાનોજ હતો; પણ બાઇના પિતા આવી ગયા છે એટલે હવે મને એક પ્રકારની નિશ્ચિન્તતા થઇ છે. તારો અપરાધ તો એવો ભયાનક છે કે તને જન્મદેશનિકાલનીજ સજા થવી જોઇએ અને તારા સાથીને તો તોપના મોઢે બાંધીને ઉડાવવો જોઇએ; કારણ કે, એક શુદ્ધ લુહાણાપુત્રના આવાં કર્મો હોયજ નહિ !"

"ત્યારે શું પ્રતાપી અંગ્રેજ સરકારના રાજ્યમાં પણ આ સિંધુદેશમાં આવી રીતે સ્ત્રીઓને વેચવાનો અને ખરીદવાનો ધંધો ચાલ્યા કરે છે ? ખરેખર આ તો એક આશ્ચર્યકારક ઘટનાજ કહી શકાય. આ વાર્ત્તા એવી છે કે ભાગ્યેજ કોઇના માનવામાં આવી શકે !" મેં

લક્ષ્મીવલ્લભને ઉદ્દેશીને આ પ્રમાણેના ઉદ્ગાર કાઢ્યા અને વધારામાં જણાવ્યું કે; "છતાં જ્યારે મારી પોતાની પુત્રીના સંબંધમાં જ આ બનાવ બન્યો છે, તો હવે એ કથાને અસત્ય પણ કેમ કરીને માની શકાય વારૂ? ખરેખર આ સંસારને 'ચુડેલના વાંસા' ના નામથી ઓળખવામાં આવે છે, તે અસત્ય માન્યતા તો નથીજ."

"નાનજીભાઈ, આમાં તમારે આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી; કારણ કે, સરકારની આંખ એક હોય છે અને ચોરની આંખ ચાર હોય છે એટલે જ્યાં સુધી આ નીચ ધંધા વિશે યોગ્ય પોકાર ન થાય અને તે સરકારના જાણવામાં ન આવે, ત્યાં સુધી સરકાર એ ધંધાને અટકાવવાનાં બ્યાજબી પગલાં કેવી રીતે ભરી શકે વારૂ?" લક્ષ્મીવલ્લભે મારી શંકાનું નિવારણ કરવા માંડ્યું: "આજકાલ મુંબઈના, કચ્છના, કાઠિયાવાડના તથા ગુજરાતના લુચ્ચા, લફંગા, લોફર અને ચોરટા લોકોમાટે કરાચી શહેર એક વિશ્રામસ્થાન સમાન થઈ પડયું છે; કારણ કે, એવા લોકોને જ્યારે પોતાના પાપરૂપ અશ્વોને દોડાવવામાટેનું અન્ય કોઈ પણ ક્ષેત્ર મળી નથી શકતું, ત્યાર પછી છેવટે તેઓ કરાચી આવે છે અને ત્યાંથી સિંધુદેશના આંતરિક ભાગમાં તેમનો પ્રવેશ થતાં તેમનાં કુકર્મોના સમાચાર તેમના દેશ પર્યન્ત ભાગ્યેજ પહોંચી શકે છે. કાઠિયાવાડનાં કેટલાંક શહેરોમાં ભોળી સ્ત્રીઓને ભોળવીને સિંધમાં લાવનારા અને અહીં લાવીને વેચી નાખનારા બદમાશોની એક ટોળી ઉભી થઈ છે અને તે ટોળીના બદમાશ મેમ્બરોએ પોરબંદરની એક સોનારણ તથા એક બે ખારવીઓ તેમજ જામનગર તથા જૂનાગઢ અને વેરાવળની કેટલીક સ્ત્રીઓને અહીં લાવીને વેચી નાખી છે, એવી વાર્ત્તા મારા સાંભળવામાં આવી છે. પોરબંદરની એક વેચાયલી ખારવી તો પોતે હિમ્મતવાળી હોવાથી પાછી પોરબંદર પહોંચી ગઈ છે, અને તેના મુખથી પોરબંદરમાં બાયડીઓને વેચવાના આ ધંધાની ખબર પડી જવાથી ત્યાંથી હવે એ બદમાશોને ધારેલા શિકાર મળી શકતા નથી. હવે આ વિષય વર્ત્તમાનપત્રોમાં ચર્ચાવો જોઈએ છે કે જેથી આ નીચ ધંધાની વાત સરકારના જાણવામાં આવી શકે અને સરકારથી એના અટકાવમાટેના યોગ્ય ઉપાયો યોજી શકાય. જેઓ બોલતા નથી તેઓ માર ખાય છે અને જેઓ બોલે છે તેમના જ બોર વેચાય છે, એ આ વિશ્વનો એક સરળ તથા સર્વમાન્ય ન્યાય છે!"

"ભાઈ, મારી આ પુત્રી ભાગીરથીને આ સિન્ધુદેશમાં વેચાઇ જતી અટકાવીને તમોએ મારાપર અને મારા કુટુંબપર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો જો કે મારા જેવા ગરીબ અને કંગાલ માણસથી તો વાળી શકાય તેમ છે જ નહિ, પણ મારો તમને આશીર્વાદ છે કે, તમારૂં સદા કલ્યાણ જ થશે અને પરમાત્માની કૃપાથી તમો જે કાર્યમાં હાથ નાખશો તે કાર્યમાં તમને વિજય અને વિજયજ મળતો રહેશે. જો મારી પુત્રી કોઈ વિજાતીય તથા વિધર્મીય પુરુષના હાથમાં પડીને ધર્મભ્રષ્ટ થઇ હોત, તો જીવતી હોવા છતાં પણ અમારા કામની રહેત નહિ અને અમારૂં નાક કપાઈ જાત !× આજે જેવી રીતે અમારી આબરૂ તમોએ બચાવી છે, તેવી રીતે પરમાત્મા નિરંતર તમારી પ્રતિષ્ઠાને જાળવે, એજ મારી ઇશ્વરનાં ચરણોમાં પ્રાર્થના છે !" મેં અંતઃકરણ પૂર્વક લક્ષ્મીવલ્લભનો ઉપકાર માન્યો.

---

× ઇ. સ. ૧૯૧૪ માં હું કરાચીમાં હતો, તે વેળાયે કાઠિયાવાડના માંગરોળ શહેરનો નિવાસી એક લુહાણો ( કે જેનું નામ મને યાદ નથી ) પોતાની સ્ત્રીને લઇને કરાચી આવ્યો હતો અને તેનો પોતાનાં સાસરિયાં સાથે કોઈ પ્રકારનો અણબનાવ હોવાથી કરાચીના કેટલાક ભામટાઓ સાથે મળી સિંધુદેશના એક ગામડામાં જઇને પોતાની સ્ત્રીને તેણે ત્રણસેં કે ચારસેં રૂપિયા લઇને એક વૃદ્ધ હિન્દુને ત્યાં વેચી નાખી હતી. પોતાના આ પાપકર્મને છુપાવવામાટે કરાચીથી તેણે માંગરોળ તેની સાસૂપર એક તાર એવા આશયનો કર્યો હતો કે: "તમારી દીકરીને પ્લેગ થયો છે" અને ત્યારપછી તેજ દિવસે આઠેક કલાક પછી બીજો તાર એવો કર્યો કે: 'તમારી દીકરી પ્લેગથી મરી ગઈ છે!' ત્યાં તો સહૂ રડી કૂટીને બેસી રહ્યાં; પણ થોડા વખતમાં તે બાઇને વેચનારાઓમાં પૈસાનો કાંઈક વાંધો પડયો અને તેથી તેમનામાંના એક માણસે બધો ભેદ ખુલ્લો કરી નાખ્યો. કરાચીમાં ચર્ચા થતાં એક લુહાણા ગૃહસ્થે તે બાઈની માતાને તાર કરીને કરાચી બોલાવી અને તે વૃદ્ધ માતા કરાચી આવી ત્યારે જમાઇના કાળા કર્મની વાત તેના જાણવામાં આવી. બાઈની માતા બિચારી ગરીબ હોવાથી કરાચીમાં એક ફંડ ઉભું કરવામાં આવ્યું અને તેમાં લુહાણા જ્ઞાતિના કેટલાક ગૃહસ્થોની ઉદારતાથી રૂપિયા ત્રણસેં કે ચારસેં ભરાયા. આ ફંડમાં મેં પણ પાંચ રૂપિયા ભર્યા હતા. ત્યારપછી પોલીસની મદદગી અને મૅજિસ્ટ્રેટના હુકમથી તે બાઇને તેને વેચાતી લેનારપાસેથી પાછી કરાચી લાવવામાં આવી. પરંતુ તેને પાછી લાવતાં સૂધીમાં ચાર કે પાંચ માસનો સમય વીતી ગયો હતો અને તે બાઇએ ભલે અનિચ્છાથી પણ તે નવીન વૃદ્ધ સાથે ચાર કે પાંચ માસનો ગૃહવાસ ભોગવેલો હોવાથી તે ભ્રષ્ટ તો થઈ ચૂકી હતી. જો તેનું

"મેં મારૂં કર્તવ્ય કર્મ કર્યું છે એટલે ઉપકાર માનવાની આવશ્યક્તા નથી. હવે મારી માત્ર એજ જાણવાની ઈચ્છા છે કે, આ દામોદર તથા એના સાથીને યોગ્ય શિક્ષા અપાવવાનો આપનો વિચાર છે કે કેમ?" લક્ષ્મીવલ્લભે મારા વિચારને જાણવાના ઉદ્દેશથી પૂછ્યું.

---

સદ્‌ભાગ્ય હોય તો તે એટલું જ હતું કે, તે મુસલ્માનને ત્યાં વેચાઈ નહોતી એટલે તેના હિન્દુપણાનો નાશ થયો નહોતો. એ કાલાવધિમાં તેનો અધમ પતિ પાછો માંગરોળ પહોંચી ગયો હતો અને ત્યાં તેના આ ભયંકર અપરાધના બદલામાં તેને ત્યાંની સરકારે કારાગૃહમાં નાખ્યો હતો, એમ મારા સાંભળવામાં આવ્યું હતું, પરંતુ ત્યારપછી કરાચીમાંથી હું ચાલ્યો ગયો હતો એટલે તે બાઇનું શું થયું અને શું નહિ, એ વિશેની વધારે હકીકત મારા જાણવામાં આવી શકી નહોતી. આ વાર્ત્તા કરાચીના તથા માંગરોળના લોકો સારી રીતે જાણે છે, એટલે એની સત્યતા વિશે શંકા છે જ નહિ. એજ પ્રમાણે પ્રસ્તુત નવલકથામાં જે ઘટના લેવાયલી છે, તે પણ અક્ષરે અક્ષર સત્ય ઘટના છે અને તે હું પોતે હયદરાબાદમાં હતો, તે વેળાયે ઈ. સ. ૧૮૯૯ કે ૧૯૦૦ માં મેં મારી નજરથી જોયેલી છે. ભાગીરથીને વેચાતી અટકાવનાર લક્ષ્મીવલ્લભ મારા મિત્ર હતા, પણ તેમનું નામ બદલી નાખવામાં આવ્યું છે. પોતાને રઘુવંશીય ક્ષત્રિય તરીકે ઓળખાવનાર કેટલાક લુહાણા પોતાની સ્ત્રીને તેમજ પોતાની જ્ઞાતિની નિર્દોષ યુવતીઓને દૂરના દેશમાં લઈ જઇને તેમની અસાહાયતાનો લાભ લઈ મુસલ્માનોના હાથમાં વેચી નાખવાનો વ્યવસાય કરે અને સમસ્ત જ્ઞાતિના નામને કલંક લગાડે, એના જેવી બીજી કોઇપણ અધમતા હોઈ શકે ખરી કે? શું આવા દુષ્ટ લુહાણાઓને તેમનાં નીચ કર્મોની યોગ્ય શિક્ષા અપાવવામાટે 'લુહાણા કૉન્ફરન્સ' માં એક જૂદું ફંડ ઉભું કરવાની આવશ્યકતા નથી? શું કરાચી અને હયદરાબાદ આદિ શહેરોમાં આવા દુષ્ટોપર દેખરેખ રાખવામાટે કેટલાક પગારદાર માણસોને રાખવાની આવશ્યક્તા નથી? માત્ર એટલું જ નહિ, પણ આવા દુષ્ટોનો જ્ઞાતિ તરફથી પણ પૂર્ણ તિરસ્કાર થવો જોઇએ; નહિતો આ દુષ્ટતા દિવસે દિવસે વધતી જશે અને તેનાં ભવિષ્યમાં આપણને મહાભયંકર પરિણામો ભોગવવાં પડશે. મીરજાપુરમાં હિન્દુ મુસલ્માનોની એક ગુપ્ત મંડળી આજે કેટલાક વખતથી સારા મનુષ્યોની વહૂ દીકરીઓને બહેકાવીને પંજાબમાં લઇ જઇને વેચી નાખવાનું નિન્દાપાત્ર કાર્ય કરતી હતી. શહેર કોટવાલ ઠાકોર જંગબહાદુરસિંહના પ્રયત્નોથી એ બદમાશોની મંડળીનો હમણાં પત્તો લાગ્યો છે અને જો કે કેટલાક બદમાશો ન્હાસી ગયા છે, છતાં તેમાંના છ પુરુષો અને બે લુચ્ચી સ્ત્રીઓને પાંચપાંચ વર્ષના કઠિન કારાગૃહવાસની શિક્ષા આપવામાં આવી છે. સિન્ધમાં સારા ઘરની વહૂદીકરીઓને વેચી નાખનાર બદમાશો પણ શું આવી શિક્ષાને પાત્ર નથી?

"લક્ષ્મીવલ્લભભાઇ, મારી પુત્રી ઇશ્વરની કૃપાથી અને તમારા પ્રયત્નથી કોઇ પણ પ્રકારની ભ્રષ્ટતા વિના મને પાછી મળી છે, તો હવે આ બાબતને આગળ લંબાવવાનો, સરકાર દરબારે ચઢવાનો તેમજ લોક–બત્રીસીએ ચઢવાનો મારો વિચાર નથી; કારણ કે, એક તો હું પૈસાદાર નથી. તેમજ મારી દીકરીને કોર્ટના પાંજરામાં ઉભી રાખવાનો મારો વિચાર નથી. એમના કર્યાં એ ભોગવશે; ઈશ્વર એમને એમનાં દુષ્કર્મોનું ફળ અવશ્ય આપશે અને લાકડું લાકડાના ભારથીજ ભાંગી જશે. મારો તો આવતી કાલેજ અહીંથી મારી દીકરીને લઇને મુંબઇ જવાનો વિચાર છે, એટલે રેલભાડાની અને આગબોટભાડાની વ્યવસ્થા આપ મને કરી આપો, તો હું એમજ ધારીશ કે આપે મને લાખો રૂપિયા આપ્યા."

"એ વિશેની તમારે કાંઇ પણ ચિન્તા રાખવી નહિ. આપનો આ ઉત્તમ વિચાર છે." આ પ્રમાણે આશ્વાસન આપીને લક્ષ્મીવલ્લભે દામોદરને ઉદ્દેશીને કહ્યું કેઃ "દામોદર, અમોએ તમારાપર હજી કેસ કર્યો નથી; આ બધું કામ અમોએ દમદાટીમાંજ કરી નાખ્યું છે; તો હવે મારી તમને એજ સલાહ છે કે, તમો બન્ને અહીંથી એક બે દિવસમાં કાળું કરીને હૈદરાબાદ છોડી જાઓ; નહિ તો પછી મારે તમને બીજા કોઇ સકંજામાં સપડાવવાનો પ્રયત્ન કરવો પડશે."

"દામોદરે હૈદરાબાદમાંથી ત્રણ દિવસમાં ચાલ્યા જવાનું સ્વીકાર્યું; અને ત્યારપછી તેને ત્યાંથી જવામાટેની રજા આપવામાં આવી. તે દિવસ અને તે રાત્રિ અમોએ હૈદરાબાદમાં વીતાડયાં અને બીજે દિવસે રૂપિયા પચાસ આપીને લક્ષ્મીવલ્લભે અમને કરાચી રવાના કરી દીધાં. કરાચીમાં અમારે બે દિવસ વીતાડવા પડયા; કારણ કે, આગબોટને બે દિવસની વાર હતી. ત્યારપછી હાજીકાસમની આગબોટમાં બેસીને હું અને મારી પુત્રી મુંબઇ જવાને રવાના થયાં..........."

વૃદ્ધ નાનજીની કર્મકથાનો આટલો ભાગ સમાપ્ત થયો તે વેળાયે રાત્રિના બે વાગી ગયા હતા અને તેથી અમારી આંખો ઊંઘથી ઘેરાવા માંડી હતી. નાનજી કાકા ઉઠયા અને અમો ઓરડાના દ્વાર વાસીને નિદ્રાવશ થવાની તૈયારી કરતાં હતાં એટલામાં નાનજી કાકાનો ભયંકર ચીત્કાર અમારા સાંભળવામાં આવ્યો અને તે સાંભળી તત્કાળ દ્વાર ઉઘાડી હું અને મારા પતિ ધર્મશાળાના મોટા દરવાજા પાસેના

એટલાપર જ્યાં નાનજી કાકા સૂતા હતા ત્યાં દોડી ગયાં. ત્યાં જતાં જણાયું કે નાનજી કાકાને સર્પે દંશ કર્યો હતો. તત્કાળ અમોએ બીજા પ્રવાસીઓને પણ જગાડયા અને તેમના યોગ્ય ઉપચારનું કાર્ય કેટલાકોએ કરવા માંડયું અને કેટલાકો સર્પને શોધવા લાગ્યા. સર્પ પકડાયો; પણ ઘણા ઉપચારો કરવા છતાં અને મંત્રથી સર્પના વિષને ઉતારનારને બોલાવવા છતાં નાનજી ડોસાના શરીરમાંથી સર્પના વિષનો લોપ ન થયો અને પ્રભાતમાં તો તેમનો દેહાંત થઇ ગયો. સર્પના વિષથી મનુષ્યને બચાવવાનો અદ્યાપિ એક પણ રામબાણ ઉપાય મળી આવ્યો નથી અને તેના પરિણામે ભારતવર્ષમાં સર્પદંશથી પ્રતિવર્ષ સહસ્રાવધિ મનુષ્યોનાં અકાળ મરણ થાય છે, એમ મે કેટલીકવાર સાંભળ્યું હતું તેનો એ વેળાયે મને પ્રત્યક્ષ અનુભવ થયો.

નાનજી ડોસાનું પોરબંદરમાં કોઇ પણ સગું વહાલું ન હોવાથી મારા પતિ લુહાણા મહાજનના એક અગ્રેસર ગૃહસ્થ પાસે ગયા અને તે ગૃહસ્થે પાંચ લુહાણાને મોકલવાથી નાનજી કાકાના શબને સમુદ્રતીરપ્રાંતમાંના સ્મશાનમાં મધ્યાન્હ સમયે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. અનાથના શબને અગ્નિસંસ્કાર કરવાથી અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે એવી શાસ્ત્રની ઉક્તિ હોવાથી નાનજી કાકાના શબને અગ્નિસંસ્કાર મારા પતિએજ કર્યો હતો; માત્ર એટલુંજ નહિ, પણ ત્યારપછી મહાજનના કેટલાક ગૃહસ્થોને મળી તેની ઉત્તરક્રિયા યોગ્યતાપૂર્વક થાય, એવી વ્યવસ્થા પણ તેમણે કરી હતી. નાનજી ડોસાના સર્પદંશથી થયેલા અકાળ મૃત્યુની ઘટનાથી અમારૂં મન પોરબંદરમાંથી ઉઠી ગયું અને તેથી બીજે દિવસેજ અમો ત્યાંથી મુંબઇ જવામાટે રવાના થઇ ગયાં.

રેલ્વે કંપનીવાળા થર્ડ ક્લાસના પેસેંજરોને બકરાં કે ઘેટાં સમજતા હોવાથી અને થર્ડ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં દશ માણસને બેસાડવાના કાયદાને ખીંટીએ ભેરવીને જે વખત આવે તો વીસ માણસને દાબી દાબીને ભરતા હોવાથી મારા પતિએ સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરવાનું વ્યાજબી ધાર્યું હતું અને તેથી અમને થર્ડક્લાસનો એ ત્રાસ વેઠવો પડયો નહોતો. પોરબંદરથી સવારમાં અગિયાર ને વીસ મિનિટે નીકળી જેતલસર તથા વીરમગામ એ બે સ્થળોયે ટ્રેન બદલીને વળતે દિવસે સવારમાં પોણા નવ વાગે અમો અમદાવાદ અથવા ગુજરાતના

મુસલ્માન સુલ્તાનોના જૂના પાટનગરમાં પહોંચ્યા. અમદાવાદમાં એક દિવસ રોકાવાનો અમારો વિચાર હોવાથી અમો ત્યાં ઉતર્યા. તે સમયમાં રા. ભાઈશંકર નાનાભાઇ સૉલિસિટરની ધર્મશાળા નહોતી અને તેથી જેમની શહેરમાં ઓળખાણ ન હોય, તેમને સ્ટેશન પાસે વીશીઓમાંજ આશ્રય લેવો પડતો હતો. તે વીશીઓ કેવા પ્રકારની હતી એ પણ એક જાણવા જેવો વિષય છે અને તેથી જો હું તેનું કાંઇક વર્ણન કરીશ, તો તે અપ્રાસંગિક તો નહિજ થાય.

વીશીવાળાઓ સ્ટેશનના કંપાઉન્ડની બાહાર રસ્તાની સામી બાજૂના આખા ડેલા જ આગળ તો ભાડે રાખી લેતા હતા; એટલે જો કોઇ મુસાફરને પોતાના કુટુંબ સહિત જૂદા રહેવું હોય, તો તેની પાસેથી એક રાતનું બે આના કે ચાર આના ભાડું લઇને તેને એક ઓરડી રહેવામાટે આપતા હતા. પરંતુ એ બે ચાર આના ભાડું માત્ર ઓરડીનું, કલકતાના બ્લૅક હૉલ જેવી ચારે તરફથી બંધ અને વેન્ટીલેશન વગરના કોટડીનું હં કે ! કારણ કે, જો કોટડીને. વાસવામાટે તાળું જોઇએ તો તે ત્રણ પૈસાની કીમતના તાળાનું એક રાતનું ભાડું એક પૈસો, જો ખાટલો જોઇએ તો તેનું ભાડું બે પૈસા, જો ગોદડાં તથા ઓસીકાં જોઇએ તો દરેક ગોદડાનું ભાડું બે પૈસા અને દરેક ઓસીકાનું ભાડું એક પૈસો અને રાતે ધાસલેટનો ખડીગો બાળવામાટે મંગાવો તો તેનો ધાસલેટ સુદ્ધાં અડધો આનો. એ પ્રમાણે દરેક વસ્તુનું ભાડું જૂદું જૂદું લેવાય એટલે હિસાબ કરીએ તો ખાસા મજાના આઠથી નવ આના થઇ જાય અને તેમાં પણ એ ખાટલા એવા મળે કે જેમાંનો કાથો ટૂટી ગયો હોય અને માકણ એ ખાંડી ભરેલા હોય; ગોદડાંમાંથી નાના પ્રકારના લોકોના પ્રસ્વેદનો ગંધ માથાને ફેરવી નાખે તેવો આવતો હોય અને ઓસીકાંની મૃદુતા પાષાણની કઠિનતાને પણ એક બાજૂએ બેસાડે તેવી હોય, એમાં લેશ માત્ર પણ સંશય માનવો નહિ. ખાવાના દરેક માણસના એક ટંકના ત્રણ આના લેવાય અને ઘી, દૂધ તથા દહિનો ચાર્જ જૂદો કરાય; પણ ખાવાનું તો જમનારાને ઢોરને લાયકનું જ અપાય ! કારણ કે સ્ટેશનપરના વીશીવાળા હલકામાં હલકો દાણો, નાખી દેવા લાયકનું સડી ગયેલું સસ્તામાં સસ્તું શાક, તેલના મિશ્રણવાળું ગંધાતું ઘી અને હનૂમાનપરથી ઉતરેલું તેલ આદિ વસ્તુઓ વાપરતા હોવાથી

રસોઇ કેવી થતી હોવી જોઇએ, એની સહજ કલ્પના કરી શકાય તેમ છે; તેમાં પણ વળી ખૂબી એ કે, દાળને મસાલાવાળું નર્દમ પાણી કહીએ તો પણ ચાલે; કારણ કે, જો દાળના તપેલામાં કોઇ ડુબકી મારીને તપાસે અને દાળનો એક આખો કે ટૂટેલો દાણો તેના હાથમાં આવે, તો તો તે વીશીની દાળ જ નહિ અને તે દાળ કરનાર વીશી વાળાની ઓલાદનો જ નહિ! રોટલી તો ઉતર્યા પછી પંદર મિનિટે ખાધી હોય તો તોડી ટૂટે નહિ અને ચામડાનો જ સ્વાદ આવે! અને પૂરીનો પણ લગભગ એજ હિસાબ સમજી લેવો. આવી ફરમાસુ રસોઇ હોવા છતાં જો કોઇ ખેડૂ કે ગામડિયો કકડીને ભૂખ લાગવાથી બે કોળિયા વધારે ખાય તો તેની ખુલ્લા શબ્દોમાં તેના અકરાંતિયાપણા અથવા ખાધરાપણાની ટીકા—સર્વથા અસત્ય અને અયોગ્ય ટીકાપણ કરાય. જો જમનારા ભૂખ્યાને ભૂખ્યાજ પાછા જાય, તો વીશીવાળાને સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થાય! આ સર્વ કરતાં પણ વધારે આશ્ચર્યકારક તો એ જણાવ્યું કે, સવારમાં જાજરૂમાં જનાર પાસેથી જાજરૂભાડાનો પણ વળી અકેકો પૈસો લેવાય; એટલે ધારો કે સરેરાસ રોજ સવારમાં એક વીશીમાં વીશ માણસ જાજરૂમાં જનાર આવતાં હોય; તો રોજના પાંચ આનાના હિસાબે નવ રૂપિયાને ૭ આના મહિનાની આવક થવા જાય અને ભંગીને તો મહિનાનો રૂપિયો કે દોઢ રૂપિયો અપાય એટલે જાજરૂની કમાણીમાંથી પણ વીશીવાળાને ચોખ્ખો આઠ રૂપિયાનો દર મહિને નફો થાય! આનું નામ કાયદાસરની લૂટ નહિ તો બીજું શું વારૂ? આ વીશીઓમાં વળી ઘણીકવાર ચોરીઓ પણ થયા કરે છે, એ વળી એક મહાભયંકર ઘટના છે. અત્યારે જો કે સ્ટેશનની સામેજ સર્વ પ્રકારની સગવડવાળી એક વિશાળ ધર્મશાળા રા. ભાઇશંકર નાનાભાઇ સૉલિસિટરે બંધાવી છે અને તેમાં ઉતરવાથી પ્રવાસીને કોઇ પણ પ્રકારનો ત્રાસ ભોગવવો પડતો નથી; માત્ર ખાવા પીવાની સગવડ કરી લેવી પડે છે અને તે સગવડ ગામમાં જવાથી તરતજ થઇ જાય છે. છતાં પણ જૂની ફૅશનની એ લૂટણિયા વીશીઓ હજી નાબૂદ થઇ નથી; અદ્યાપિ તેમાંની કેટલીક વીશીઓ અસ્તિત્વ ધરાવે છે અને જે શિકારો તેમના હાથમાં સપડાય છે તેમને વેતરવામાં તે વીશીના માલિકો જરા પણ આગળ પાછળનો વિચાર રાખતા નથી. અસ્તુઃ અમારો અમદાવાદમાં એક દિવસ રહેવાનો વિચાર હતો; પરંતુ મારા સુકુમાર બા-

ળકના શરીરમાં પ્રવાસના પરિશ્રમથી જ્વર જેવું જણાયું અને તેથી અમારે બે દિવસ એવીજ એક વીશીમાં રહીને વીતાડવા પડયા. આ કારણથી અમારાથી અમદાવાદનાં કેટલાંક જૂનાં જોવાલાયક ઐતિહાસિક સ્થળોને જોવામાટે પણ જવાયું નહિ અને બીજે દિવસે મારા પુત્રની પ્રકૃતિ કાંઇક સ્વસ્થ થતાં રાત્રે મેલમાં બેસીને અમો મુંબઇ જવાને નીકળ્યાં.

જ્યારથી અમોએ પોરબંદર છોડયું હતું ત્યારથી નાનજીના અકાળ મરણની ઘટનાને હું ભૂલી નહોતી અને કરાચીથી મુંબઇ જવાને નીકળ્યા પછી તેની પુત્રી ભાગીરથીની શી અવસ્થા થઇ હશે. એનોજ વારંવાર મારા મનમાં વિચાર આવ્યા કરતો હતો. નાનજીની અપૂર્ણ રહેલી કર્મકથાને સાંભળવાની મારી બહુજ આકાંક્ષા હતી અને તે મારી આકાંક્ષા અચાનક ભાગીરથી સાથેના મારા મેળાપ પછી પૂર્ણ થઈ હતી. ભાગીરથીએ એ કથાનો અપૂર્ણ ભાગ મને કહી સંભળાવ્યો હતો અને તે મારા વાંચકોને હું ભાગીરથી સાથેના મારા મેળાપના પ્રસંગેજ કહી સંભળાવીશ.

અમો કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના અલબેલી મુંબાપુરીમાં આવી પહોંચ્યાં.



## પ્રકરણ ૧૫ મું

## અલબેલી મુંબાપુરીમાં

અમદાવાદથી અમો રાત્રિભોજન કરીને જ મેલટ્રેનમાં બેઠેલા હોવાથી ટ્રેન નડિયાદ મૂકીને આગળ વધી એટલે અમો ઉપરના બર્થોમાં નિદ્રાવશ થઈ ગયાં. અમદાવાદની વીશીમાંના ખાટલા કરતાં સેકન્ડ ક્લાસ કેરેજ—બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના સેકન્ડ-ક્લાસ કેરેજ—માંના બર્થો હજારગણા ઉત્તમ હોવાથી અમોને તેમાં પડતાંજ નિદ્રા આવી ગઇ અને રાત ક્યાં તથા ક્યારે વીતી ગઇ એની અમને ખબરજ રહી નહિ. પ્રભાતમાં પાલગઢના સ્ટેશનપર અમારી નિદ્રાનો ભંગ થયો અને ત્યાં ટ્રેન અડધો કલાક રોકાતી હોવાથી દંતધાવન તથા મુખક્ષાલન કરીને અમોએ ચાહ પીવાનું કામ આટોપી લીધું. અમારા કમ્પાર્ટમેન્ટમાં અમો અમદાવાદથી સ્ટાર્ટ થયાં ત્યારે

સૂરતના બે પેસન્જરો હતા, પણ સૂરત પછી કોઇ અન્ય પેસેન્જરનું આગમન ન થવાથી આખા કમ્પાર્ટમેન્ટનાં ભોક્તા અમોજ હતાં, એમ કહીએ તો તે યોગ્યજ છે. લગભગ સાડા આઠ વાગે ટ્રેન ગ્રાંટરોડ સ્ટેશનપર આવી પહોંચી અને ત્યાં પ્લૅટફૉર્મપર અમને ઉતારવામાટે આવેલા મારા પતિના મિત્ર શ્રીમાન્ વૈકુંઠનાથ તથા તેમનાં સુશીલ પત્ની શ્રીમતી સરસ્વતીદેવી ટ્રેનની વાટ જોઇનેજ ઉભાં હતાં. મારા પતિ બારીમાં ડોકું કાઢી ઉભેલા હોવાથી ટ્રેન ઉભી રહ્યા પહેલાંજ તેમની નજર અમારાપર પડી હતી અને તેથી તેઓ મજૂરોને લઇનેજ અમારા ડબ્બાના દરવાજાપર આવ્યાં. મજૂરોના માથાપર સામાન ઉચકાવીને અમો પ્લૅટફૉર્મના દરવાજાપર ટિકિટો આપી રસ્તાપર આવ્યાં અને ત્યાં જે બે ગાડીઓ અમારામાટે તૈયાર રાખવામાં આવી હતી તેમાંની એક ગાડીમાં સામાન મૂકાવી વૈકુંઠનાથના નોકર સાથે તે ગાડીને આગળ ચાલવાનું કહી અમો બીજી વિકટોરિયામાં બેઠાં. હું અને મારા પતિ પાછળની સીટપર બેઠાં હતાં અને વૈકુંઠનાથ તથા તેમનાં પત્ની સામેની સીટપર બેઠાં હતાં. મારા પુત્રને વ્હાલથી સરસ્વતીએ પોતાના ખોળામાં બેસાડયો હતો. હું બાલ્યાવસ્થામાં એકવાર મારાં માતાપિતા સાથે નાસિકની યાત્રાયે જતાં મુંબઇમાં આવી હતી એટલે તે સમયની મુંબઇનગરી અને અત્યારની મુંબઇ નગરીમાં મને અવની તથા આકાશ જેટલું પરિવર્ત્તન થઇ ગયેલું દેખાયું. માર્ગમાંજ મારા પતિએ પ્રથમ મૌનનો ભંગ કરીને વૈકુંઠનાથને પૂછયું કે:—

"મારો તાર તમને ગઇ કાલે વખતસર મળ્યો હતો ખરો કે?"

"તમારો અમદાવાદથી ગઈ કાલે સાંજે સાડા ચાર વાગ્યાનો કરેલો તાર મને લગભગ સાત વાગે મળ્યો હતો અને તેથી તમારા નિવાસમાટેની રાત્રેજ સર્વ વ્યવસ્થા અમોએ કરી રાખી છે. હું જો કે મહિને પાંત્રીસ રૂપીયા ભાડું ભરૂં છું અને ચાર રૂમવાળો સારો બ્લૉક વાપરૂં છું, તો પણ જગ્યાની સંકડાશ તો પડે છેજ; એટલામાટે ગઇ કાલેજ મારા બ્લૉકની બાજૂમાં બે રૂમનો એક અડધો બ્લૉક ખાલી થયો હતો તે મેં એક મહિનાને માટે ભાડે રાખી લીધો છે અને તેમાંજ તમને ઉતારો આપવાનો છે, કે જેથી તમને ચાર દિવસ વધારે થાય, તો પણ કોઇને કશી જાતની અડચણ ન આવે. જંગબારની સ્ટીમર પંદર દિવસ પહેલાં તો તમને નથીજ

મળવાની અને આવતી કાલે એક અન્ય અતિથિના આવવાનો પણ સંભવ છે; પરંતુ તે બાઇ એકલાં આવવાનાં હોવાથી તેમનો સમાવેશ અમારી સાથે થઇ શકશે. મુંબઇમાં રોટલાની વિપુલતા છે, પણ ઓટલાનો દુષ્કાળ છે, એ તો તમો જાણોજ છો, એટલે એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી." વૈકુંઠનાથે મારા પતિના પ્રશ્નનું સવિસ્તર ઉત્તર આપ્યું.

"આ મુંબઇ જેવી નગરીમાં કે જ્યાં પ્રવાસીઓ હજારોની સંખ્યામાં નિત્ય આવે છે, ત્યાં હિન્દુઓમાટે સારી ધર્મશાળાઓ છે ખરી કે નહિ ? કારણકે, મે સાંભળ્યું છે કે, હિન્દુઓમાટે મુંબઇમાં સારી ધર્મશાળાઓની જોઇએ તેવી સગવડ નથી." મારા પતિએ કહ્યું.

"થોડા વખતથી એક જૈન ગૃહસ્થે માધવબાગ પાસે હીરાબાગ નામની એક ધર્મશાળા હિન્દુઓમાટે બંધાવી છે અને તેમાં જૂદા ઓરડા વગેરેની સારી સગવડ કરેલી છે; પણ તેમાં ઉતરનાર પાસેથી તે પાંચ કે સાત દિવસ ધર્મશાળામાં રહે ત્યાં સૂધી દશ રૂપિયા લઇને ડિપોજિટ તરીકે રાખવાનો નિયમ હોવાથી ગરીબ માણસો તે ધર્મશાળાનો લાભ લઈ શક્તાં નથી અને સાધનસંપન્ન પ્રવાસીઓ લૉજનાં ઉતરતાં હોવાથી એ ધર્મશાળા લગભગ નકામી જેવીજ પડી રહી છે અથવા તો બહુજ થોડા પ્રવાસીઓના ઉપયોગમાં આવે છે, એમ કહીએ તો તે ચાલી શકે તેમ છે. કેટલીક સાધારણ ધર્મશાળાઓ છે તે કેવળ બાવા સાધુઓનેજ ઉતરવામાટે લાયકની છે અને તેથી ગૃહસ્થમાટે સર્વથા નિરુપયોગી છે." વૈકૂંઠનાથે ઉત્તર આપ્યું.

"ત્યારે તો મિત્ર વૈકુંઠનાથ, અમોએ તમોને બહુજ પરિશ્રમ આપ્યો. જો આવી ખબર હોત, તો હું પણ લૉજમાં ઉતરવાનુંજ વધારે પસંદ કરત. ખરેખર મુંબઇમાં કોઇનાં મેહમાન થઇને રહેવું, એ મોટામાં મોટી ભૂલ છે." મારા પતિએ સત્ય ઉદ્ગાર કાઢ્યા.

"મિત્ર લીલાધર, આમ ધારવામાં તો તમારીજ મોટામાં મોટી ભૂલ થાય છે; કારણ કે, મુંબઇમાં જે લોકો ધંધા રોજગારમાં જામી ગયા છે, તેમને કમાણી ઘણીજ સારી થતી હોવાથી આવા અતિથિસત્કારના પ્રસંગે જો પાંચ પચાસનો ખર્ચ કરવો પડે તો તે ખર્ચ કરતાં દેશના લોકો પ્રમાણે મુંબઇવાસીઓને સંકોચ થતો નથી અને તેઓ આનંદથી આવા ખર્ચોને સહન કરી શકે છે. માણસ માણસને ત્યાં ક્યાંથી ? અતિથિસત્કાર એ ગૃહસ્થાશ્રમીનો સર્વથી પ્રથમ ધર્મ

હોવાથી તમોએ મારા અતિથિ થઇને મારાપર એક પ્રકારનો ઉપકાર કર્યો છે એટલે તમારે હૃદયમાં કોઇ પણ પ્રકારના સંકોચને તો સ્થાન આપવુંજ નહિ, એવી મારી પ્રાર્થના છે." વૈકુંઠનાથે પોતાની ઉદારતા તથા વિનયશીલતાનો યોગ્ય શબ્દોમાં પરિચય કરાવ્યો.

આટલો વાર્ત્તાલાપ થયો એટલામાં તો લોકારણ્ય સમાન કેટલાક વિશાળ રાજમાર્ગોને વટાવીને અમો પ્રિન્સેસ સ્ટ્રીટ નામથી ઓળખાતા લત્તામાંની એક વિશાળ બિલ્ડીંગ પાસે આવી પહોંચ્યાં અને ત્યાં ગાડીવાળાએ ગાડીને ઉભી રાખી. વૈકુંઠનાથ એ બિલ્ડીંમાં ત્રીજે માળે રહેતા હતા. અમો જ્યારે ઉપર ગયાં ત્યારે ગૃહના દ્વારમાં વૈકુંઠનાથ તથા સરસ્વતીનો આઠથી નવ વર્ષના વયનો પુત્ર પોતાનાં માતાપિતાની તથા અમારી વાટ જોતો ઉભો હતો. સરસ્વતીને જોતાંજ પોતાની મધુર વાણીથી તેણે પૂછ્યું કે: "કેમ માતા, આપણાં મેહમાન આવ્યાં કે?"

"હા, બેટા, આ આવ્યાં." સરસ્વતીએ વ્હાલથી ઉત્તર આપ્યું.

"સરસ્વતી બ્હેન, આ તમારા ચિરંજીવી કે શું?" મેં સરસ્વતીને પૂછ્યું; કારણકે, મારા પતિ અને વૈકુંઠનાથ તો ક્યારનાય ઘરમાં જઇને બેઠા હતા અને હું તથા સરસ્વતી પાછળ એકલાં જ હતાં.

મારો એ પ્રશ્ન સાંભળીને સરસ્વતીએ મોઢું મલકાવીને લજ્જાના ભાવ સહિત વિનોદદર્શક ભાવથી કહ્યું કે: "એ પણ જ્યારે હું જણાવીશ ત્યારેજ જાણશો કે બ્હેન ?"

મેં સ્નેહના ઉમળકાથી તે બાળકને તેડી લીધો અને વારંવાર ચુંબન કરીને તેના ગુલાબી ગાલોને ભીના કરી નાખ્યા.

ઘરમાં આવતાંની સાથેજ સરસ્વતી વસ્ત્રો બદલીને ગૃહના કાર્યમાં નિમગ્ન થઇ ગઇ. પ્રથમ તો તેણે સ્ટવ સળગાવીને ચાહ મૂકી અને સંચામાં ગરમ પાણી તૈયાર હોવાથી અમોને સ્નાન કરવાની સૂચના આપી દીધી. સ્નાનના કાર્યથી મુક્ત થઇને અમોએ ચાહ પી લીધી, એટલે તેણે રાંધવાના કાર્યનો આરંભ કરી દીધો.

મેં તેને રાંધવાના કાર્યમાં સહાયતા આપવાની ઇચ્છા દર્શાવી પણ મારી તે ઇચ્છાનો નિષેધ કરીને તેણે જણાવ્યું કે: "કલ્યાણી બ્હેન, તમો પ્રવાસના શ્રમથી શ્રમિત થયેલાં છો, એટલે અત્યારે તો વિશ્રાંતિ લ્યો; આવતી કાલથી જો તમારી ઇચ્છા હશે, તો આપણે સાથે મળીનેજ રાંધીશું."

અહીં વૈકુંઠનાથ અને તેની પરીસ્થિતિનો કિંચિત્ પરિચય કરાવવો આવશ્યકીય છે. વૈકુંઠનાથ અમારી લુહાણા જ્ઞાતિનો ચોત્રીસ કે પાંત્રીસ વર્ષના વયનો એક કુલીન. વિદ્વાન્ અને તેજસ્વી ગૃહસ્થ હતો. તે જો કે અત્યારે લક્ષાધીશ કે ધનાઢ્ય નહોતો, પરંતુ પૂર્વે એક સમયમાં તેના પૂર્વજો અત્યંત શ્રીમાન્ હોવાથી ગર્ભશ્રીમાન્ તો હતોજ. તેના પિતાશ્રી એક નામાંકિત વ્યાપારી હતા અને લાખો રૂપીયાનો વ્યાપાર કરતા હતા; પરંતુ એકવાર વ્યાપારમાં ખોટ જવાથી તેમણે પોતાના ઘરમાં એક પાઇ પણ ન રાખતાં સર્વસ્વ લેણદારોને આપી દીધું હતું અને દીવાળું કુંકીને પોતાના સાત પેઢીથી ચાલતા આવેલા શુદ્ધ નામને કલંકિત કર્યું નહોતું. વૈકુંઠનાથને એ કારણથી જોકે વારસામાં પિતાની મોટી મિલ્કત મળી નહોતી, પરંતુ તેના પિતાએ તેને વિદ્યાનો બહુજ સારો વારસો આપેલો હોવાથી અને તેના યોગે વૈકુંઠનાથ સાહિત્યના વ્યવસાયમાં પડેલો હોવાથી સાહિત્યક્ષેત્રમાં વિજય મળતાં અને સારી નામના થતાં તે અત્યારે દર મહિને અઢીસેંથી ત્રણસેં રૂપીયા જેટલી કમાણી કરતો હતો અને પોતાનું જીવન આનંદમાં વીતાડતો હતો. તે જેમ ઉડાઉ નહોતો તેમ લોભિષ્ટ પણ નહોતો અને ઇશ્વરકૃપાથી સ્ત્રી પણ તેને તેના જેવાજ સ્વભાવની મળી હતી એટલે અતિથિ આદિના આગમનમાટે તેના ગૃહનાં દ્વાર નિરંતર ખુલ્લાં રહેતાં હતાં. સરસ્વતી જેમ સુંદરી તથા રૂપવતી હતી તેમજ નમ્ર તથા ગુણવતી પણ હતી એટલે સુવર્ણમાં સુગંધના યોગ જેવોજ યોગ થયેલો દેખાતો હતો. અને તે સાથે વળી વિધુભૂષણ જેવા એક સુંદર, વિનયશીલ અને આજ્ઞાધારક પુત્રને રમાડવાનું ભાગ્ય આપીને તો ઇશ્વરે એ દંપતીના સંસારસુખનો અવધિજ કરી બતાવ્યો હતો.

જે બિલ્ડીંગમાં વૈકુંઠનાથ વસતો હતો, તે બિલ્ડીંગ નવીન પદ્ધતિ પ્રમાણેની હોવાથી તેમાં ચાર ચાર રૂમ્સના બ્લૉકો કરેલા હતા, અને એવો એક આખો બ્લૉક વૈકુંઠનાથે પોતાના નિવાસમાટે ભાડે રાખ્યો હતો. એમાંનો એક રૂમ વૈકુંઠનાથની લાયબ્રેરી તથા લખવાની જગ્યા તરીકે વપરાતો હોવાથી તેમાં ટેબ્લ, કુરસી, એક કોચ; જસ્ટિસ તેલંગ, જસ્ટિસ રાનડે, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, ગ્લૅડ્સ્ટન્, મૅક્સમૂલર, અને હર્બર્ટ સ્પેન્સર આદિ કેટલાક વિદ્વાન્ મહાપુરુષોની મોટી મોટી છબીઓ· વૈકુંઠનાથ, તેના પિતા વિષ્ણુદાસ

સરસ્વતી અને વિધુભૂષણ આદિના ફોટોગ્રાફો અને એવરલાસ્ટિંગ કેલેન્ડર તથા રેગ્યુલેટર ક્લૉક આદિ વસ્તુઓ ભીંતને શોભાવતી હતી; કબાટ, બુકસ્ટેંડ તથા ટેબ્લપર લાયબ્રેરી પ્રમાણે અનેક અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત અને પર્શિયન આદિ ભાષાનાં પુસ્તકો ગોઠવેલાં હતાં અને લેખનવ્યવસાયમાટે અગત્યનાં હોય તેવાં સર્વ સાધનો વિપુલ પ્રમાણમાં ત્યાં દૃષ્ટિગોચર થતાં હતાં. એ રૂમની બાજૂના રૂમમાં બે પલંગો શય્યાવિભૂષિત સ્થિતિમાં શયનમાટે જ્યારે જુઓ ત્યારે હાજર હતાં અને ભીંતોપર રાજા રવિવર્માનાં, શકુન્તલાજન્મ, શકુન્તલાપત્રલેખન, ઉષાસ્વપ્ન, રાધા, દમયંતી, લક્ષ્મી, સરસ્વતી અને મોહિની આદિ રંગીન ચિત્રો કલાના નિયમથી ટાંગેલાં હતાં અને તે વૈકુંઠનાથની રસિકતાનો યથાર્થ ભાસ કરાવતાં હતાં. તૃતીય રૂમ પાંકશાળા અથવા રસોડા તરીકે વપરાતો હતો અને ચોથી સર્વથી નાની ઓરડીનો સ્નાનગૃહ અથવા બાથરૂમ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો.

બરાબર સાડા અગિયાર વાગે રસોઇ તૈયાર થઇ ગઇ અને પ્રથમ ત્રણ થાળીઓ પીરસીને સરસ્વતીએ તેના પતિ, મારા પતિ તથા પોતાના પુત્રને જમવામાટે બોલાવ્યા. તેઓ જમીને ઉઠ્યા એટલે અમો અબળાઓના જમવાનો વારો આવ્યો. સરસ્વતીએ મારામાટે ભોજન એક ચોખ્ખી થાળીમાં પીરસ્યું અને પોતે પોતાના પતિની એઠી થાળીમાંજ જે જોઇતું હતું તે લઇને જમવા માંડયું. તેની આ ચેષ્ટાને જોઇને મેં કહ્યું કે:—

"સરસ્વતી બહેન, આ તમારો કેવો પક્ષપાત ? તમો પોતાના પ્રાણનાથની એઠી થાળીમાં ભોજન કરીને પાતિવ્રત્યધર્મનું યથાર્થ પાલન કરો છો અને સ્વર્ગસુખનાં અધિકારિણી થાઓછો અને મને તો ધર્મપાલનથી વંચિત રાખો છો, એ તમારી ન્યાય દૃષ્ટિ ખરી કે ?"

"કલ્યાણી બહેન, તમો પણ તમારા પતિના એઠા પાત્રમાં જમતાં હશો, એની મને ખબર નહોતી; નહિ તો અવશ્ય હું તમારામાટે તમારા પતિની એઠી થાળીમાંજ પીરસત. ખરેખર કહેવાતા ધર્મગુરુ પણ ખરા અધર્મગુરુઓનાં ચાવેલાં એઠાં પાન અને તેમનો મૂકેલો 'પ્રસાદ' નામનો એઠવાડો ખાઇને બુદ્ધિ તથા દેહને ભ્રષ્ટ કરવા કરતાં પોતાના સૌભાગ્યાધાર પતિના એઠા પ્રસાદનું ભક્ષણ કરવું, એ સ્રીમાટે અત્યંત કલ્યાણકર છે; પતિનો એઠો પ્રસાદ તો કોઇ ભાગ્ય-

શાલિની ભાર્યાનેજ પ્રાપ્ત થઈ શકે છે. આજે તો તમારા પતિની એઠી થાળી કાઢી નાખી છે એટલે ક્ષમા કરજો; આજે સાંઝે તમારી ઇચ્છા પ્રમાણેનીજ વ્યવસ્થા થઈ જશે." સરસ્વતીએ જેવું નામ તેવાજ વિચારો દર્શાવ્યા.

સરસ્વતી ગૃહકાર્યમાં એવી તો ચપળ અને પાકનિષ્પત્તિની કળામાં એવી તો કુશળ હતી કે મારા જીવનકાળમાં એવી ચપળતા તથા કુશળતા મેં બહુજ થોડી, આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલીજ સ્ત્રીઓમાં જોઇ છે. લગભગ નવ વાગે તો સરસ્વતીએ રાંધવાનો આરંભ કર્યો હતો અને સાડા અગિયાર વાગ્યામાં એટલે કે માત્ર અઢી કલાક જેટલા અવકાશમાં તો એકલે હાથે છૂટી દાળ, ભાત, કઢી, શીરો, પૂરી, ભજીયાં, શાક અને પાપડ ઇત્યાદિ છ સાત વસ્તુઓ તેણે તૈયાર કરી નાખી અને તે પણ વળી એવી સ્વાદિષ્ટ કે આંગળીઓ ચાટવાનું મન થાય! દાળમાં મીઠું બમણું હોય તો શાકમાં મીઠું હોયજ નહિ અને કઢીમાં લાલ મરચાંની અતિવૃષ્ટિ થયેથી હોય તો પાપડ સાવ મોળા હોય! એવો પ્રકાર ઘણેક સ્થળે જોવામાં આવે છે, પણ સરસ્વતીની પાકશાળામાં સર્વ ખાદ્ય પદાર્થો રુચિકર અને સ્વાદિષ્ટજ થતા હતા. વળી નાના પ્રકારનાં આથણાંને જોઇને તો હું દંગજ થઇ ગઇ; કારણ કે, એથી સરસ્વતીની ઉદ્યોગશીલતાનો સાક્ષાત્કાર થતો હતો. જો કે રાંધવામાટે રસોઇયો અથવા રસોઇયણ ઘરમાં રાખી શકે એટલું વૈકુંઠનાથમાં સામર્થ્ય હતું, પણ સરસ્વતીનો એવો અભિપ્રાય હતો કે, પત્નીએજ રસોઇ કરીને પ્રેમથી પતિ તથા પુત્રને જમાડવા જોઇએ, નહિ તો પછી પત્ની હોય કે ન હોય તે સમાનજ છે. મારો પોતાનો પણ આવોજ અભિપ્રાય છે. ગૃહનું સર્વ કાર્ય દક્ષતાથી કરવા છતાં સરસ્વતી વિદ્યાભ્યાસ પણ કરતી હતી અને સારા સારા ગ્રંથો પણ વાંચતી હતી. ખરેખર લુહાણા જ્ઞાતિમાં આવું અન્ય સ્ત્રીરત્ન હશે કે નહિ, એની શંકાજ છે.

અસ્તુ: તે દિવસે સાંઝે મારા પતિ, વૈકુંઠનાથ સાથે, બહાર ફરવા ગયા હતા; પણ હું ક્યાંય ગઈ નહોતી. અમારા નિવાસમાટે જે જૂદો અડધો બ્લૉક ભાડે રાખવામાં આવ્યો હતો, તેમાં એક પલંગ, એક કોચ, બે ત્રણ કુરસીઓ, ઓઢવા પાથરવાનાં સાધનો તથા જળપાત્ર ઇત્યાદિ વસ્તુઓ પ્રથમથીજ ગોઠવીને તૈયાર રાખવામાં આવી

હતી. અમોએ આગ્રહ કરવા છતાં વૈકુંઠનાથ તથા સરસ્વતીએ અમને જૂદો ચૂલો માંડવા ન દીધો અને તેથી જમવાનું તો તેમની સાથેજ રહ્યું. તે દિવસ અને રાત વીત્યાં, બીજા દિવસનો પ્રભાત થતાંજ સરસ્વતી સ્નાન કર્યા પછી રાંધવાના કામમાં લાગી અને દશ વાગતાંમાં રાંધવાના કામથી પરવારી કપડાં પહેરીને બહાર જવામાટે તૈયાર થઇ. મને પણ તેણે પોતાની સાથે લીધી.

## પ્રકરણ ૧૬ મું

### કંગાલ કૃષ્ણા

નીચે એક સિગ્રામ ગાડી અમારી વાટ જોઇને ઉભી હતી એટલે અમો તેમાં બેઠાં અને સરસ્વતીએ ફ્રાયમૅનને બેલાર્ડ પીયરપર ગાડીને લઇ જવામાટેની આજ્ઞા આપી દીધી. આ ગાડી ભાડાની પણ નહોતી અને વૈકુંઠનાથની પોતાની માલિકીની પણ નહોતી, કિન્તુ વૈકુંઠનાથના એક ધનાઢ્ય મિત્રની એ ગાડી હતી અને તેની બીજી પણ બે ત્રણ ગાડીઓ તથા મૉટર આદિ હોવાથી જ્યારે પણ વૈકુંઠનાથને આવશ્યકતા હોય, ત્યારે તેમનો તે મિત્ર તરત એક ગાડી મોકલતો હતો. ગાડી ચાલતી થયા પછી મેં સરસ્વતીને પૂછ્યું કે: "આપણે અત્યારે જ્યાં જઇએ છીએ તે કઈ જગ્યા છે અને ત્યાં જવાનું કારણ શું છે?" એના ઉત્તરમાં સરસ્વતીએ જણાવ્યું કે: "વિલાયત અને આફ્રિકા આદિ સમુદ્રપારના દેશોમાંથી આવતી સ્ટીમરોમાંથી ઉતરતાં મુસાફરોને જ્યાં ઉતારવામાં આવે છે, ત્યાંજ અત્યારે આપણે જઈએ છીએ; કારણ કે, સાડા દશ વાગે જંગબારથી આવેલી મારી એક બાલમૈત્રિણી સ્ટીમરમાંથી ઉતરવાની છે, તેનો તાર આવ્યો છે અને તે આપણે ત્યાંજ અતિથિ તરીકે રહેવાની છે, મારી એ મૈત્રિણીનું નામ તો જોકે કાનબાઈ છે, પરન્તુ હું તેને હમેશા કૃષ્ણા નામથીજ બોલાવું છું, એટલે કે જ્યારે અમો બન્ને કુમારિકાઓ હતી ત્યારે હું તેને કૃષ્ણા નામથી બોલાવતી હતી, એમજ સમજવાનું છે; કારણકે, તે પરણીને જંગબાર ગયા પછી ઘણા લાંબા કાળથી અમારો મેળાપ થયો નથી. મારી સુશીલ બાલસખી આજે મને મળવાની છે; એથી મારા અંતઃકરણમાં જે હર્ષ થાય છે, તે ખરેખર અવર્ણનીય છે." દશને વીસ મિનિટે અમો બેલાર્ડ પીયરના બાહ્ય ભાગમાં જઈ પહોંચ્યાં.

અમો ત્યાં પહોંચ્યાં તે વેળાયે સાધારણ રીતે જંગબારની સ્ટીમર આવવાની હોવાથી પોતાનાં સગાં વ્હાલાં અથવા મિત્ર આદિને લેવામાટે આવેલાં સ્ત્રીપુરુષોની તથા સ્ટીમરમાંથી ઉતરેલાં મુસાફરોની તેમજ ભાડાની ગાડીઓની અને મજૂરો આદિની જે ધમાલ હોવી જોઇએ તેવી કશી પણ ધમાલ અમારા જોવામાં આવી નહિ; માત્ર એકાદ બે ખાલી વિક્ટોરિયાઓ ઉભી હતી અને તેઓ પણ ત્યાં કોઈ ગાડી ભાડે કરનાર ન હોવાથી ત્યાંથી ગચ્છંતી કરવાની તૈયારીમાં હોય તેમજ જણાતું હતું. ત્યાંની આવી પરિસ્થિતિને જોઇને સરસ્વતીના મુખમાંથી સ્વાભાવિકજ એવો ઉદ્‍ગાર નીકળી ગયો કે; "જંગબારની આગબોટ આજે આવવાની છે કે નથી આવવાની એની કલ્પના કરી શકાતી નથી; છતાં ચાલો અંદર પૂછી તો જોઇએ; જો નહિ આવવાની હોય, તો ક્યારે આવવાની છે, એની તો આપણને ખબર પડશે." આવા વિચારથી અમો ગાડીમાંથી ઉતર્યાં અને બેલાર્ડ પીયરના દરવાજાભણી આગળ વધતા જતાં હતાં એટલામાં દરવાજાની પાસેજ એક પોટલાને બગલમાં મારીને એક કૃષ્ણવસ્ત્રધારિણી અબળા ઉભેલી અમારા જોવામાં આવી. તે અબળાનાં નેત્રોમાંથી કલનાદિની સરિતાના જળપ્રવાહ પ્રમાણે અશ્રુનો પ્રબળ પ્રવાહ વહ્યા કરતો હતો અને તે દુઃખ તથા શોકથી જાણે ભ્રમિષ્ટા કિંવા ઉન્માદિની થઇ ગઇ હોયની ! એવાં કાંઇક ચિન્હો દેખાતાં હતાં. મારી કલ્પના પ્રમાણે તેને સર્વત્ર કેવળ ભયંકર નિરાશાનોજ સાક્ષાત્કાર થયા કરતો હતો; કેમકે કાળા રંગનો મેલો સાલ્લો, સફેદ કપડાની સાદી ચોળી અને ઘાઘરો તેની કંગાલ હાલતનો તત્કાળ પરિચય કરાવતાં હતાં. તેના હાથ, પગ, નાક, કાન, કે ગળામાં સુવર્ણ કિંવા ચાંદીનો એક પણ અલંકાર જોવામાં આવતો નહોતો; છતાં તેનું ઘાટીલું અને કદાવર શરીર, પૂર્ણિમાના શુભ્ર આકાશમાંની તારાની ઝાંખી છાંટ સમાન શીળીના દાગની ઝાંખી નિશાનીથી શોભતું તેનું લાવણ્યમય શુભ્ર મુખમંડળ અને તેની જાદૂ ભરેલી મારકણી વિશાળ આંખોથી કોઇપર પણ પોતાનો પ્રભાવ પાડવાની તેનામાં સંપૂર્ણ સત્તા હતી, એમ કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિનો સંભવ નથી. અમો તેની પાસે પહોંચ્યાં તે વેળાયે એક સિપાહીએ પૂછેલા કોઇ પ્રશ્નના ઉત્તર તરીકે તેના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્‍ગારો નીકળતા મારા અને સરસ્વતીના સાંભળવામાં આવ્યાઃ—

"ભાઇ, મુંબઇથી હું સાવ અજાણી છું અને અહીં કેવળ મારી એક સખી છે તેનાપર મેં તાર કર્યો હતો, છતાં તે મારી સખી સરસ્વતી કિંવા તેના પતિ કોઇ પણ મને લેવામાટે કેમ નહિ આવ્યું હોય, એનોજ મને વિચાર થયા કરે છે. મારો તાર તેમને ન મળ્યો હોય અથવા તો તેઓ મુંબઇમાં ન હોય, તો પરમાત્મા જાણે! હું કદાચિત્ ભાડાની ગાડી કરીને તેમને ઘેર જાઉં; પણ જો તેઓ મુંબઇમાં ન હોય, તો ગાડીવાળાને ગાડીભાડું ક્યાંથી આપવું, એ પણ એક પ્રશ્ન છે; કારણ કે, મારી પાસે અત્યારે હવે એક ફૂટી બદામ પણ નથી. હે ઇશ્વર, જો કોઇ આશ્રય નહિ મળે, તો નિર્વાહનાં સાધનો વિના આ વિશાળ નગરમાં મારી કોણ જાણે શી અને કેવી દુર્દશા થશે, એનો વિચાર આવતાં મારાં ગાત્ર ગળી જાય છે અને હૃદયમાં કમકમાટી થાય છે! હવે તો પૂછતાં પૂછતાં પગે ચાલીનેજ ત્યાં પહોંચ્યા વિના મારો છૂટકો નથી; જો મારી સખી મને મળશે, તો તો ઠીક છે; નહિ તો પછી જ્ઞાતિના કોઇ અગ્રેસરને ત્યાં જઈ જ્ઞાતિનો આશ્રય મારે લેવો પડશે. હરિ હરિ! મારી આ કેવી દુર્દશા!!"

હું અને સરસ્વતી જો કે તેની પાસે ઉભાં હતાં, પરંતુ તેનું ધ્યાન ઉપર્યુક્ત વિચારોમાં તથા ચિન્તામાં નિમગ્ન હોવાથી અમારાપર તેની દૃષ્ટિ પડી નહોતી. તેને આટલી બધી નિરાશ થયેલી જોઇને સરસ્વતીનું હૃદય ભરાઈ આવ્યું અને તેથી સરસ્વતીએ તેને આશ્વાસન આપીને કહ્યું કે: "બહેન કૃષ્ણા, તારી બાલમૈત્રિણી સરસ્વતી તારો યોગ્ય સત્કાર અને તારી યોગ્ય સેવા કરવામાટે તૈયાર છે, એટલે હવે તું કોઈ પણ પ્રકારની ચિન્તાને તારા હૃદયમાં સ્થાન આપીશ નહિ!" આ શબ્દો ઉચ્ચારતાં સરસ્વતી દુઃખિની કૃષ્ણાને ગળે બાઝી પડી અને પોતાની સાડીના પાલવથી તેણે કૃષ્ણાના અશ્રુને લૂછી નાખ્યાં ત્યારપછી સરસ્વતીએ તેના પોટલાને ઉપાડીને ગાડીના આગલા ભાગમાં ગાડી હાંકનાર પાસે મૂકી દીધું અને તેને આદરથી ગાડીમાં બેસાડીને અમો પણ ગાડીમાં બેઠાં. કૃષ્ણા મારી સાથે પાછલી સીટપર બેઠી અને સરસ્વતી અમો બંનેની સામે સામેની સીટપર બેસી ગઇ. ગાડી ચાલ્યા પછી સરસ્વતીએ કૃષ્ણાને પૂછ્યું કે: "બહેન કૃષ્ણા, તારી અત્યારની સ્થિતિને જોઇને મને ખરેખર અત્યંત સખેદ આશ્ચર્ય થાય છે. તારા શરીરપર સૌભાગ્યનાં ચિન્હો કેમ નથી દેખાતાં

વાર ? તેમજ આટલા લાંબા સમુદ્રપ્રવાસમાં નથી તારી સાથે કોઈ માણુસ કે નથી કાંઈ સરસામાન, એનું શું કારણ છે, તે હું કલ્પી શકતી નથી."

"બહેન સરસ્વતી, તું મને મારાં સૌભાગ્યચિન્હો વિશે પૂછે છે? આજે તું પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી મારા જેવી એક સર્વથા દુર્ભાગિની અબળાને લેવામાટે ગાડી લઇને સામી આવી એને પણ હું મારા સદ્ભાગ્યનું એક મહત્ ચિન્હ માનું છું અને આજેજ પ્રથમવાર મારા હૃદયમાં એટલી આશાનો ઉદય થયો છે કે, આ સંસારમાં મારી પણ એક હિતૈષિણી તો છે ! નહિ તો આજ સુધી મારી એવી જ ભાવના હતી કે, મધ્ય સમુદ્રના ભયંકર તોફાનમાં સપડાયલાં નૌકાવાસીઓને જેમ ઉપર આકાશ અને નીચે અગાધ સમુદ્ર હોય છે; અર્થાત્ કેવળ ઇશ્વર વિના તેમનો બીજો કોઇ પણ આધાર હોતો નથી, તેવી જ રીતે હું પણ આ સંસારસાગરમાં સર્વથા અસહાયા અને નિરાધાર જ છું ! બહેન, મારા કર્મની કથા બહુજ લાંબી અને હૃદયદ્રાવક હોવાથી હું નીરાંતે તે તને કહી સંભળાવીશ. અત્યારે મારા મનની ભ્રમિષ્ટતાને દૂર કરવામાટે મને વિશ્રાંતિની આવશ્યકતા છે." કૃષ્ણાએ નિઃશ્વાસ નાખીને નિરાશાદર્શક સ્વરથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

"ચિન્તા નહિ; પણ બહેન કૃષ્ણા, હું જરાક મોડી આવી તેથી તને કદાચિત્ માઠું લાગ્યું હશે, પણ અમને એમ જણાવવામાં આવ્યું હતું કે, સ્ટીમર લગભગ અગિયાર વાગે આવવાની છે અને તેથી પેસેન્જરોને કાંઠે આવતાં બાર સાડાબારનો ટાઇમ થઇ જશે; એટલે વ્હેલી ઉઠી ચાહ કર્યા પછી તરતજ હું રાંધવા બેસી ગઇ અને રસોઇ તૈયાર થયા પછી હું અને અમારે ત્યાં આવેલાં આ અતિથિ બાઇ અહીં આવવાને નીકળ્યાં. રસોઇ વ્હેલી કરવાનું કારણ એ હતું કે, આગબોટના લાંબા પ્રવાસ પછી તને તરત ઉનું ઉનું ખાવાનું મળી શકે અને પ્રવાસનો પરિશ્રમ કાંઇક ઓછો થઇ જાય." સરસ્વતીએ અંતઃકરણની ખરી લાગણી બતાવીને કહ્યું.

"આજના જમાનામાં કોઇ સુખિની સ્ત્રી પોતાની માજણી દુઃખિની બહેનમાટે પણ આટલી કાળજી નથી રાખતી, તો તારી મારા વિશેની આટલીબધી લાગણીને જોઇને જો હું તારા હજારો હજાર ઉપકાર માનું, તો તે વ્યાજબીજ કહેવાશે. હિન્દુસ્તાનમાં આવતાંની

સાથેજ આ અભાગિની અબળાનો સત્કાર તો સારો થયો છે; હવે આગળ ઉપર જોવાનું છે કે મને મારી ભાગ્યદેવી સુખ કિંવા સંકટના કયા અને કેવા પ્રદેશમાં ઘસડી જાય છે!" કૃષ્ણાએ આભાર મિશ્રિત નિરાશાની મંદ છટાનું દર્શન કરાવ્યું.

"સંકટના પ્રદેશમાં ઘસડાય તારા શત્રુઓ અને તુ સદા સુખિની તથા સંતુષ્ટ રહે, એજ મારી પરમાત્માનાં ચરણોમાં નિરંતર પ્રાર્થના છે! મારી વ્હાલી કૃષ્ણા, ઇશ્વરે પાછી તને નિર્વિઘ્ન આપણી 'સ્વર્ગાદપિ ગરીયસી' જન્મભૂમિ ભરતભૂમિમાં પહોંચાડી છે, તો હવે તારા ભાગ્યમાં સુખજ લખાયલું છે, એમ તારે માની લેવું. જે જગન્નિયતા સકળ વિશ્વનું કલ્યાણ કરે છે, તે તારૂં પણ અવશ્ય કલ્યાણ કરશે જ." સરસ્વતીએ શોકાતુર કૃષ્ણાને મંજુલ આશ્વાસન આપ્યું.

આવા પ્રકારના વાર્ત્તાલાપમાં ગાડીમાંનો સમય વીતી ગયો અને અમો અમારા સ્થાનમાં આવી પહોંચ્યાં. વિનીત સરસ્વતીએ કૃષ્ણાના પોટલાને પોતેજ ઉપાડી લીધું. ઘરમાં આવતાંજ સરસ્વતીએ પોતાના પુત્રને આજ્ઞા કરી કે: "ચાલ વિધુ, સાબૂ અને ટુવાલ લાવીને ન્હાવાના રૂમમાં મૂકી દે; હું પાણી કાઢુંછું; તારાં આ કૃષ્ણા માસી ન્હાવાનાં છે. એ ન્હાવા બેસે એટલામાં તું, તારા પિતાશ્રી અને મેહમાન આદિ જમી લ્યો."

કહ્યાગરા બાળક વિધુએ તત્કાળ પોતાની માતાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને સાબૂ તથા ટુવાલ આદિ વસ્તુઓ સ્નાનગૃહમાં મૂકી દીધી અને સરસ્વતીએ ત્રાંબાકુંડીમાં ગરમ પાણી તથા એક મોટી બાલ્ટીમાં ઠંડુ પાણી અને લોટો વગેરે ત્યાં કાઢી રાખ્યાં: માત્ર એટલુંજ નહિ, પણ એક સારો ઘાઘરો, સાલ્લો અને પોલકું ઇત્યાદિ વસ્ત્રો પણ ત્યાં રાખ્યાં. કૃષ્ણા સ્નાનગૃહનાં દ્વાર વાસીને ન્હાવા બેઠી એટલે સરસ્વતીએ મારા પતિ, પોતાના પતિ તથા વિધુમાટે ભોજન પીરસીને તેમને જમાડ્યા. પુરુષવર્ગ જમી રહ્યા પછી અમો ત્રણે સ્ત્રીઓ જમવા બેઠી. મારા ભોજનમાટે મારા પતિનું ઉચ્છિષ્ટ પાત્ર રાખવામાં આવ્યું હતું એટલે ગઇ કાલ પ્રમાણે આજે સરસ્વતી સાથે એ વિશે મારો વાદવિવાદ ચાલવાનો સંભવ નહોતો. ભોજનની સમાપ્તિ થતાં સરસ્વતીએ કૃષ્ણાને કહ્યું કે: "બહેન, હવે તું અંદરના રૂમમાં જઇને પલંગપર સુઈ જા અને બે ઘડી આરામ કરી

લે; ત્રણ કે સાડાત્રણ વાગે ચાહ તૈયાર થશે એટલે ચાહ પીવામાટે હું તને જગાડીશ. ”

ઘાટી આવીને એઠાં વાસણ માંજવાને લઈ ગયો અને મેં રસોડું ધોઈ નાખ્યું એટલે પછી હું અને સરસ્વતી પણ ગૃહકાર્યથી કેટલાક સમયને માટે મુક્ત થયાં. સરસ્વતીએ તરત સાલ્લો બદલી નાખ્યો અને ત્યારપછી તે અને હું વૈકુંઠનાથના બેસવાના અથવા લખવાના રૂમમાં ગયાં. વૈકુંઠનાથ જમીને ‘પર્લ–ડિ–કાશ્મીર’ ફુંકતા ઇજીચૅરમાં પડયા હતા અને મારા પતિ સામેના કોચપર આડું પડખું કરીને બેઠા હતા. અહીં મારે એક નવી બાબત એ જણાવાની છે કે, વૈકુંઠનાથના ગૃહમાં ઉચિત મર્યાદાનો સંપૂર્ણ નિવાસ હોવાથી સ્ત્રીઓએ પતિ સમક્ષ એક હાથનો લાંબો ઘુંઘટો તાણીનેજ આવવું જોઇએ અને અન્ય મનુષ્યોના દેખતાં પોતાના પતિ સાથે સંભાષણ નજ કરવું જોઇએ, એ ચાલતી રૂઢિને વૈકુંઠનાથ તથા સરસ્વતીએ સર્વથા દેશવટો આપી દીધો હતો; અને તેનું બીજું કારણ એ પણ હતું કે, વૈકુંઠનાથના ગૃહમાં તેમની માતા, મોટી ભાભી કિંવા જ્યેષ્ટ ભગિની આદિ અન્ય કોઇ પણ પ્રૌઢા અબળા ન હોવાથી એ રૂઢિનું સરસ્વતીથી યથાર્થ પાલન કરી શકાય તેમ હતું જ નહિ. મારા પતિ પણ આ બાબતમાં વૈકુંઠનાથના વિચારને મળતા હોવાથી અને અમો પરદેશમાં આવ્યા પછી અમારી સ્થિતિ પણ વૈકુંઠનાથ તથા સરસ્વતી જેવીજ હોવાથી મને પણ મારા પતિએ ઘુંઘટો તાણવાની અથવા તો લાજ કાઢવાની રૂઢિને ત્યાગી દેવાની સૂચના કરી હતી અને તેથી હું વૈકુંઠનાથની લાજ કાઢતી નહોતી.

સરસ્વતીએ પ્રથમ તો મને એક કુરસીપર બેસાડી અને ત્યારપછી બીજી કુરસીપર પોતે બેસી ટિપોયપર પાન સોપારીના ડબ્બાને રાખીને પાનની પાંચ પટીઓ બનાવી અને પોતાના પતિ, મારા પતિ તેમજ વિધુને તથા મને આપ્યા પછી એક બીડી તેણે પોતે ખાધી. એ પછી તે પોતાના પતિને સંબોધીને શોક દર્શાવતી કહેવા લાગી કે:—

“ પ્રાણનાથ, ભાગ્યની પણ કેવી વિલક્ષણ ગતિ અને વક્ર રેષા ! આ બિચારી કૃષ્ણા અને હું એકજ ગામમાં અને એકજ જ્ઞાતિમાં એકજ દિવસે જન્મી હતી, અમોએ અમારી બાલ્યાવસ્થા આનંદ તથા વિનોદમાં સાથે વીતાડી હતી અને છેવટે અમો ઉભયનાં લગ્ન પણ ચાર

પાંચ માસને અંતરે એકજ વર્ષમાં થયાં હતાં. હું આપની છાયામાં આવી અને એ પોતાના પતિ સાથે જંગબાર ગઇ હતી. હું અત્યારે પરમસુખિની છું અને આજના પ્રત્યક્ષ પરિચયથી બિચારી કૃષ્ણા પરમદુઃખિની હોય, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. ગાડીમાં નીકળેલા એના મુખના ઉદ્‌ગારો એમ સ્પષ્ટ જણાવતા હતા કે એના હૃદયમાં દુઃખ તથા નિરાશાનો બહુજ બળવાન્ આઘાત થયેલો હોવો જોઇએ; કારણકે, એનું હૃદય સર્વથા હતાશ તથા ભગ્ન થઇ ગયું છે. જો થોડા દિવસ એ અહીં આપણા ગૃહમાં રહે, તો આપણે અવશ્ય આપણાથી બની શકે તેટલા પ્રમાણમાં એના દુઃખને ન્યૂન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ: એવો મારો અભિપ્રાય છે."

"એ બાઇ તો આપણાં આત્મીય છે એટલે એમના દુઃખભારને ઘટાડવાની ચેષ્ટા તો આપણે કરીશુંજ; પરંતુ આ સંસારમાં કોઈ પણ દુઃખી તથા પીડિત મનુષ્યને યોગ્ય આશ્વાસન, અનુકંપા તથા સત્કારદ્વારા સુખી કરવાની પોતાથી બને તેટલી ચેષ્ટા કરવીજ જોઇએ, એ પ્રત્યેક સાધનસંપન્ન મનુષ્યનું કર્તવ્યજ છે અને એ કર્તવ્યનું જે કોઇ પણ યથાર્થ પાલન નથી કરતું, તે મનુષ્ય નહિ, પણ પશુ છે, એવીજ મારી માન્યતા છે. છતાં પણ કેટલીકવાર કોઇપણ એકલી અટૂલી, તરુણી તથા સુંદરી સ્ત્રીને પોતાના ગૃહમાં આશ્રય આપતી વેળાએ કેટલીક સંભાળ રાખવાની આવશ્યકતા છે; કારણ કે, એવી સંભાળ ન રાખવાથી કેટલીકવાર ધર્મ કરતાં ધાડ આવે છે, ગુણનો ભાઈ ચોર ઠરે છે અને અકારણ આપણી નિન્દા થવાનો દુઃખદ પ્રસંગ આવીને ઉપસ્થિત થાય છે." વૈકુંઠનાથે અનુકંપા દર્શાવીને અમુક સારાસારવિવેકનું સમર્થન કર્યું.

"આપના વિચારોને જરા સ્પષ્ટતાથી જણાવશો, નાથ?" સરસ્વતીએ પ્રાર્થના કરી.

વૈકુંઠનાથે પોતાની શંકાને યોગ્ય શબ્દોમાં દર્શાવતાં કહ્યું કે: "મારા મનમાં એક શંકા આવે છે અને તે એ કે, ત્યાં જંગબારમાં કૃષ્ણાબાઇનાં બીજાં સગાં સંબંધી કોણ છે અને જો તેમનાં ત્યાં કોઈ પણ નિકટ સંબંધી હોય, તો તેમણે આ બાઇને ત્યાંથી આવી રીતે કેમ રવાના કરી હશે, એની કશી પણ કલ્પના કરી શકાતી નથી. સ્ત્રીનું હૃદય ચંચળ હોય છે અને જો તેને અનુકૂલ સંયોગો આવી મળે છે તો પછી તે વધારે ચંચળ થઈ જાય છે એટલે એ બાઇથી

કાંઇ એવી ભૂલ તો નહિ થઇ ગઇ હોય કે જેનું આ પરિણામ આવવાનો સંભવ માની શકાય? અથવા એ બાઇના સ્વભાવમાં તો કાંઇ વિલક્ષણતા નથી? કદાચિત્ તેવું કાંઈ હોય, તો તો એ વિશે વિચાર તો કરવોજ જોઇએ. જો આવી સ્થિતિ હોય, તો આપણા ગૃહમાં એ બાઇને આશ્રય આપવો અને એમના અધિક સમાગમમાં આવવું, એ આપણામાટે મહા ભયંકર ઘટનાજ કહી શકાય. આવા એક બે બનાવો મારા જોવા તથા અનુભવવામાં આવેલા હોવાથી દૂધનો દાઝયો છાશ પણ ફુંકીને પીએ, એ નિયમને અનુસરીને મારે લાચારીએ આમ કહેવું પડે છે. કોઈ પણ કાર્ય સંપૂર્ણ વિચાર કરીનેજ કરવું કે જેના યોગે પછીથી પશ્ચાત્તાપનો પ્રસંગ આવીજ ન શકે.”

“નાથ, આપની આ શંકા જો કે સત્ય અને સકારણ છે, છતાં મને પોતાને મારી બાલ્ય સખી કૃષ્ણાનો જે અનુભવ છે તેના આધારે હું એટલું તો કહી શકીશ કે, નથી એના સ્વભાવમાં એવી કશી વિલક્ષણતા કે નથી એના હાથે કોઈ એવો અક્ષમ્ય અપરાધ થવાનો સંભવ. કેટલીકવાર શાંત તથા નમ્ર સ્વભાવની સ્ત્રીને જે ગરીબ ગાયના નામથી ઓળખવામાં આવે છે, તેવીજ એ પણ એક ગરીબ ગાય છે, એવોજ મારો અભિપ્રાય છે. જો પાછળથી એના સ્વભાવમાં કાંઇ વિલક્ષણ પરિવર્ત્તન થયું હોય, તો તે વિશે હું કાંઇ પણ નિશ્ચયાત્મક કહી શકતી નથી. છતાં કોઈના ગુણ કિંવા અવગુણને જાણી લીધા વિના તેના વિશે આપણે આપણા હૃદયમાં કોઈ પણ પ્રકારની કુશંકાને સ્થાન આપવું ન જોઇએ, એવો શિષ્ટ જનોનો ઉપદેશ છે, એ તો આપ જાણોજ છો, હવે એ જ્યારે અહીં આવી છે અને આપણા ગૃહમાંજ ઉતરી છે, તો વખતના જવા સાથે પોતાની મેળેજ એના ગુણ તથા સ્વભાવનો આપણને પરિચય થતો જશે.” સરસ્વતીએ અતિશય નમ્રતા તથા વિવેકથી કૃષ્ણાની ઉત્તમતાના પક્ષનું સમર્થન કરતાં એ પ્રમાણેનાં વાકયો ઉચ્ચાર્યાં.

“હું તારા કથનને સર્વ પ્રકારે સત્ય માનું છું; છતાં એમાંથી વળી બીજો એક પ્રશ્ન ઉદ્ભવે છે અને તે એ કે, કદાચિત્ એ બાઇ બહુજ સારા સ્વભાવનાં અને સદ્વર્તનશાલિની હોવા છતાં આપણાં ઘણાંક ઘરોમાં ચાલે છે તેમ કુટુંબકલેશ કિંવા અસહ્ય અત્યાચારથી કંટાળીને ભાગી આવ્યાં હોય અને પાછળથી એમનાં સંબંધીઓ પોતાના અપરાધને ઢાંકવામાટે એમનાપર અને એમના આશ્રયદાતાપર

જો કોઈ બનાવટી આરોપ લાવે, તો તે વેળાયે આપણે શું કરવું વારૂ ? જ્યારે આવો કોઇ પણ પ્રસંગ આવીને ઉપસ્થિત થાય છે, ત્યારે તેનું પરિણામ એજ આવે છે કે, સત્ય તો જ્યારે પ્રકાશમાં આવે ત્યારે ખરૂં, પણ પ્રથમ તો આવી પીડિતા અબળાને આશ્રય આપનાર પોતેજ લોકનિન્દાને પાત્ર થઇ પડે છે. ઈશ્વર કરે અને આવો પ્રસંગ આપણા શિરપર ન આવે!" વૈકુંઠનાથે એક બીજા શક્ય ભાવિ ભયની સૂચના આપી.

"પ્રાણપતિ, આપ વિદ્વાન્ છો અને વિદ્વાનોના હૃદયમાં સાધારણ મનુષ્યો કરતાં કલ્પનાનું સામ્રાજ્ય અધિક પ્રબળ હોય છે, એ હું સારી રીતે જાણું છું. પરંતુ આ વિષયમાં આટલી બધી કલ્પના કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. કૃષ્ણા ત્યાંથી ભાગી આવી, હોય એ તો કદાપિ સંભવેજ નહિ; છતાં એક બે દિવસમાં જે હશે તે એના પોતાના મુખથીજ આપણા જાણવામાં આવી જશે, એટલે અત્યારેજ અધિક ચિન્તા કરવા જેવું નથી. અત્યારે તો આગંતુક અતિથિનો યોગ્ય આદર સત્કાર કરવો, એજ આપણું પરમ કર્તવ્ય છે. આપ બુદ્ધિમાન્ છો, એટલે મારા જેવી એક અલ્પમતિ નારી આપને વધારે શું કહી શકે?" સરસ્વતીએ સ્વામીની શંકાનું નિરસન કર્યું.

"તું પણ એક વિચારશીલ અને બુદ્ધિમતી વનિતા હોવાથી મારે પણ કાંઈ વધારે કહેવા જેવું નથી. પોતાની શક્તિ અનુસાર અતિથિનો સર્વ પ્રકારે યોગ્ય આદર સત્કાર કરવો, એ ગૃહસ્થોનો ધર્મ છે અને એ ધર્મના પાલનમાટે મારી તને સંપૂર્ણ અનુમતિ છે. એ દુઃખિની બાઇને કાંઈ પણ ઓછું આવવા દઈશ નહિ અને એમની યોગ્ય સેવા કરજે." વૈકુંઠનાથે અંતે પોતાની પ્રાણેશ્વરીના પ્રસ્તાવને પૂર્ણ માન આપ્યું અને તે સાથે પોતાની કુલીનતાનો પણ પરિચય કરાવી દીધો.

આ અને એ વિષયને અનુસરતા એવાજ બીજા વાર્ત્તાલાપમાં સમય વીતતાં લગભગ સાડા ત્રણ વાગવાનો સમય થવા આવ્યો. વૈકુંઠનાથને બપોરે અગિયાર કે બાર વાગે જમી લીધા પછી તરત વામકુક્ષી કરવાની ટેવ હતી, પણ આજે વામકુક્ષીનો સમય જાગરણ તથા સંભાષણમાંજ વીતી ગયો. ચાર વાગે સરસ્વતીએ ક્લાઇમૅક્સ સ્ટવ સળગાવીને ચાહનું આંધણ ચઢાવ્યું; અને ત્યાર પછી નિદ્રાધીન

કૃષ્ણાને ઊંઘમાંથી જગાડી ચાહ પી લીધા પછી સરસ્વતીએ પોતાના પતિને આજે બહાર ફરવા જવામાટેની ઇચ્છા દર્શાવી અને વૈકુંઠનાથનું અનુમોદન મળતાં અમો સર્વ ગાડીમાં બેસીને બૅન્ડસ્ટૅન્ડપર ફરવા ગયા અને ત્યાંથી વળતાં સિનેમેટોગ્રાફનો પ્રથમ પ્રોગ્રામ જોઇને પાછાં ઘેર આવ્યાં. ઘેર આવીને મેં તથા સરસ્વતીએ મળીને ઝટ ખીચડી અને કઢી કરી નાખી અને જમીને તરત વૈકુંઠનાથ કાંઇ કામ હોવાથી બહાર જવાને તૈયાર થયા. મારા પતિ પણ તેમની સાથે જવાથી વિધુ તથા મારો પુત્ર નિદ્રાવશ થતાં મને તથા સરસ્વતીને કૃષ્ણા સાથે એકાંતમાં વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો.

પુરુષોના જવાપછી ગૃહમાં અમો સ્ત્રીઓનું સ્વતંત્ર સામ્રાજ્ય થતાં અમોએ વૈકુંઠનાથના લખવાના રૂમમાં જઇ અમારી કમીટી ભરવાનો નિશ્ચય કર્યો અને તે નિશ્ચય પ્રમાણે તે રૂમમાં અમોએ અમારી છાવણી નાખી દીધી. સરસ્વતી પોતાના પતિના ટેબલ્ પાસેની ઇઝીચેરમાં પડી. કૃષ્ણા પાસેના કોચપર હથેલીપર મસ્તકને ટેકાવીને બેઠી અને હું એક કુરસીપર બેસી ગઇ. પ્રથમ તો અમોએ પાન, સોપારી, એલચી અને સેકેલા ધાણા આદિ મુખવાસના પદાર્થોને યોગ્ય ન્યાય આપ્યો અને ત્યાર પછી સરસ્વતીએ કૃષ્ણાના વૃત્તાંતને જાણવાના ઉદ્દેશથી કરવા ધારેલા સંભાષણના મંગલાચરણરૂપ પ્રશ્ન પૂછ્યો કે :—

"બહેન કૃષ્ણા, તું તો જંગબાર ગઈ તે ગઇજ અરે ભુંડી, ત્યાં તારો બાર વર્ષનો લાંબો કાળ વીતી ગયો. છતાં તેં કોઇ વાર એક કાગળ પણ મને ન લખ્યો, એજ તારી લાગણી અને તારી મૈત્રી કે ? પરદેશમાં તો કાગળનાજ મેળાપ હોય છે, એટલો વિચાર પણ તેં ન કર્યો ? તારા પતિના નામનું મને સ્મરણ ન હોવાથી તેમજ તારું સરનામું પણ મારી પાસે ન હોવાથી અનેકવાર કાગળ લખવાની ઇચ્છા થવા છતાં પણ મારાથી કાગળ લખી શકાયો નહોતો. જો તારા સરનામાની મને ખબર હોત, તો હું અવશ્ય મહિને મહિને કાગળ લખ્યા કરત ! પરંતુ તારી પાસે એ બચાવ નથી; કારણ કે, તેં મારા પતિના નામનો તાર કર્યો છે, એથી સ્પષ્ટ જણાય છે કે, તું મારા પતિના એડ્રેસને સારી રીતે જાણતી હતી. તો હવે કહે કે, તેં આટલા દિવસ મૌનનું અવલંબન શા કારણથી કર્યું હતું ?"

એના ઉત્તરમાં કૃષ્ણા ગંભીરતાથી કહેવા લાગી કે: " સરસ્વતી, આમ ઉતાવળી ન થા અને એ વિષેનો મારો ખુલાસો જરા શાંતિથી સાંભળી લે. હું તારા પતિના સરનામાને જાણતી ન હોતી; પરંતુ જ્યારે એવોજ સમય આવી લાગ્યો, ત્યારે આવશ્યકતા શોધ ખોળની માતા હોય છે, એ ન્યાયે પ્રમાણે કલ્પનાથીજ મેં તારા પતિના એડ્રેસનો શોધ કર્યો હતો. તારા પતિનું નામ તો મારા જાણવામાં હતુંજ એ તો તું જાણેજ છે; તારા પતિનાં પુસ્તકો જે છાપખાનામાં છપાઇને પ્રકટ થાયછે, તે છાપખાનાનું નામ, તારા પતિનાં ચાર પાંચ પુસ્તકો મારાં વાંચવામાં આવેલાં હોવાથી, મારા સ્મરણમાં હતું અને તેથી જો છાપખાનાના સરનામાંથી હું તાર મોકલીશ, તો તારા પતિ ગમે ત્યાં હશે, તોપણ તે છાપખાનાવાળા તે તાર તારા પતિપર મોકલી દેશે; એવી ધારણાથી મેં તાર છાપખાનાના એડ્રેસથી મોકલ્યો હતો અને મારી ધારણા પ્રમાણે તે તાર તેમને પહોંચ્યો કે જેના પરિણામે હું અત્યારે અહીં નિર્ભય અવસ્થામાં બેઠી છું. હવે તું મારી અતિશય પ્રિય બાલમૈત્રિણી હોવા છતાં બાર વર્ષના કાલાવધિમાં મારાથી તને એક કાર્ડ અથવા એક કાગળ પણ કેમ અને શા કારણથી ન લખી શકાયો, એના કારણને દર્શાવતાં મારે મારા લગ્ન પછીની સાદ્યન્ત કર્મકથા તને વિસ્તારપૂર્વક સંભળાવવી પડશે. મારી તે કથાને વર્ણવતાં મારૂં હૃદય તો વિદીર્ણ થશેજ; પણ મારી વ્હાલી સખી, તે સાંભળીને તારા હૃદયમાં પણ ભયાનક આઘાત થવાનો સંભવ છે અને તેથી તે કથાને વર્ણવતાં મારૂં મન કાંઇક અચકાય છે." આ છેલ્લા શબ્દો ઉચ્ચારીને કૃષ્ણાએ એક ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો.

" પરંતુ હૃદયની કોઇ પણ દુઃખદાયિની ગુપ્ત કથાનો કોઇ પણ હિતૈષિણી વ્યક્તિ સમક્ષ સ્ફોટ કરવાથી હૃદયનો ભાર કાંઇક ઓછો થઇ જાય છે, એવો વિદ્વાનોનો અભિપ્રાય હોવાથી એ દુઃખના ભારને ઘટાડવામાટે તારે પોતાની એ કથા અમને સંભળાવવી તો પડશેજ અને તે કથા સાંભળીને જો મારા હૃદયમાં આઘાત થશે, તો તેને હું સહન કરી લઇશ; પરંતુ તારો વૃત્તાંત તો સાંભળીશ કે જેથી તારા ભાવિ સુખના માર્ગની મારાથી કાંઈ પણ વ્યવસ્થા કરી શકાય. તારા ગત જીવનને જાણ્યાવિના મારાથી કોઇ પણ પ્રકારના નિશ્ચયપર ન આવી શકાય એ તો કોઇ પણ કહી શકે તેમ છે; કારણ કે, મનુષ્યનો ભૂતકાળજ તેના ભવિષ્ય કાળની દિશાને સૂચવનારો હોય છે, એ એક સર્વમાન્ય સિદ્ધાંત છે." સરસ્વતીએ સ્નેહાર્દ્ર હૃદયથી કહ્યું.

"તારી એવીજ ઈચ્છા છે, તો ભલે મારી કર્મકથાને સાંભળી લે." એમ કહીને કૃષ્ણાએ પોતાની કર્મકથાનો નીચે પ્રમાણે આરંભ કર્યો:—

## પ્રકરણ ૧૭ મું
### કૃષ્ણાની કર્મકથા

"આપણા ગામથી બે અઢી ગાઉપર આવેલા........નામક ગામમાં આપણી ન્યાતનો જંગબારમાં વ્યાપાર કરતો શિવજીવન નામનો લગભગ ૪૫ થી ૫૦ વર્ષના વયનો એક ગૃહસ્થ આવ્યો હતો અને તેણે મારા પિતાને 'જંગબારમાં મારો સારો વ્યાપાર ચાલે છે, મારી પચીસથી ત્રીસ હજારની મિલ્કત છે, વર્ષે બે ત્રણ હજારની આવક છે, પાંચ હજારનો મારો વીમો છે અને પાછળ ખાનાર પીનાર કોઇ નથી; માટે જો તમારી પુત્રીનો મારી સાથે લગ્નસંબંધ કરી આપો, તો મારૂં પણ ઘર મંડાય અને જો તમારી પુત્રીને સંતાન થાય તો મારી ભવિષ્યની ચિંતા ટળી જાય. અત્યારે તો બધી મિલ્કતની માલિક તમારી પુત્રીજ થશે. આવો લાભ છે; પછી તો જેવી તમારી ઈચ્છા.' આવી મોટી મોટી અને લાંબી લાંબી વાતો સંભળાવી લોભાવ્યા અને મારા જૂના જમાનાના ભોળા બાપ તેના દાવમાં આવ્યા. એ પછી તે વેળાએ મારી માત્ર બાર વર્ષની ઉમર છતાં પચાસ વર્ષના વર સાથે મારો લગ્નસંબંધ થયો અને પરણીને તે બુઢ્ઢો મને તરત જંગબાર લઇ ગયો: એ બધી વાત તારા જાણવામાં હોવાથી વધારે વિસ્તારથી કહેવાની અગત્ય નથી. જો તે વેળાયે મારી માતા જીવતી હોત, તો કદાચિત્ આ સંબંધ તે થવા દેત નહિ, પણ એ વિચાર હવે નિષ્પ્રયોજન છે. જે મારા ભાગ્યમાં લખાયલું હતું તે બન્યું.

"જંગબારમાં જવા પછી મારા જાણવામાં આવ્યું કે, મારા પહેલાં શિવજીવનની બે બાયડીઓ થઇ હતી અને તેમાંની પહેલીએ ત્રણ છોકરા અને બીજીએ એક પુત્રને જન્મ આપ્યો હતો. એ સવ પુત્રો જીવતા હતા. પહેલી બાયડીના બે મોટા છોકરા પરણેલા હતા

અને તેમની સ્ત્રીઓ પણ ત્યાં જંગબારમાંજ હતી. તે બન્ને પિતા સાથે ધંધામાં જોડાયલા હતા અને બીજા બે છોકરા વયમાં નાના હોવાથી નિશાળમાં ભણુતા હતા. સહુથી મોટો પુત્ર તો ચાર સંતાનોનો પિતા પણ થઇ ચૂક્યો હતો. આ બન્ને છોકરાની બાયડીઓ મારા કરતાં મોટી ઉમ્મરની હતી; એટલે વહૂઓ મોટી અને સાસૂ નાની. એ હાસ્યરસનો પ્રત્યક્ષ નમૂનો ત્યાં મારા જવા પછી લોકોના જોવામાં આવ્યો. જો કે શિવજીવનના એ ત્રીજી વારના લગ્નમાટે તેના પુત્રો અને પુત્રવધૂઓની સંમતિ તો નહોતી, પરંતુ બુઢ્ઢો પોતે જરા વિલાસી હોવાથી તેના અતિશય આગ્રહને વશ થઈ તેમણે એવી શર્તે એ લગ્ન કરવાની અનુમતિ આપી હતી કે, 'તમારી નવીને ઘરમાં કામ કરનારી એક ચાકરડીના હક હોય તેના કરતાં કાંઈ પણ વધારે હક આપવામાં આવશે નહિ અને જો તેને છોકરો થશે તો તેને અમે અત્યાર સુધીની મિલ્કતમાંથી કશો પણ ભાગ આપીશું નહિ. એ શર્ત કબૂલ હોય તો ભલે એકને બદલે બે બાયડીઓ કરી લાવો; રોટલા ખાઓ અને મોજ કરો.' અને કોણુ જાણે શા કારણુથી દીકરાથી દબાયલા ડોકરાએ આ વાત કબૂલીનેજ મારી જોડે લગ્ન કર્યું હતું. આ બધી બીના જંગબારમાં તેમની એક ચાકરડીના મોઢેથી મારા જાણુવામાં આવી. જો કે પ્રથમ તો તેની એ વાત મને માનવા જોગ ન લાગી, પણુ જ્યારે એનો પ્રત્યક્ષ પરિચય થવા માંડ્યો, ત્યારે હું મારા પિતાને અને સાથે મારા દુર્ભાગ્યને અનેકાનેક અભિશાપ આપવા લાગી. લગ્નસમયે મારા ધણીએ જે થોડાં ઘણાં ઘરેણાં અને લૂગડાં મારામાટે કરાવ્યાં હતાં, તે પણુ ત્યાં જતાંની સાથેજ મારી પાસેથી લઇ લેવામાં આવ્યાં. માત્ર નાકમાં સોનાની બારીક સળી અને હાથમાં કાચની બંગડી સાથે ત્રણુ તોલાની સોનાની ઝીણી ચાર બંગડી એટલામાંજ મારા સર્વ અલંકાર આવી રહેતા હતા. ગણીને બે ઘાઘરા, બે કમખા ને બે સાલ્લા મને મોટા દીકરાની વહૂએ આપ્યા અને તે એક વર્ષ સૂધી ચલાવવાની સખ્ત તાકીદ પણ આપી દીધી. હું ગઇ અને બીજા દિવસથીજ રાંધવા સીંધવાનું, વાસણુ ઉટકવાનું, ઘરમાં વાસીદું વાળવાનું, દળવા ખાંડવાનું અને પાણી ભરવા વગેરેનું કામ મને સોંપવામાં આવ્યું અને રાતે બુઢ્ઢા ધણીના ડીલ અને પગ દાબવામાં બે ત્રણુ કલાકની મજૂરી કપાળે ચોંટી તે તો વળી વધારામાંજ. બન્ને વહૂઓ પટરાણી થઇને હુકમ ચલાવે અને મારે તેમના

હુકમને તાબે થવું; એવા પ્રકારનો આરંભ થયો. હું ઘરની ધણી-યાણી નહિ, પણ ગુલામડીના અવતારમાં ફેરવાઇ ગઇ. ઘરમાં બધાં મળીને બાર તેર માણસ હોવાથી કામનું એટલું બધું દબાણ રહેતું હતું કે સવારમાં પાંચ વાગ્યાથી તે દશ વાગતાં સુધી એક પળ માત્ર-નો પણ જંપીને બેસવાનો કે વીસામો લેવાનો અવકાશ મને મળી શકતો નહોતો, તેમજ રાતે ઊંઘવાનો પણ કોઇ વાર મને ત્રણ કલાક-થી વધારે વખત મળતો નહોતો; છતાં ગામડામાં અને તે પણ માતા-ના છત્ર વિના હું ઉછરીને મોટી થયેલી હોવાથી અને ઘરકામની ટેવા-યલી હોવાથી એ સર્વ અત્યાચારોને મૂગે મોઢે સહન કરતી હતી અને કોઇ કોઈ વાર રાતે રડીને મારા આંતરિક દુઃખના ઉભરાને બહાર કાઢતી હતી. જેને હૃદયની આ પીડા કહી શકાય એવું કોઇ માણસ પણ મારા નિકટમાં નહોતું.

"આટ આટલી ગુલામગિરી કરવા છતાં પણ જો કોઇ વેળાએ હું રજસ્વલા હોઉં અથવા એ દિવસ તાવ આવી ગયો હોય કે કોઇ કામમાં જરાક ભૂલ પડી હોય, તો મારી વહૂઓ મને જેમ આવે તેમ બોલતી; એટલુંજ નહિ, પણ પોતાના ધણીઓને ઉસ્કેરીને એવા તો તૈયાર કરતી કે, તેઓ એક સાધારણ ચાકરડીને પણ ન ભાંડી શકાય તેવી ગાળો, હું તેમની ઓરમાન મા હોવા છતાં, મને બેધડક ભાંડતા હતા અને કોઈ કોઇ વાર તમાચા અને લાતનો સ્વાદ પણ ચખાડી દેતા હતા. આટલું છતાં જો પતિ તરફનું મને કાંઇ પણ સુખ હોત, તો તો એ દુઃખની પણ હું વધારે પરવા કરત નહિ; પરંતુ પતિના સુખનો પણ સંપૂર્ણ અભાવ હતો. ત્યાં જવા પછી પાંચ વર્ષ આવી હાડમારીમાં વીતાડી હું સત્તર વર્ષના વયની થઇ અને યૌવનના વસંતકાળમાં આવી પહોંચી, છતાં વૃદ્ધ પતિના સમાગમથી સંસારનું જે સુખ મળવું જોઇએ તે મને મળી શકતું નહોતું અથવા મળતું હતું, તો તે એટલા મંદ પ્રમાણમાં કે તેની સુખમાં ભાગ્યેજ ગણના કરી શકાય. એવી રીતે જ્યારે ચારે તરફથી નિરાશાનાં વાદળ ઘેરાઇ આવતાં મને મારા જીવનનો કંટાળો આવવા લાગ્યો, ત્યારે હૃદયને અન્ય વિષયમાં વાળી જો મેળવી શકાય તો કોઇ પણ પ્રકારના આનંદને મેળવવાના વિચારથી મેં ભણવાનો આરંભ કર્યો; પરંતુ એમાટે પણ મારી વહૂઓની તાનાબાજી ચાલવા લાગી. તેઓ વારં-વાર કહેતી કેઃ 'લ્યો બાઇ સાહેબ હવે ભણીને બારીસ્ટર થવાના છે

ને કોરટમાં કજીયા લડશે.' એમ એક કહેતી, એટલે બીજી ટહુકો પૂરતી: 'અરે નારે એ તો મરવાની અણીપર આવી લાગેલા ખડિયા ખડખડ ધણીને મરણુ વેળાએ પોતેજ ગીતા ને ભાગવત વાંચી સંભળાવશે અને રંડાયા પછી ગરુડપુરાણુ પણુ પોતેજ વાંચશે, એટલા-માટે ભણે છે!' છતાં એની જરાપણુ દરકાર ન રાખતાં હું મારા સ્વીકારેલા કાર્યમાં દઢ રહી અને છ આઠ મહિનામાં મને વાંચતાં લખતાં આવડી ગયું."

તેને આગળ બોલતી અટકાવીને વચ્ચે સરસ્વતીએ સવાલ કર્યો કે: "તું જ્યારે આટલી બધી દુઃખિની હતી અને વળી વાંચતાં લખતાં તને આવડી ગયું હતું; તો પછી તેં તારા પિતાપર કે અમારાપર કેમ કાંઇ લખી ન મોકલ્યું કે તારા સુખમાટેની કોઇ કાંઇ વ્યવસ્થા તો કરી શકે. આ તારી મોટી ભૂલજ કહેવાય."

"એ મારી ભૂલ નથી; પણુ મારાપર ત્યાં થયેલા જુલ્મોનુંજ એક પરિણામ છે. જંગબારમાં આપણી ન્યાતનાં ઘણાં ઘર છે અને કેટલીકવાર આપણી ન્યાતીલીઓ અમારે ત્યાં આવતી હતી, પણુ તેઓ આવે ત્યારે તેમની જોડે કોઇ પણુ જાતની વાતચીત કરવાનો મને સખ્ત મનાઇહુકમ હતો; કારણુ કે, હું દુઃખની વાત કોઇને કહી દઇશ તો તેમની નિંદા અને ચર્ચા થવા માંડશે, એવી તેમને ભીતિ હતી; તો પછી બહાર નીકળવાની છૂટ તો મને કયાંથીજ હોય ચારૂ? આમ છતાં ધારો કે, હું કાગળ લખવાનું કોઇ રીતે સાહસ કરૂં, પણુ કાગળપર ચોડવાની ટિકિટ જેટલા પૈસા પણુ કોઇ દિવસ મારા હાથમાં આવતા ન હોતા. હું જંગબાર ગઈ ત્યારથી તે જંગ-બારથી અહીં આવવા નીકળી ત્યાં સુધીમાં રોકડા પૈસાએ મારા હાથને સ્પર્શ કર્યો નહોતો. કદાચિત્ નૉટપેડ કાગળ મોકલી શકાત, પણુ મને પરણાવ્યા પછી મારા પિતાનો કોઈ તીર્થસ્થાનમાં નિવાસ કર-વાનો નિશ્ચય હોવાથી અને તમારા સરનામાની ખબર ન હોવાથી કાગળ કયાં મોકલવો, એ પણુ એક મોટામાં મોટો સવાલ હતો. માત્ર છોકરાઓની એટલી મેહરબાની કે કોઇ કોઈ વાર, તેઓ લાય-બ્રેરીમાંથી કેટલીક ચોપડીઓ વાંચવા લાવતા હતા અને તે મને વાંચવા દેતા હતા. એ વાંચન એટલું કામ આવ્યું કે છેલ્લી ઘડીએ હું તારા પતિને તાર કરી શકી." કૃષ્ણાએ ઉત્તરમાં જણાવ્યું.

"વારૂ પછી શું થયું?" સરસ્વતીએ આતુરતા દર્શાવી.

"એ પછીના વર્ષમાં એટલે કે, અઢારમે વર્ષે ગર્ભવતી થવાનો વિશેષ કોઇ પણ પ્રકારનો સંભવ ન હોવા છતાં ભાગ્યના ચમત્કારથી કહો કે અન્ય કોઇ પૂર્વજન્મના કર્મફળરૂપ કહો; પણ હું ગર્ભવતી થઇ. સગર્ભા હોવા છતાં મારાપરનો ત્રાસ તો તેવો ને તેવોજ કાયમ રહ્યો. ઘરની જે વેઠ હું કરતી હતી તે આઠ માસનો ગર્ભ થયો ત્યાં સુધી કરતીજ રહી. નવમા માસમાં જ્યારે મારા શરીરમાં ઊઠવાની પણ શકિત ન રહી, ત્યારે લાચારીએજ 'નહિ કામની કે કાજની દુશ્મન અનાજની,' એવી મારી વહૂએ લાચારીએ અને ન છૂટકે ઘરનું કામકાજ કરવા માંડ્યું. યથાસમય મેં એક પુત્રને જન્મ આપ્યો. એ સુવાવડમાં પણ પ્રથમ પ્રસૂતિનો પ્રસંગ હોવાથી જોઇએ તેવી સંભાળ ન લેવાયાથી મારી એવી દુર્દશા થઈ કે જેનું વર્ણન હું કરી શકતી નથી. માત્ર ઈશ્વરની કૃપાથી એ સુવાવડમાંથી હું જીવતી ઊઠી શકી. અસ્તુઃ બાળકના મુખને જોઇ અને તેની નિર્દોષ ચેષ્ટાઓનું અવલોકન કરી હું મારા દુઃખને ભૂલી જવાની આશાથી હર્ષિત થઇ; પણ અફસોસ કે એટલું સુખ પણ મારા ભાગ્યમાં લખાયલું નહોતું. જેવી હું ચાલતી ફરતી થઇ કે પાછી મને આગળ કરતાં પણ વધારે ભારી વૈતરાના ગાડામાં જોડી દેવામાં આવી; એટલે સુધી કે રડતા બાળકને છાનું રાખવાનો કે તે ભૂખ્યું થાય ત્યારે સ્તનપાન કરાવવાનો પણ અવકાશ મને ભાગ્યેજ મળી શકતો હતો; તો પછી તેને નીરાંતે રમાડી એક માતા તરીકેનો લ્હાવો લેવાનો સમય મળે એ તો આકાશપુષ્પની આશા રાખ્યા જેવુંજ કહેવાય. બિચારા બાળકનું પણ દુર્ભાગ્ય કે મારા જેવી અભાગિની માતાના પેટે તેણે અવતાર લીધો!"

આ છેલ્લાં વાક્યો ઉચ્ચારતાં એક માતા તરીકેની લાગણીઓ ઉસ્કેરાઈ આવવાથી દુઃખિની કૃષ્ણાનાં નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી અને તેની વાચા બંધ થઇ ગઈ. ઘણીવાર સુધી તેનાથી બોલી શકાયું નહિ. આવા પ્રસંગે આશ્વાસન વિશેષ વેદનાવર્ધક થઇ પડે છે, એ તત્ત્વને સરસ્વતી સારી રીતે જાણતી હોવાથી તેણે પણ તેનું સાંત્વન કરવાને બદલે મૌનનુંજ અવલંબન કરી લીધું.

કેટલીકવાર પછી અશ્રુના વહનથી હૃદયનો ભાર ઓછો થતાં કૃષ્ણા પુનઃ પોતાના વૃત્તાંતને આગળ લંબાવતી કહેવા લાગી કેઃ—

"આવી પરિસ્થિતિમાં પણ, જેમ અરણ્યમાંનાં કેટલાંક વૃક્ષો કોઇ પણ જાતની સારવાર કે સંભાળ ન હોવા છતાં ઉંચાં વધતાં જાય છે, તેવી રીતે મારૂં બાળક પણ કોઇ પ્રકારની સંભાળ ન હોવા છતાં દિવસે દિવસે મોટું થવા લાગ્યું અને પોતાની કાલીઘેલી વાણી તથા નિર્દોષ ચેષ્ટાથી મારાં કાન તથા આંખોને આનંદ આપવા લાગ્યું. કાળ તો જે હોવાનો તેજ હોય છે એટલે સુખના કે દુઃખના કોઇ પણ પ્રકારના દિવસો કાયદા પ્રમાણે વીતતા જાય છે. જે ભેદ છે તે માત્ર એટલોજ કે, સુખમાં વીતેલો એક વર્ષનો કાળ આપણને એક દિવસ જેવો દેખાય છે, ત્યારે દુઃખમાં વીતતો એક દિવસ એક યુગ જેવો જણાય છે મારા યુગ સમાન દિવસોનાં બનેલાં બીજાં ચાર વર્ષ પણ વીત્યાં અને મારૂં બાળક ચાલવા તથા દોડધામ કરવા લાગ્યું. તેને જોઈ મારા મનમાં એ દૂરની આશાનો ઉદ્ભવ થયો કે, કાલ સવારે મારો દીકરો મોટો થશે એટલે મારા દુઃખના દિવસોનો અંત આવી જશે. પણ એ આશાની સફળતા જોવાનો સમય મારા ભાગ્યમાં લખાયલો નહોતો. એજ સમયમાં મારા વૃદ્ધ પતિને સંગ્રહિણી નામક રોગ લાગૂ પડયો અને તે રોગ પંદર વીસ દિવસમાં તો એટલો બધો વધી ગયો કે, જાજરૂ સૂધી જવાની પણ તેનામાં શક્તિ ન રહી અને દિવસમાં વીસ વાર મળનાં કુંડાં બહાર નાખવા જવાનું મારા માથા-પર નવું કામ આવી પડયું. બાપની કમાઇના હકદાર વારસ બની બેઠેલા મોટા જુવાન જોધ દીકરા, કે તેમની વહૂઓ કદાપિ પાસે આવતાં નહોતાં અને ચોવીસે કલાક મારેજ મારા રુગ્ણ પતિની સેવામાં હાજર રહેવું પડતું હતું. દીકરાઓ જોઇએ તેટલા પ્રમાણમાં પિતાના રોગના ઉપચાર પણ કરતા નહોતા; કારણકે, તેમનો આંતરિક ભાવ તો એજ હતો કે, બુઢ્ઢો વહેલો ઉકલી જાય અને પીડા ટળે તો વધારે સારૂં. અંતે ચાર મહિના ખાટલો ભોગવી, રીબાઇ રીબાઇને મારો વયોવૃદ્ધ પતિ મરણના પંથે પડી ગયો અને તેના વ્હાલા (!) દીકરાઓનો મનોભાવ સિદ્ધ થયો.

"બસ થઇ ચૂક્યું; એક નામ માત્રનો આધારરૂપ ડગમગતો થાંભલો હતો, તે પણ આમ અચાનક ધસી પડયો અને હૂં નિરા-ધાર થઇ ગઇ. આપણામાં એવો રિવાજ છે કે, જો સ્ત્રી નાની ઉમ-રની હોય અને રંડાય તો ચૂડો ફોડી નાખવા છતાં સોનાની બંગડીઓ તો અમુક સમય સૂધી તેના હાથમાં રહેવા દે છે અને પછી સોનાની

ચૂડ કરીને પહેરાવે છે; પણ આતો મારા પતિના શબને સ્મશાનમાં બાળીને આવ્યા કે તરતજ મારા ઓરમાન દીકરાઓએ પોતાની પ્રાણેશ્વરીઓની શીખવણીથી મારા હાથમાંની સોનાની ઝીણી બંગડીઓ પણ ઉતારી લીધી. બીજે દિવસે જ્યારે ન્યાતની સ્ત્રીઓ કૂટવા આવી અને મારા અડવા હાથને જોઇ ચર્ચા ચલાવવા લાગી ત્યારે વળી શરમને લીધે મને બંગડીઓ પાછી આપવામાં આવી કે જે હજી સૂધી મારા હાથમાં કાયમ છે. પતિના જીવતાં જ્યાં મારો ગુલામડીનોજ અવતાર હતો, ત્યાં વિધવા થવા પછી પીડામાં શી ખામી રહે વારૂ ? હવે તો મારામાટે શૂળીપર રહેવાનો વખત આવી લાગ્યો. વહૂઓ વારંવાર એમજ કહેતી કે: 'રાંડ છપ્પરપગીએ આવીને અમારા સસરાનો જીવ લીધો;' એટલુંજ નહિ, પણ મને ઘરનાં બધાં માણસો, હું પવિત્ર હોવા છતાં, શંકાની દૃષ્ટિથી જોવા લાગ્યાં. કોઇ પણ રીતે મને પીડવી, એ તેમની જે મૂળ ભાવના તેજ આ સર્વ આડાં વર્ત્તનનું કારણ હતું. જેને કોઇ પણ રીતે વિવાદ ઉપસ્થિત કરવોજ હોય, તેને ગમે ત્યારે એક કે બીજું કારણ મળીજ આવે છે. મારા સબંધમાં પણ તેવુંજ બન્યું. મારા પતિના સ્વર્ગવાસને લગભગ આઠ મહિના થવા આવ્યા હતા અને હું ખૂણામાંજ હતી એવામાં એક દિવસ રાત્રે મારા જીવનમાં પરિવર્ત્તન કરનારી એક વિલક્ષણ ઘટના બની. બે ત્રણ દિવસથી મારૂં માથું દુ:ખતું હોવાથી તે રાત્રે મેં સોનામુખીનો સાદો જુલાબ લીધો હતો; મારા જે બે પરણેલા મોટા દીકરા હતા, તેમાંનો સહુથી મોટો દીકરો પોતાની સ્ત્રી સાથે, ત્યાં પણ મુંબઇ જેવી કેટલીક ચૅાલ હોવાથી, નીચે પહેલે માળે રહેતો હતો અને હું તેનાથી નાના દીકરાસાથે ઉપર બીજે માળે રહેતી હતી. અમારા ઘરમાં બે ઓરડા હતા. આગળ રસોઇનો ઓરડો અને પાછળ સૂવા બેસવાનો ઓરડો કે જેમાં રસોઇના ઓરડામાં થઇને જવાતું હતું અને જેની બારીઓ બહાર રસ્તાપર પડતી હતી. મોટો દીકરો અને વહૂ પાછળના ઓરડામાં અને મારા બીજા બે ઓરમાન દીકરા, મારો દીકરો અને હું ચાર જણ આગળના ઓરડામાં સૂતાં હતાં. રાતે લગભગ બાર વાગે મને વાડામાં જવાની હાજત થઇ અને હું ઉઠીને દરવાજો વાસી તાળું ટપકાવીને જાજરૂમાં ગઇ. ત્યાં પેટમાં વધારે પીડા થતાં હું એકવાર જઈ આવ્યા પછી કેટલીકવાર સૂધી ત્યાંજ ઉભી રહી અને ત્યારપછી પૂર્ણિમાની

અજવાળી રાત હોવાથી ઉપર અગાસીમાં જઇને ચંદ્ર તથા ચંદ્રિકાની નૈસર્ગિક શોભાનું અવલોકન કરવા લાગી. વાર્તાઓમાં જે કેટલાક આવા પ્રસંગોનાં વર્ણનો વાંચવામાં આવ્યાં હતાં તે સર્વ હૃદયમાં સ્ફુરી આવતાં મારૂં હૃદય નાના પ્રકારની કલ્પનાઓને એટલું બધું વશ થઇ ગયું કે ત્યાં મારો કેટલો સમય વીતી ગયો એનું મને જરા પણ ભાન રહ્યું નહિ. અચાનક કોઇના ઘરમાંના ઘડિયાળમાં થયેલા એના ટકોરા સંભળાયા અને તે સાથેજ મારી શુદ્ધિ ઠેકાણે આવતાં હું ઘરમાં જવાને નીચે ઊતરી. હું ઘરપાસે આવી એટલામાં તો ત્યાં મામલો બધો ફેરવાઇ ગયો હતો. જે ઓરડામાં હું ગઈ ત્યારે દીવો બુઝાવેલો હોવાથી અંધારૂં હતું ત્યાં ઝગમગાટ દીવો બળતો હતો અને મેં તાળું વાસી બહારથી બંધ કરેલાં બારણાં અંદરથી બંધ હતાં. બહારનું તાળું ગુમ થયું હતું. બે ચાર બૂમો પાડવા પછી બારણાં તો ઉઘાડવામાં આવ્યાં, પણ એ પળથીજ મારી ભયંકર દુર્દશાનો આરંભ થયો. હું અગાસીમાં હતી તે વેળાએ મારા છોકરાના રડવાથી મારો બીજો ઓરમાન છોકરો જાગી ઊઠયો હતો અને મને ત્યાં ન જોવાથી તથા બહાર તાળું વાસેલું હોવાથી મારા વર્ત્તન વિશે તેના મનમાં સંશય આવ્યો હતો. તાળાની બીજી કુંચી બારીમાંથી કોઈ પાડોસીને આપી તેણે તાળું ઉઘડાવી દીવો કર્યો હતો અને મારી વાટ જોઇને આખું ઘર બેઠું હતું. નીચેથી પોતાના મોટા ભાઇને પણ તેણે બોલાવ્યો હતો. તે બન્ને ભાઇઓ ‘ તું અત્યારે ક્યાં ગઇ’તી તે સાચે સાચું બોલી દે ! ’ એ સવાલની સાથે ભૂખ્યા વરૂ પેઠે લાત અને તમાચાથી મારા પર ટૂટી પડ્યા અને મને એવી તો મારી કે મારૂં શરીર સૂજી આવ્યું અને મારામાં બોલવાની શક્તિ પણ ન રહી. મેં તેમને જે ખરી બીના હતી તે જણાવી, પણ તે તેમના માનવામાં ન આવી અને તેથી તેમણે હવે લાત ગુસ્તાને બદલે મારા કોમળ શરીરપર સખ્ત લાકડીઓ ચલાવી. અંતે માર સહન ન થવાથી હું બેભાન થઇ ગઈ. સવારમાં આ વાત જ્યારે આડોશી પાડોશીમાં પ્રસરી ગઇ એટલે ચીબાવલાં બૈરાં–પોતે ગમે તેવી ચાલનાં હોય છતાં બીજાની ફજેતી જોઇ આનંદ માનનારાં બૈરાં–નાં ટોળેટોળાં અમારા ઘરના ઉંબરામાં આવીને એકઠાં થવા લાગ્યાં અને તેમની આગળ મારી નાની વહૂ જેમ સભામાં ભાષણ આપતી હોય તેમ રાતની વાત હસી હસીને વિસ્તારથી કહી સંભળાવવા

લાગી. મને માર એવો તો સખ્ત વાગ્યો હતો કે ત્રણ દિવસ સુધી અન્ન કે જળ લીધા વિના હું એક ને એક સ્થળે છોબંધ જમીનપર શરદીમાં પડી રહી; છતાં ઘરમાંના હિંસ્ર પશુઓને પણ નિર્દયતામાં શર્માવે તેવાં ક્રૂર માનવ પ્રાણીઓએ મારી કશી સારવાર પણ ન કરી અને વિવેક દેખાડવા પણ એકવાર ખાવા ન બોલાવી. બસ હવે મારો પિત્તો ઉછળી આવ્યો અને મેં તે રાક્ષસોના પંજામાંથી છૂટવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો.

"ઊઠવાની શકિત ન હોવા છતાં ત્રીજે દીવસે હું ઊઠી અને મારા છોકરાઓને બોલાવીને સાફ જણાવી દીધું કે: 'જુઓ; આ ઘરમાં આવ્યા પછી અને તમારી ઓરમાન મા થવા પછી મારા પર દુઃખના એવા તો ડુંગર આવી પડયા છે કે અત્યાર સૂધી હું જીવું છું એનું પણ મને આશ્ચર્ય થયા કરે છે. છેવટે વ્યભિચારનો આરોપ પણ મારા પર આવી ચૂકયો એટલે હવે એક પળ માત્ર પણ મારો તમારા ઘરમાં રહેવાનો વિચાર નથી; માટે જો આબરૂનો ખપ કરતા હો, તો મને મારા બાપને ગામ પહોંચાડી દ્યો, હું ત્યાં મેહનત મજૂરી કરીને મારૂં પેટ ભરીશ અને મારા દીકરાને મોટો કરીશ.' હું ઘરના કામકાજમાં મેહનતૂ અને ચાલાક હોવાથી જો કે તેમનો મને કાઢી મૂકવાનો નહિ, પણ હમેશાં દબાયલી રાખવાનોજ વિચાર હતો; પણ જ્યારે મને બિલ્કુલ ફરી ગએલી જોઈ ત્યારે લાચારીએ તેમણે એવો જવાબ આપ્યો કે: 'જવું હોય તો ભલે જા; તારો છોકરો પણ મળવાનો નથી અને પૈસા પણ મળવાના નથી; તું તારૂં ગમે તેમ ફોડી લે.' 'ચાલો, એમ તો એમ; એટલી કૃપા કરજો કે, આ પણ તમારો ભાઈ છે એટલે એને ઇશ્વરને ખાતર ઉછેરજો, દુઃખી ન કરશો અને મારા વૈરનો બદલો એની પાસેથી ન વાળશો.' આટલું કહી છોકરાને છેલ્લું ચુંબન કરી આંખમાંથી આંસૂ વર્ષાવીને માત્ર બેત્રણ કપડાં લઇ હું ઘરમાંથી બહાર નીકળી પડી. કોણ જાણે રાક્ષસોને સ્મરણ ન રહ્યું કે કેમ, એટલે માત્ર સોનાની ચાર બંગડીઓ મારા હાથમાં રહી ગઈ અને તે વેચી નાખવાનો મેં વિચાર કર્યો.

"કોઈવાર વધારે બહાર નીકળેલી નહિ અને કોઈ સાથે વધારે ઓળખાણ નહિ એટલે બંગડીઓ કયાં વેચવી, એ એક ભયંકર પ્રશ્ન આવીને મારા સમક્ષ ઉભો રહ્યો. પરંતુ અસહાયનો સહાયક ઈશ્વર જ્યાં જુઓ ત્યાં એવા સંકટના સમયમાં પ્રત્યક્ષ આવીને સામો ઉભો રહે

છે, તેજ મારો સહાયક થયો. આપણી જ્ઞાતિનો એક સુશિક્ષિત અને પરોપકારી પુરુષ મને માર્ગમાં મળી ગયો અને મને જોતાંજ તેણે પૂછ્યું કે: 'કેમ કૃષ્ણાબાઇ, તમે આજે કાંઈ રસ્તામાં? વળી કાંઇ નવો બનાવ તો નથી બન્યો ને?' એના જવાબમાં મેં જણાવ્યું કે: 'આપ મારા તરફ ધિક્કાર બતાવવાને બદલે આટલો આદરભાવ દેખાડો છો, એ જોઇને મને બહુજ આશ્ચર્ય થાય છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.' એમ કહીને મેં તેને મારી સઘળી કથા સંભળાવી. તે સાંભળીને તેણે કહ્યું કે: 'તમે જે કાંઇ કર્યું છે તે ઠીકજ કર્યું છે. તમો અહીં રહો તેમાં તમારી સલામતી નથી. પણ હવે આ બંગડીઓ વેચવાનું માંડી વાળો અને મારી થોડી સેવાને સ્વીકારો. હું આગબોટની ટિકિટ અને વાટખર્ચીનો બંદોબસ્ત કરી આપું છું, પછી મુંબઇ પહોંચીને તમારે પોતાની જે વ્યવસ્થા કરવાની હોય તે કરી લેજો. તમારાં સારાં ભાગ્યે આજે સાંઝેજ અહીંથી સ્ટીમર ઉપડવાની છે; એટલે અત્યારેજ ચાલો, નહિ તો મોડું થશે તો વળી આઠ દિવસ અહીંજ રોકાઈ જવું પડશે. હું તમને સ્ટીમરમાં બેસાડી આવ્યા પછીજ જમીશ.' ટુંકામાં કહેવાનું એટલુંજ કે, તે પરોપકારી ગૃહસ્થે મને ટિકિટ આદિની બધી વ્યવસ્થા કરી આપીને આગબોટમાં બેસાડી અને વાટખર્ચીમાટે રોકડા રૂપિયા પંદર–એક ગીની–આપ્યા. એ સહાયક દેવને અંતઃકરણના અનેક આશીર્વાદ આપીને મેં એકવારનો જંગબારનો કિનારો છોડી દીધો અને હું હિન્દુસ્તાનની દિશામાં વળી. સ્ટીમરમાં બેઠા પછી તારા પતિને તાર કરવાનું પણ મેં એજ ગૃહસ્થને કહ્યું હતું અને તેણે તે પ્રમાણે તાર કર્યો હતો કે જેના પરિણામે તને મળવામાટે મને અહીં વધારે પરિશ્રમ વેઠવો ન પડયો. જંગબારથી હું બહુજ ઉતાવળ અને નઠારા સંયોગોમાં નીકળેલી હોવાથી સાથે ખાવાનું વગેરે કાંઇ પણ લઇ શકી નહોતી અને પંદર સત્તર દિવસનો પ્રવાસ કરવાનો હતો. આગબોટમાં ભજીયાં પૂરી આદિ ખાવાનું મળતું હતું એટલે મુંબઇ આવતાં પંદર રૂપિયા તો પૂરા થઇ ગયા અને છેલ્લો એક દિવસ તો મારે અપવાસ કરીને જ કાઢવો પડયો; કારણ કે, સ્ટીમરમાં મીઠા પાણીના પણ પૈસા આપવા પડતા હતા. અત્યારે એક ફૂટી બદામ પણ મારી પાસે નથી. જો અહીં તારો મેળાપ ન થયો હોત, તો મારી વળી નવેસરથી કેવી અને શી દુર્દશા થાત, એનો વિચાર આવતાં પણ મારૂં હૃદય કંપી જાય છે.

કદાચિત્ મારે જઇને ન્યાતની વાડીમાં ઉતરવું પડત અને સદાવ્રતનો આશ્રય લેવો પડત! તેં મને આટલો આશ્રય આપ્યો છે, તેના બદલામાં હું માત્ર એટલોજ આશીર્વાદ આપું છું કે, તું અખંડ-સૌભાગ્યવતી રહે, તારા સુખમાં વૃદ્ધિ થતી રહે અને તારા સંકટોનો લોપ થાય! એ વિના અત્યારે આપવા જેવું મારી પાસે બીજું કાંઇ પણ નથી."

કૃષ્ણાએ એ પ્રમાણે પોતાની કર્મકથાની પૂર્ણાહુતિ કરી દીધી.

"કૃષ્ણા, તારી માતાનો, તું માત્ર ૭ માસની હતી ત્યારેજ, સ્વર્ગવાસ થયો અને પિતા નિર્ધન તથા ભકતજન હોવાથી તારો બાલ્યકાળ સાધારણ સ્થિતિમાં ગયો. ધનવાનના ઘરમાં જવાથી પુત્રી સુખિની થશે, એવી આશાથી પિતાએ તને એ વૃદ્ધ જોડે પરણાવી તો ત્યાં આવી ભયંકર દુર્દશા આગળ આવી. ખરેખર તારી દુર્દશાની સીમા થએલીજ કહેવાય. તને તો હમણાં એમજ લાગતું હશે કે, સુખ શબ્દમાં કશું તાત્પર્ય છેજ નહિ અને આ જગત્માં સુખ જેવી કોઇ વસ્તુ હશે કે નહિ એની શંકાજ છે. મારી બાલ્યસખી કૃષ્ણા, તારાં દુઃખોની આ કથા સાંભળીને મારૂં હૃદય દુઃખ તથા ખેદથી ફાટી જાય છે અને મનમાં કંઈ કંઈ થઇ જાય છે! પણ હું તને એમ પૂછવા માગું છું કે, તું છેવટે દુઃખ અસહ્ય થવાથી અહીં તો આવી, પણ તે શા વિચારથો? તેં પોતાના ભાવિ જીવન વિશેનો કોઇ પણ પ્રકારનો વિચાર કર્યો છે ખરો કે?" સરસ્વતીએ અનુકંપા દર્શાવીને પૂછ્યું.

"હું કોઇ પણ પ્રકારનો વિચાર કરીને આવી નથી અને મારા ભાવિ જીવન જેવું મને કાંઇ દેખાતુંજ નથી; કારણ કે, જો ભૂતકાળમાં કાંઇ માણ્યું હોય તો તેના સ્મરણને પણ એક જાતનું લ્હાણું માનીને ભાવિ જીવન વીતાડી શકાય છે; પણ મારી પાસે તે માણ્યાનું સ્મરણ માત્ર પણ ન હોવાથી મારૂં જીવન મારા માટે સદા ભારરૂપ થાય એ સ્વાભાવિક છે. સુખ તો ભોગવ્યુંજ નહોતું, એવામાં વૈધવ્ય આવ્યું અને એકના એક પુત્રનો પણ સદાનો વિયોગ થયો; વળી બે દિવસ નિર્વાહ કરી શકાય એટલું સાધન પણ મારી પાસે નથી, તો પછી મારે જીવવું કયા અને શા સુખની આશાથી? માત્ર એક વાર તને અને મારા પિતાને મળવાની આશા હતી કે મારાં દુઃખોની વાત જો તેઓ મારા મુખથી સાંભળે તો મારા મરણ પછી પણ લાગ-

ણીનાં ચાર આંસડાં વર્ષાવે ને તેથી મરણ પછી મારા આત્માને સ્વર્ગમાં કદાચિત્ કાંઇક શાંતિનો સ્પર્શ થાય. તને મળવાની આશા તો પૂરી થઈ, એ ઇશ્વરે મોટી કૃપા કરી. માત્ર પિતાના મુખદર્શનનો યોગ અવશિષ્ટ છે; પણ હું જાણતી નથી કે તેઓ ક્યાં છે અને તેમનું સરનામું શું છે ?" કૃષ્ણાએ અતિશય નિરાશાને દર્શાવનારા ઉદ્દગાર કાઢ્યા.

"બહેન, આમ છેક નિરાશ થવાનું કાંઇ પણ કારણ નથી. ઘણીકવાર એવા બનાવો બનેલા છે કે, અતિશય નિરાશ થતાં આત્મહત્યાના પ્રયત્ન કરનાર કેટલાક મનુષ્યો પછીથી મોટા મોટા રાજ્યસંસ્થાપકો થયા છે. વ્હેલાં ઉડવામાં લાભ છે કે મોડાં ઉઠવામાં, એ કોઇથી પણ કહી શકાય તેમ નથી. આવી ભયંકર યાતનામાંથી મુક્ત કરી ઇશ્વરે નિર્વિઘ્ન તને મુંબઇમાં પહોંચાડી છે, તો તેમાં તેનો તારૂં કલ્યાણ કરવાનો હેતુજ સમાયલો હશે, એવી મારી ધારણા છે. તારા પિતા હરદ્વારમાં છે અને તેમનું સરનામું મારા પતિની ડાયરીમાં લખેલું છે; કારણ કે, એક વાર તેઓ મુંબઇ આવ્યા હતા અને અમે તેમને જમવામાટે બોલાવ્યા હતા. તેઓ પણ તને બહુજ યાદ કરતા હતા. કાલેજ આપણે તાર કરીને તારા પિતાને તેડાવીશું. આ તારી સગી બહેનનું ઘર છે એમજ તારે માનવું અને કોઇ પણ પ્રકારની ચિંતા તારે રાખવીજ નહિ. ઈશ્વર સહુ સારાં વાનાં કરશે." સરસ્વતીએ શાંતિપૂર્વક આશ્વાસન આપ્યું.

"તારા પ્રયત્નથી કદાચિત્ મારા પિતા સાથે એક વાર મારો મેળાપ થશે, પણ એ ઉપરાંત મને હવે બીજા સુખની આશા નથી. હવે તો સત્વર આ નિરાશા, દુઃખ અને આંતરિક વેદનાથી ભરેલા અસાર સંસારમાંથી સદાનેમાટે પ્રયાણ કરી જવામાંજ મારૂં ખરૂં સુખ સમાયલું છે. જેમ મને આ સંસાર પાસેથી કશા લાભ કે આનંદની આશા નથી તેમજ મારા જેવી એક ભૂમિભાર ભામાના જીવનથી સંસારને પણ કશો લાભ નથી. તો પછી વ્યર્થ શામાટે જીવવું વારૂ ?" કૃષ્ણા બોલી.

"પણ એમ કાંઈ મરણ માગ્યું આવે છે ! ગાંડી, આવા વિચાર ન કરીએ. વેળાને માન આપીને વર્ત્તવામાંજ માનવબુદ્ધિની સાર્થકતા છે. રાત પછી રાત પડતી નથી, રાત પછી જેમ દિવસ આવે છે, તેમજ દુર્ભાગ્ય પછી ઇશ્વર સદ્ભાગ્યનો પ્રસંગ પણ અવશ્ય લાવે છે.

જો માનવજીવનના સર્વ દિવસો સરખાજ જતાં હોય, તો જગત્ પરિવર્તનશીલ કહેવાયજ નહિ. જેમ સુખ સ્થિર નથી તેમજ દુઃખ પણ સ્થિર નથી. તેમાં પણ વળી દુઃખ પછી પ્રાપ્ત થએલું સુખ અધિક મધુર અને મૂલ્યવાન્ હોય છે, એ એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી બીના છે; કારણ કે, મનુષ્યનો સ્વભાવજ એવો છે કે, નિરંતર અતિશય સુખમાં વસવાથી છેવટે તે સુખનો પણ કેટલેક અંશે તેને કંટાળો આવી જાય છે. ઇશ્વર જે કરે છે તે સારામાટેજ છે, એમ માનીને સ્વસ્થ રહેવામાંજ સાર છે." સરસ્વતીએ સુધાતુલ્ય મધુર વાણી સંભળાવી.

"ઠીક છે, અત્યારે તો જીવતી છું; કાલની ઘટના કાળના ગર્ભમાં છે. બાવીસ ત્રેવીસ વર્ષનો કાળ તો વ્યર્થ ગયો છે અને હવે પછીનો સમય કેવો જાય છે તે જોવાનું છે." કૃષ્ણાએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

એટલામાં વૈકુંઠનાથ અને મારા પતિ આવી લાગ્યા અને સખીદ્વયના વાર્ત્તાલાપનો અંત આવી ગયો. વૈકુંઠનાથને ઘણીકવાર રાતે મોડા આવ્યા પછી થોડું ઘણું ખાવાની ટેવ હોવાથી સરસ્વતીએ ઝટ ઉઠીને રસોડામાં દીવો બાળ્યો અને પતિને પૂછ્યું કેઃ "કેમ જમવાની ઇચ્છા છે ? પૂરી શાક કરી આપું ?"

"ના, આજે હમણાંજ કૉફી અને બે ચાર બિસ્કીટ ખાઇને આવ્યો છું એટલે ખાવાની ઇચ્છા નથી. વિધુ સૂઇ ગયો છે કે ? એ કોઇ કોઈવાર રાતે બકારો કરે છે, માટે છોકરો ઉંઘમાં બી ન જાય; તેની સંભાળ રાખજે." વૈકુંઠનાથે વાત્સલ્યને દર્શાવી યોગ્ય સૂચના આપી.

"બહુ સારૂં નાથ, પુત્રના આરોગ્યની જે ચિંતા માતાએ રાખવી જોઇએ, તે ચિંતા આપનું મસ્તિષ્ક અનેક પ્રકારના વિચારોમાં રોકાયલું છતાં આપ રાખો છો, એ આપના પિતૃપ્રેમનું જ પરિણામ છે. ત્યારે અમને હવે સૂઇ જવાની આજ્ઞા છે ?" સરસ્વતીએ નમ્રતાથી કહ્યું.

"હા, ભલે સૂઇ જાઓ, હું અહીંજ સૂઇ જઇશ." ઉત્તર મળ્યું.

"ચાલો, બહેન કૃષ્ણા, આપણે હવે આરામ લઇએ." સરસ્વતીએ કૃષ્ણાને ઉદ્દેશીને કહ્યું.

"એ જાગતા હોય ને આપણે સૂઇ જઇએ ?" કૃષ્ણાએ પૂછ્યું.

"એમને તો રાતે ગમે તેટલા મોડા આવ્યા હોય છતાં કલાક બે કલાક વાંચવું તો જોઈએજ, એવી ટેવ છે; અને મારે તો ઘરના કામકાજમાટે વહેલું ઉઠવું જોઈએ એટલે એમની મને વહેલાં સૂઇ

જવાની આજ્ઞા છે." એમ કહી કૃષ્ણાને તેનો હાથ ઝાલીને સરસ્વતી શયનમંદિરમાં લઇ ગઇ અને ત્યાં બન્ને સખીઓ બે પલંગપર નિદ્રાવશ થઇ. મારા પતિ અને હું અમારા ઘરમાં ચાલ્યાં ગયાં.

બીજે દિવસે વૈકુંઠનાથે પોતાની પત્નીના કહેવાથી કૃષ્ણાના પિતાપર ઑર્ડિનરી તાર કરી દીધો.

———:૦:———

## પ્રકરણ ૧૮ મું

### અલૌકિક આર્ય અબળા

ત્રીજે દિવસે રવિવાર આવ્યો અને કૃષ્ણાની ગેરહાજરીમાં પોતાના પતિને તેનો વૃત્તાંત કહી સંભળાવવાનો તેમજ તે વિશે કેટલીક ખાનગી વાતચીત કરવાનો સરસ્વતીનો મનોભાવ હોવાથી અને મુંબઇની સંકુચિત જગ્યાઓમાં એક માણસ ભલેને ઘરના બીજા ઓરડામાં હોય છતાં તે જરા પણ સાંભળી ન શકે એવી રીતે છુપી વાર્ત્તા કરવાનું અશક્ય હોવાથી સરસ્વતીએ અમુક સમય પર્યન્ત કૃષ્ણાને ગેરહાજર રાખવાની એક યુક્તિ શોધી કાઢી. પોતાના પતિનો બહુધા મુંબઇમાંની સર્વ નાટક મંડળીઓ સાથે પરોક્ષ કે અપરોક્ષ સંબંધ હોવાથી પતિને કહીને મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના તે દિવસના બપોરના ખેલની ત્રણ ટિકિટો તેણે મંગાવી લીધી અને તે દિવસે રજાને લીધે પોતાનો ભાઇ ઘેર આવ્યો હતો તેને તથા પોતાના પુત્રને સાથે આપી સરસ્વતીએ કૃષ્ણાને કહ્યું કે:—

"કૃષ્ણા, આજ કાલ તારૂં મન ઉદ્વિગ્ન રહેતું હોવાથી તને મનોરંજનની બહુજ અગત્ય છે અને એટલામાટે વિધુના પિતાને કહી મેં આજના એક ઉત્તમ નાટકની ત્રણ ટિકિટો મંગાવી છે. માટે તું, વિધુ અને દેવચંદ્ર ત્રણ જણ જાઓ અને નાટક જોઇ આવો. સાંઝે જમવા વખતે તો તમો નાટક જોઇને પાછાં આવી લાગશો, કાંઇ ઉજાગરો કરવાનો નથી. વિધુ ત્યાંનો જાણીતો છે એટલે વાંધો નહિ આવે. મારી તબીયત ઠીક નથી, નહિ તો હું પણ આવત."

કૃષ્ણાએ પ્રથમ તો જરા હા ના કરી, પણ છેવટે સરસ્વતીના બહુ આગ્રહને લીધે વિધુ અને દેવચંદ્રને સાથે લઇને નાટક જોવાને ગઈ. તેઓ અઢી વાગે ગયાં અને સાડા ત્રણ વાગે વૈકુંઠનાથ વામકુક્ષી

કરીને ઉઠયા પછી તેના ટેબ્લપર ચાહનો કપ રાખીને સરસ્વતીએ સામે બેસી પોતાના મનની વાતને યુક્તિથી બ્હાર કાઢવા માંડી. હું પણ ત્યાં હાજર હતી. તેણે કહ્યું:—

"પ્રાણનાથ, આપની આજ્ઞા પ્રમાણે કૃષ્ણાના આમ અચાનક આવી દશામાં અહીં આવવાના હેતુને મેં જાણી લીધો છે. ખરેખર એનો વૃત્તાંત અત્યંત હૃદયદ્રાવક છે. એનો વૃત્તાંત સાંભળીને જો કોઇ હૃદય દ્રવી ન જાય, તો અવશ્ય તે હૃદય પાષાણ કિંવા લોહનુંજ હોવું જોઇએ, એવોજ મારો અભિપ્રાય છે. પ્રભુ કોઇ શત્રુને પણ આવા સંકટનો સમય ન બતાવશો, એજ મારી મારા પ્રભુને નમ્ર પ્રાર્થના છે. ઓહ, બિચારીની કેવી અસહ્ય દુર્દશા!"

"ત્યારે શું ખરેખર એ બિચારી અનાથ અબળાપર એટલા બધા દુઃખના ડુંગર તૂટી પડયા છે? અફસોસ! જરા એનો વૃત્તાંત મને સંભળાવ તો ખરી!" સાનુકંપ હૃદયના વૈકુંઠનાથે કૃષ્ણાના વૃત્તાંતને જાણવાની આતુરતા દર્શાવી.

સરસ્વતીએ પતિની આજ્ઞાને મસ્તકે ધારણ કરીને કૃષ્ણાનો વૃત્તાંત વિશેષ હૃદયદ્રાવકતાની છટાથી અને અંતઃકરણની ઉંડી લાગણીથી એવો તો સરસ કહી સંભળાવ્યો કે સદય અને અને સહૃદય વૈકુંઠનાથનાં નેત્રોમાંથી પણ તે સાંભળીને ચાર આંસૂ ખરી પડયાં. તેણે નિઃશ્વાસપૂર્વક ઉદ્દગાર કાઢયા કેઃ "ત્યારે તો ખરેખર એના માટે હવે સુખ તો નથી, પણ સુખની આશા જેવું પણ કાંઇ રહ્યું નથી કે, જેના આધારે એ પોતાના જીવનને ટકાવી રાખે. જો એની આવી દશા વધારે વખત ચાલૂ રહેશે, તો કાં તો એ ગાંડી થઈ જશે અને કાં તો માનસિક વેદનાથી ગુપ્ત રીતે પીડાઇને છેવટે અકાળે ભયંકર મૃત્યુને વશ થશે. મહા ખેદ!"

"નાથ; અત્યારે તો એ બિચારીની અવસ્થા એવીજ છે કેઃ—

'ન ભાઇ બ્હેન કોઇ ને ન છાયા તાત માતાની;
લખી'તી ભાગ્યમાં એના બધી પીડા જમાનાની;
વળી વૈધવ્ય આવ્યું આ હૃદયમાં આગ ધરવાને;
દિવસ ને રાત બાળી હાય ભસ્મીભૂત કરવાને;
સુમન ખીલ્યું વસંતે એ ભ્રમર ભોગી નથી કોઈ;
કહે આ વેદના કોને થઇ રહે શાંત એ રોઇ!'

એની વ્હારે ધાનાર કોઇ નથી, માત્ર જગન્નિયંતા જગદીશ્વર

વિના એનો આ સંસારમાં આધાર કોઇ નથી." સરસ્વતીએ પતિની અનુકંપાને અધિક જાગ્રત કરવાના ઉદ્દેશથી બહુજ બળ અને લાગણીથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"અહાહા, દુર્ભાગ્યની પણ કેવી પ્રબળતા અને કેવી પ્રખરતા! પણ પ્રિયે, એના દુઃખને મટાડવાનો આપણી પાસે કોઈ ઉપાય નથી, એટલે લાચાર. માત્ર લાગણી અને અનુકંપા બતાવવા ઉપરાંત આપણાથી એના માટે બીજું શું કરી શકાય એમ છે વારૂ? કોઈ પુરુષ આવા સંકટમાં હોત, તો તેના માટે કોઇ પણ સુખનો માર્ગ કાઢી શકાત; પણ એ સ્ત્રી હોવાથી હૃદયમાં અનેક આશંકાઓ થાય છે, એના સુખના માર્ગને શોધવામાટે આગળ વધેલું મન અચાનક પાછું ફરી જાય છે." વૈકુંઠનાથે અતિશય માર્મિકતાને દર્શાવનારા ઉદ્ગાર કાઢ્યા અને થોડીવાર સુધી તે મહાગહન વિચારમાં તલ્લીન થઇ ગયો.

"આ ઉત્તરથી તો ત્યારે એમજ સમજવું ને કે દુઃખી પુરુષના સુખના માર્ગને શોધવામાં પ્રતિકાર નથી અને પીડાયલી પ્રમદામાટે મરણ પર્યન્ત સુખને શોધવાનો અધિકાર નથી; કારણ કે, સ્ત્રીનો અવતાર તે મનુષ્યનો અવતાર નથી?" સરસ્વતીએ એક વક્ર પ્રશ્ન રજૂ કર્યો.

"કોમળહૃદયા અને કોમળાંગી અબળાને પોતાના સુખને મેળવવાનો સંપૂર્ણ કિંબહુના પુરુષ કરતાં પણ અધિક અધિકાર છે અને અનાથ અબળાને સાહાય્ય આપવું એમાંજ પુરુષના ધર્મ તથા કર્તવ્યનો સત્ય વિસ્તાર છે; પરંતુ આ સંસાર અધમ નિન્દકોનો ભંડાર છે અને તેથીજ કેટલીક અબળાઓ આવી કંગાલ હાલતમાં છે અને લાચાર છે! ધાર કે અત્યારે દયા લાવી કેવળ પરોપકારની વૃત્તિથીજ આપણે એને આશ્રય આપીને આપણા ઘરમાં રાખીએ, તો [illegible]ં છેવટે પરિણામ શું આવે એનો તને કાંઇ વિચાર છે?" વૈકુંઠનાથે રૂઢિ અને જનવ્યવહારના ભેદનું દર્શન કરાવ્યું.

"એજ કે, કેટલાંક વિઘ્નસંતોષી અને પરનિન્દામાંજ પરમાનંદ માનનારાં અધમ વૃત્તિનાં સ્ત્રીપુરુષોને એવી નિન્દા કરવાનો પ્રસંગ મળે કે, એનો આપની સાથે કોઈ પણ જાતનો આડો વ્યવહાર હોવો જોઇએ; નહિ તો એક પારકી સ્ત્રીને પોતાના ઘરમાં સદાને માટે આશ્રય આપવાનું બીજું શું કારણ હોય? અર્થાત્ વિના કારણ લોકોની દૃષ્ટિમાં કલંકિત થવાનો પ્રસંગ આવીને ઉભો રહે, એજ કે કાંઇ બીજું?" સરસ્વતીએ તેની શંકાનું પ્રકટ શબ્દોમાં સ્પષ્ટીકરણ કરી બતાવ્યું.

"એજ. દુનિયા દીવાની છે, ગમે તેમ બોલે, લોકોનાં મોઢે તાળાં વાસી શકાતાં નથી અને એટલામાટેજ સુજ્ઞ પુરુષોએ કહ્યું છે કે, લોકોથી હમેશાં ડરીનેજ ચાલવું જોઇએ, કરવું તો પણ ડરવું અને ન કરવું તો પણ ડરવું અને તેમાં પણ જેની પ્રતિષ્ઠા કાંઇક સારી હોય, તેને તો વળી આ બાબતનો બહુજ મોટો ડર રહ્યા કરે છે; કારણ કે, સાચા કે ખોટા ગમે તે કારણથી એકવાર ગયેલી પ્રતિષ્ઠા પાછી ભાગ્યેજ તેવા સ્વરૂપમાં પ્રાપ્ત થઇ શકે છે. ભય મનુષ્યને નથી, પણ તેની પ્રતિષ્ઠાને છે." વૈકુંઠનાથે ભયના કારણનું વિવેચન કરી સંભળાવ્યું.

"બસ એટલુંજને ? પણ લોકોને નિન્દા કરવાનું અને આપને પ્રતિષ્ઠા જવાના ભયનું કારણજ ન મળે, તો ? જો આપ મારા વચનને કોઇ પણ પ્રકારનો વિરોધ દર્શાવ્યા વિના માન્ય રાખવાનું વચન આપતા હો, તો તેવો એક માર્ગ મારા ધ્યાનમાં છે તે બતાવું. એથી આપણી નિન્દા પણ નહિ થાય અને કૃષ્ણા પણ સુખિની થશે." સરસ્વતીએ વૈકુંઠનાથને આશ્ચર્યમાં નાખનારાં વચનો કહ્યાં.

" ભલે તેવો માર્ગ હશે, તો તેને સ્વીકારવાનું હું આનંદથી વચન આપું છું. અત્યાર સૂધીમાં મારા સુખ તથા દુઃખમાં એક સરખી રીતે ભાગ લઈ મારી પ્રકૃતિ તથા મારી સ્થિતિને સર્વ પ્રકારે અનુકૂળ રહી મારા જીવનને તેં અમૃતમય બનાવ્યું છે અને કદાપિ મારી આજ્ઞાનું ભૂલેચૂકે પણ ઉલ્લંઘન કર્યું નથી, તો તારા જેવી એક દેવીસ્વરૂપા દારાની યોગ્ય ઇચ્છાને આધીન થવું અને તારી ભાવનાને માન આપવું એ હું મારૂં કર્ત્તવ્ય સમજું છું. જે માર્ગ બતાવવો હોય તે આનંદથી બતાવ." વૈકુંઠનાથે ગુણવતી પત્નીની મુક્તકંઠે પ્રશંસા કરી.

"પણ નાથ, મારા સૂચવેલા એ માર્ગનો, તમારે, તે તમારા આજસૂધીના વિચારથી વિરુદ્ધ અને પ્રતિકૂલ માર્ગ હોય, તો પણ કેવળ મારા સંતોષ અને કેવળ મારા વચનને માટે પણ સ્વીકાર કરવો પડશે. આજસૂધીમાં મેં નથી માગ્યું ધન, નથી માગ્યાં સારાં વસ્ત્રો કે નથી માગ્યા હઠ કરીને અલંકાર ! તમે જે પોતાની ઇચ્છાથી લાવી આપ્યું છે તેમાંજ મેં સદા પરમ સંતોષ માન્યો છે; તો આ મારી પ્રથમવારની માત્ર એકજ યાચનાનો તમો અસ્વીકાર કરીને મને નિરાશ નહિજ કરો, એવી હું દૃઢ આશા રાખું છું." સરસ્વતીએ વળી પણ વિષયને નિશ્ચિત કરવાના ઉદ્દેશથી કહ્યું.

" તારી તે આશા અવશ્ય સફળ થવાનીજ. " પતિએ અનુકૂળ ઉત્તર આપ્યું.

" તો નાથ, મારી ઈચ્છા છે કે, જે સુખ અને જે આનંદ ઇશ્વરે કૃપા કરીને મને આપ્યાં છે, તેમાંથી અડધો ભાગ મારે મારી એ વ્હાલી કૃષ્ણાને આપવો અને જે અત્યારે આપણા ગૃહમાં થોડા સમયને માટે એક અતિથિ તરીકે આવીને રહી છે, તેને સદાને માટે આ ગૃહની નિવાસિની બનાવવી. " સરસ્વતીએ પોતાની ઇચ્છાને અર્ધ સ્પષ્ટ રૂપમાં વ્યક્ત કરી બતાવી.

સરસ્વતીના બોલવાના યથાર્થ ભાવાર્થને તત્કાળ ન સમજી શકવાથી તે શબ્દોના સામાન્ય અર્થને સ્વીકારીને વૈકુંઠનાથે અનુમતિ આપતાં દર્શાવ્યું કે: " ભલે જો એ બાઇને કોઇનો આધાર ન હોય અને એની હમેશને માટે આપણા ઘરમાંજ રહેવાની ઈચ્છા હોય, તો મારી ના નથી. ભાડું તો ભરીએજ છીએ અને ખાવાનું અને કપડાંનું ખર્ચ કાંઇ આપણને ભારી પડવાનું નથી, એ તો એના ભાગ્યનું પરમેશ્વર આપણને ગમે ત્યાંથી આપી રહેશે. આવા દુ:ખી અને પીડિત જીવોને યોગ્ય આશ્રય આપવો એ આપણો પરમ ધર્મ છે. તું એક સુશિક્ષિત સ્ત્રી હોવાથી દયા અને અનુકંપાનાં તત્ત્વો તારા સરળ હૃદયમાં આટલી સીમા સુધી ભરેલાં છે, એ જોઇને ખરેખર મારા હૃદયમાં અતિશય હર્ષ થાય છે. તું મારા ગૃહની શોભા છે, જેને લોકો ગૃહલક્ષ્મીના નામથી ઓળખે છે, તે મારી દૃષ્ટિમાં સાક્ષાત્ તુંજ છે. કદાચિત્ લોકો નિન્દા કરશે, તો તારા સંતોષને માટે હું તે નિન્દાની પણ પરવા કરૂં તેમ નથી. "

" નાથ, ક્ષમા કરજો, મારા હૃદયના ભાવને હજી આપ બરાબર સમજી શકયા નથી. ઉતાવળા ન થાઓ અને મારા કથનના રહસ્યને યથાર્થ સ્વરૂપમાં સમજી લ્યો. હું મારી કૃષ્ણાને મારા ભાગ્યની અર્ધભાગિની બનાવવા માગું છું; જે ઉપવનમાં માત્ર એકજ વલ્લરી છે ત્યાં એકજ વૃક્ષની સહચરી થવામાટે બીજી પુષ્પલતાને પણ લાવવા માગું છું. " સરસ્વતીએ કાંઇક અધિક સ્પષ્ટીકરણ કર્યું.

" ભાગ્યની અર્ધભાગિની એટલે ? " વૈકુંઠનાથે જરા ચોંકીને પૂછ્યું.

" સૌભાગ્યની અર્ધભાગિની ! " સરસ્વતીએ છેવટે સૂર્યપ્રકાશવત્ સ્પષ્ટ શબ્દો સંભળાવ્યા.

વૈકુંઠનાથ મહદ્ આશ્ચર્યમાં પડી ગયો; આનું શું ઉત્તર આપવું અને શું નહિ એની તે તત્કાળ કલ્પના કરી શકયો નહિ. અંતે તે કાંઈક ગંભીરતાને ધારણ કરીને બોલ્યો કે: "સરસ્વતી, આજે આ તું શું બોલે છે? તને કોઇ પ્રકારનો ઉન્માદ તો નથી થયો ને? એક તો તું પોતે વિધવાપુનર્લગ્નથી, આપણી જ્ઞાતિમાં એવો રિવાજ હોવા છતાં, વિરુદ્ધતા ધરાવે છે તેમજ એકજ ઘરમાં એક પતિની જ્યાં બે સ્ત્રીઓ હોય છે, ત્યાં નિરંતર ક્લેશ અને કલહનો નિવાસ થવાથી કુટુંબનાં સર્વ મનુષ્યોનાં જીવન કેવાં વિષમય અને અશાંત થઇ જાય છે, એનો તને પૂર્ણ અનુભવ છે, છતાં પણ પોતેજ આવી યાચના કરે છે, એ ખરેખર આશ્ચર્યકારક ઘટનાજ કહી શકાય. શું તારા પોતાના હાથેજ પોતાની જીવનસુધામાં હલાહલને ભેળવવાનો તારો વિચાર છે?" વૈકુંઠનાથે શાંતભાવથી માર્મિક વિરોધ દર્શાવ્યો.

"પ્રાણનાથ, મેં જે વિલક્ષણ યાચનાની હિંમત કરી છે તેનાં અનેક સબળ કારણો છે. બિચારી કૃષ્ણામાટે કયાંય પગ મૂકવાનું સ્થાન નથી એટલે એને આપણા ઘરમાં હમેશને માટે રાખ્યા વિના તો છૂટકોજ નથી અને એવી રીતે એક સુંદર તરુણીને ઘરમાં રાખવાથી કદાચિત્ ન્યાતમાં કે જનસમાજમાં કોઇ પ્રકારની ચર્ચા થાય એ પણ સ્વાભાવિક હોવાથી જો આપણી ન્યાતના રિવાજ પ્રમાણે આ વ્યવસ્થા કરી નાખી હોય, તો એના દુઃખનો પણ અંત આવે અને આપણી નિંદા કરવાનો હેતુ પણ કોઇને ન મળી શકે. હવે રહી માત્ર સોકયોના કંકાસની વાત. આપ વિદ્વાન હોવાથી એ તો સારી રીતે જાણો છોજ કે, પ્રત્યેક નિયમનો એક અપવાદ તો હોય છેજ; અને એવાં એક કરતાં અધિક ઉદાહરણો પણ આપણાં જોવામાં આવ્યાં છે કે, એકજ પતિની બે સ્ત્રીઓ માજણી બહેનો કરતાં પણ વધારે સલાહ સંપથી વર્તે છે અને તેમના ઘરમાં કોઇએ કોઇવાર સાધારણ ક્લેશ થતો પણ જોયો નથી. પાંચે આંગળીઓ કાંઇ સરખી હોતી નથી. કૃષ્ણા મારી સપત્ની થઇને આવે અને મારો દ્વેષ કરે એમ કદાપિ બનેજ નહિ." સરસ્વતીએ પોતાના પક્ષનું સમર્થન કર્યું.

"પ્રત્યેક નિયમનો અપવાદ હોય છે એ સત્ય છે, પરંતુ પ્રત્યેકને એવી સુખદાયક અપવાદાત્મક વસ્તુજ પ્રાપ્ત થઇ શકે છે, એવો કાંઈ નિયમ નથી. એવાં ઉદાહરણો પણ આપણા જોવા અને

જાણવામાં આવી ચૂક્યાં છે કે, એક સ્ત્રી બે બાળકોને પોતા પાછળ મૂકીને મરી જતાં તે બાળકોને કોઇ પ્રકારની પીડા ન થાય એટલા-માટે તેમનો પિતા પોતાની સાળીને એટલેકે તે બાળકોની માસીનેજ પત્ની કરીને પોતાના ઘરમાં લાવ્યો, જ્યાં સુધી પોતાને કાંઇ સંતાન નહોતું ત્યાં સુધી તો માસીના હૃદયમાં પોતાની પરલોકવાસિની ભગિનીનાં સંતાનોમાં કાંઈક પ્રેમ રહ્યો, પણ પોતાને સંતાન થતાંની સાથેજ તે પ્રેમ ધિક્કાર અને દ્વેષના રૂપમાં ફેરવાઇ ગયો અને અંતે પરિણામ એ આવ્યું કે, બાળકોના કારણથી ઘરમાં થતા રાતદિવસના કંકાસને ટાળવામાટે પિતાને પોતાના વ્હાલાં બાળકોને બોર્ડિંગમાં રાખવાની ફરજ પડી. બીજો એક બનાવ એવો પણ બની ગયેલો છે કે, એક સ્ત્રીને પરણ્યા પછી આઠ વર્ષ પર્યન્ત સંતાન ન થવાથી તેણે પોતેજ પતિનો આગ્રહ કરીને પોતાની નાની બહેન સાથે લગ્નસંબંધ કરાવી આપ્યો. એ પછી બનાવ એવો બન્યો કે, બન્ને બહેનો સાથેજ સગર્ભા થઈ અને બન્નેએ પુત્રનેજ જન્મ આપ્યો. બસ થઇ ચૂક્યું, બહેનો એકબીજાની દુશ્મનો બની ગઇ અને એ કલેશનું પરિણામ બિચારા વ્યવસાયી પતિને અદ્યાપિ ભોગવવું પડે છે. આવો સંબંધ થતાં જ્યાં સગી બહેનોનો પ્રેમ પણ શત્રુભાવના સ્વરૂપમાં બદલાઇ જાય છે, ત્યાં કૃષ્ણાની બુદ્ધિ સદા આવીજ રહેશે, એમ ધારવામાં તારી ભૂલ થાય છે." વૈકુંઠનાથે વિરુદ્ધ ઉદાહરણોનો સંગ્રહ રજૂ કરી દીધો.

"ધારો કે, કૃષ્ણાની બુદ્ધિ પછીથી કદાચિત્ ફરી જાય, મારી પાળેલી સર્પિણી મનેજ દંશ આપવા તૈયાર થાય, તોપણ તેની મને ચિન્તા નથી. અત્યાર સુધી મેં આપની છાયામાં સંપૂર્ણ સુખ ભોગવ્યું છે, એટલે સુધી કે મને હવે અધિક સુખ કે વિલાસની આકાંક્ષા રહી નથી, એટલે જો એ દ્વેષને આધીન થશે અને આપને દુઃખ થવાનો રંગ દેખાશે, તો હું મારાં પિયરીયાંમાં જઇને રહીશ અને ત્યાં આપનો રોટલો ખાઇ આપને આશીર્વાદ આપ્યા કરીશ. મારે માત્ર સમાજને એટલું જ બતાવવાનું છે કે, જે સ્ત્રીઓને સપત્નીના સુખને સહન ન કરી શકનારી નાગિનીના નામથી ઓળખવામાં આવે છે, તેજ સ્ત્રી જો ધારે, તો બીજી સ્ત્રીને સુખ આપવાની પ્રબલ ઇચ્છાથી પોતાના સર્વ સુખોનો કેટલી સીમા પર્યન્ત તૃણવત્ ત્યાગ કરી શકે છે! જેમ

સ્ત્રીજાતિ જેવી અદેખી કોઇ જાતિ નથી; તેમજ સ્ત્રીજાતિ જેવી અને જેટલી ઉદારતા પણ બીજી કોઇ જાતિમાં હોઇ શકતી નથી ! હું વિધવાનપુર્લગ્નથી એટલી બધી વિરુદ્ધ છું કે, ઇશ્વર આપને સો વર્ષનું આયુષ્ય આપે અને હું સૌભાગ્યચિન્હો સાથે આપના હાથોમાંજ ચાલી જાઉં એવી મારી પરમ ઇચ્છા છતાં ધારો કે, મારા દુર્ભાગ્યની પ્રબળતાથી એથી વિપરીત ઘટના જોવાનો પ્રસંગ મને આવે, તો હું કદાપિ પુનર્લગ્નના વિચારને મનમાં પણ લાવું નહિ અને જે માણ્યું છે તેના સ્મરણનેજ એક પ્રકારનો લ્હાવો માની તે લ્હાવો લેવામાંજ જીવનની સમાપ્તિ કરી નાખું. પણ મારા જેવી હજી કૃષ્ણા દૃઢ વિચારની હશે કે કેમ એનો નિશ્ચય નથી તેમજ અત્યાર સુધી એણે સુખ જેવું કાંઇ જોયુંજ નથી એટલામાટે એનું કોઇ હિતૈષી ન હોવાથી આંધળી થઇને ક્યાંક કોઇ પત્થર સાથે અથડાય અને એના જીવનની બિલકુલ ધૂળધાણી થઇ જાય, એના કરતાં એ આપના જેવા નાંમાંકિત, પ્રેમી અને સહૃદય પતિની પત્ની થાય અને એના જીવનની સફલતા થઇ જાય, એ જોવાની મારી પરમ મનીષા છે.” સરસ્વતીએ એવા તો બળથી પોતાનો વાદ રજૂ કર્યો કે હવે વૈકુંઠનાથમાટે પ્રતિવાદનું સ્થાન બહુધા રહ્યુંજ નહિ.

“પરંતુ આ કેવળ તારૂંજ મનોરાજ્ય છે કે કૃષ્ણાની પોતાની પણ તેં આ કાર્યમાટે સંમતિ લઈ લીધી છે ? હું ધારૂં છું કે, કૃષ્ણાની પોતાની કદાચિત્ આવી ઇચ્છા ન પણ હોય. ક્યાંક એવું ન બને કે વિનાકારણ તું આવી વાત કાઢે ને કૃષ્ણા ચોખી ના પાડે એટલે તને ચાટ પડવાનો વખત આવે.” વૈકુંઠનાથે વાતને બીજી રીતે ઉડાવવાનો યત્ન કર્યો.

“કૃષ્ણાને આ વિશે મેં પણ કાંઇ કહ્યું નથી તેમજ કૃષ્ણાએ પણ એવી કશી ઇચ્છા દર્શાવી નથી. આ કલ્પના માત્ર મારા મસ્તિષ્કમાંથીજ ઉદ્દભવી છે. મને પોણાસોળ આના તો ખાત્રી છે કે, તે અતિદુ:ખીની હોવાથી આ વાતને કબૂલ કરશે જ. પણ તે પોતાની અનુમતિ આપે અને આપ મારી પ્રાર્થનાનો સ્વીકાર ન કરો, તો વળી તેના નિરાશ હૃદયમાં બમણી નિરાશાનો આઘાત થાય અને તે બિચારીની ‘ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો’ એના જેવીજ અવસ્થા થઇ જાય; એટલામાટે પ્રથમ આ વાર્ત્તા આપને

જણાવી આપની અનુમતિ મેળવવાનું મને વધારે વ્યાજબી લાગવાથી આ વિશે પ્રથમ વાતચીત મેં આપની સાથેજ કરી છે. હવે હું તેની સાથે પણ આ વિષયની ચર્ચા ચલાવીશ અને નવ્વાણું ટકા તો મારા પ્રયત્નમાં હું ફાવીશ." સરસ્વતીએ પોતાની દીર્ઘદૃષ્ટિ અને દક્ષતાનો કાંઇક પરિચય કરાવ્યો.

"સરસ્વતી, તું એટલી બધી દયાળુ, વિચારશીલ અને સુજ્ઞ છે, અને તેથી તારો મારાપર એટલો બધો પ્રભાવ પડી ગયો છે કે, હું તને કોઇ પણ બાબતની મારી અનિચ્છા હોવા છતાં પણ ના પાડી શકતો નથી. છતાં પણ એટલી સૂચના આપી મૂકું છું કે, જે કરે તે સંપૂર્ણ વિચાર કરીનેજ કરજે અને તેની જો આ વિષયમાં જરા પણ અનિચ્છા હોય અથવા દેખાય તો પછી વાતને આગળ લંબાવતીજ નહિ. આપણાથી બીજી જે સહાયતા આપી શકાશે તે આનંદથી આપીશું." વૈકુંઠનાથે નિરુપાય થઇને અર્ધઅનુમોદન આપ્યું.

આ સંભાષણમાં લગભગ ૭ વાગ્યાનો વખત થવા આવ્યો. વૈકુંઠનાથે બહાર જવાની તૈયારી કરી અને સરસ્વતી ગૃહકાર્યમાં નિમગ્ન થઇ. પ્રથમ લૅમ્પમાં કેરોસિન પૂરી ચિમની તથા ગ્લોબ આદિને સાફ કરીને તેમને તેમના સ્થાને મૂકી વૈકુંઠનાથના જવા પછી તેણે સગડીઓ સળગાવીને રાંધવાની શરૂઆત કરી. સ્ટૅન્ડર્ડ આઠ કે સાડા આઠ વાગે કૃષ્ણા, વિધુ તથા સરસ્વતીનો બંધુ નાટક જોઇને પાછાં આવ્યાં તે વેળાએ રસોઇ તૈયાર હોવાથી સરસ્વતીએ તે સર્વને જમવા બેસાડી દીધાં. કૃષ્ણાએ પૂછયું કે: "વિધુના પિતા જમી ગયા કે શું!" એના ઉત્તરમાં સરસ્વતીએ જણાવ્યું કે: "આજ એ તો પોતાના એક મિત્રને ત્યાં જમવાના છે અને રાતે મોડા આવવાના છે, એટલે એમના જમવાની આપણે વાટ જોવાની નથી." અહીં મારે જણાવવું જોઇએ કે, મારા પતિ પણ વૈકુંઠનાથ સાથે બહાર ગયા હતા અને તેઓ પણ વૈકુંઠનાથ સાથે તેમના મિત્રને ઘેરજ જમવાના હતા એટલે હું તથા સરસ્વતી પણ જમવાના કાર્યથી ઝટ પરવારી ગયાં. થોડી વારમાં સરસ્વતીનો ભ્રાતા ચાલ્યો ગયો અને વિધુ નિદ્રાવશ થયો.

સરસ્વતી, હું અને કૃષ્ણા વૈકુંઠનાથના બેસવાના ઓરડામાં બેઠાં અને અમારાં વાર્ત્તાલાપનો આરંભ થયો. સરસ્વતીના મુખ-

મંડળમાં કાંઈક ગંભીરતાની છટા વિલસતી હોવાથી તેના હૃદયમાં કાંઈક ગંભીર વિચાર થતા હોવા જોઇએ, એવી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી. મારી કલ્પના અનુસાર સરસ્વતીના હૃદયમાં એવી ભાવના રમી રહી હતી કે, કૃષ્ણાને પોતાના મનની વાર્તા જણાવવી તો ખરીજ, પણ તે એવી રીતે કે, પોતે તેના પર ઉપકાર કરવાનો ભાવ બતાવે છે, એવી કલ્પના કૃષ્ણાના મનમાં ન આવવી જોઈએ અને તેના હૃદયમાં કોઇ પણ પ્રકારનો અલ્પ સ્વલ્પ આઘાત પણ ન થવો જોઇએ. હૃદયમાં આવા પ્રકારનો વિચાર ચાલી રહેલો હોવા છતાં પોતે એવા કોઇ પણ વિચારમાં લીન છે, એની કૃષ્ણાને શંકા ન થાય એટલામાટે સરસ્વતીએ હૃદયને વિચારમાં નિમગ્ન રાખી હર્ષિત મુખથી કેટલીક આમતેમની વાતો કરી અને ત્યાર પછી પોતાના ઇચ્છિત વિષયને ચર્ચવાના ઉદ્દેશથી નીચે પ્રમાણે વાર્તાલાપનું મંગળાચરણ કર્યું:—

"કેમ, કૃષ્ણા આજનું નાટક કેવું હતું અને તેમાં તું નવીનતા શી જોઇ આવી વારૂ? નાટક નીતિની શાળા મનાય છે અને પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓ ત્યાં વિદ્યાર્થી તથા વિદ્યાર્થિની રૂપે કાંઈક પણ ઉત્તમ પાઠ શીખવામાટેજ જાય છે, તો તને આજના નાટકમાંથી કાંઇ પણ શીખવાનું મળ્યું ખરૂં કે નહિ? મારી ધારણા પ્રમાણે તો પ્રત્યેક વ્યક્તિને નાટકમાંથી અવશ્ય કાંઇ ને કાંઇ પણ શીખવાનું મળી આવે છે."

સરસ્વતીના આ પ્રશ્નને સાંભળીને કૃષ્ણાએ ગંભીર મુખમંડળ તથા ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું કે: "તારી કલ્પના સત્ય છે; મને પણ કાંઈક શીખવાનું તો મળ્યું છે, પણ તેથી મારા હૃદયમાં એક પ્રકારનો વિશેષ વિઘાતક આઘાત થયો છે; દુઃખનો જે ઘા તારા સહવાસથી કાંઇક રૂઝાયો હતો, તે પાછો તાજો થઈ ગયો છે!"

"જો આવી ખબર હોત, તો હું તને નાટક જોવા મોકલતજ નહિ. પણ એ વિઘાતક આઘાત કરનારી આજના નાટમાં તેં શી ઘટના નિહાળી?" સરસ્વતીએ આતુરતાથી પૂછ્યું.

"આજના 'સતી અનસૂયા' નાટકમાં આવતી યોગેશ્વરી કુમારિકા નર્મદાને સદેહ સ્વર્ગમાં જવાની શક્તિ પ્રાપ્ત થયેલી હોવા છતાં તેણે પરણીને પતિની સેવા કરી પોતાના સ્ત્રીજીવનના કર્ત્તવ્યની સમાપ્તિ કરેલી ન હોવાથી દેવોએ તેને સ્વર્ગમાં પ્રવેશ કરતી અટકાવી

હતી અને અંતે પતિની સેવાના પ્રતાપેજ તેનામાં સૂર્યનારાયણને સ્તંભાવી રાખવાની શક્તિનો આવિર્ભાવ થયો હતો; સ્વામીની સેવાથીજ નર્મદાનો ઉદ્ધાર થયો હતો. ખરેખર પતિ વિના પ્રમદાની કોઇ ગતિજ નથી; અને તેમાં પણ વિધવા વનિતાનો અવતાર તો સર્વથા વ્યર્થજ માની લેવાનો છે!" કૃષ્ણાએ નાટકમાંની વિઘાતક આઘાત કરનારી ઘટનાને અશ્રુપૂર્ણ નયનોથી વર્ણવી સંભળાવી.

"પતિરૂપ છત્ર કિંવા મુકુટ વિના પ્રમદાની મહત્તા કશીજ નથી, એ વાર્ત્તા સર્વથા નિર્વિવાદ અને નિઃસંશય છે." સરસ્વતીએ કહ્યું.

"ખરેખર જો પતિદેવ વર્ત્તમાન હોય, તો કેવળ પતિદેવનીજ તનમનધનથી એકનિષ્ઠ સેવા કરવાથી પત્નીનો ઉદ્ધાર થાય છે અને પતિદેવની સેવા વિના પરમાત્માની સેવા પણ નિષ્ફળ થઇ જાય છે. પતિજ પત્નીનો જગદાધાર છે: પતિ વિના પત્નીનો અવતાર સર્વથા નિઃસાર છે!" મેં પણ સરસ્વતીના ઉદ્‌ગારોને યોગ્ય તથા સત્ય પુષ્ટિ આપી.

"અને તેનું કારણ એ કે;–" એમ કહીને કૃષ્ણાએ આ કવિતાનો ઉચ્ચાર કરી સંભળાવ્યો:—

"ધન ધન યુવતીનું, જીવન પ્રાણનાથ;
અફળ સકળ ભાસે, કામિની જો અનાથ;
સુમન અલિવિહીન, પ્રાય નિર્માલ્ય ભાસે;
ગણવી તરુણી તેવી, યૌવને સ્વામિનાશે!"

"જ્યારે તું વૈધવ્યને આટલું બધું ભયંકર અને અસહ્ય કષ્ટકારક માને છે તો સધવા સૌભાગ્યવતી થવાનો ઉપાય તારા હાથમાં છે. આપણી જ્ઞાતિના રિવાજ પ્રમાણે પુનર્લગ્ન કરી તું સરળતાથી પતિસેવાને પ્રાપ્ત કરી પોતાના અવતારથી સાર્થકતા કરી શકે એમ છે. કેમ, છે એવો કાંઇ વિચાર?" સરસ્વતીએ તેના સત્ય મનોભાવને જાણી લેવાના ઉદ્દેશથી પૂછ્યું.

"સરસ્વતી, મેં એક સાધારણ વાત કરી, તેમાં તું મનેજ લેતી પડી કે? આ પણ ઠીક. મારો તો પુનર્લગ્ન કરવાનો જરા પણ વિચાર નથી; કારણ કે, પુનર્લગ્ન કરવાથી અવશ્ય સુખ મળવાનુંજ, એવો કાંઈ નિશ્ચય નથી. ધાર કે, જેમ જૂના સ્થળે કુટુંબનાં બીજાં માણસો નખોદ અને ધણી બુઢ્ઢો તથા કુટુંબમાં કોઈ પણ જાતના

ભારબોઝ વગરનો મળ્યો હતો, તેવીજ પરસ્થિતિમાં પાછી જઇ પડું અથવા તો કુટુંબના ઝાઝા વિસ્તાર વગરનો, પણ પોતેજ દુરાચારી હોય તેવો કોઇ ધણી મળી જાય, તો એક ભવમાંથી બે ભવ પણ થાય અને દુઃખ પણ જેવુંનું તેવુંજ રહે. એના કરતાં તો વૈધવ્યનું પાલન કરવુંજ વધારે સારૂં છે. દૂધનું દાઝયું જેમ છાશને પણ ફૂંકીને પીએ છે, તેમ અતિશય દુઃખ ભોગવવાથી મારો આ જગતમાંથી બધો વિશ્વાસ ઉડી ગયો છે; તેમજ વળી મારી સાર સંભાળ લેનાર કોઇ પણ ન હોવાથી જો એવા કોઇ વંઠેલાના હાથમાં જઇ પડું, તો મારૂં માંસ કૂતરાં પણ ન ખાય, એવી હાલતમાં છેવટે મારે મરી જવું પડે! એના કરતાં અત્યારે છે તેજ અવસ્થા શી ખોટી છે? અત્યારે તો હું તારી મેહમાન છું, પણ મારા પિતા આવશે એટલે તેમની અને તારી મદદથી હલકા ભાડાની એક કોટડી લઇને રહીશ અને એક પેટ ભરવાનું છે તે કોઇની મેહનત મજૂરી કરીને કે શીવવા અને ભરત ભરવાનું કામ કરીને પણ ભરીશ. ઢેડવાડે જઇને હાડકાંથી ન ધરાઇએ, તો પછી ઠાલી બદનામી માથાપર શામાટે લેવી? બુદ્ધિમાન્ એવું કાર્ય કરેજ શામાટે કે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે? હું નથી ધારતી કે મારા આ વિચારોથી તું પ્રતિકૂળ હોય. જો તું મારા કલ્યાણનેજ ઇચ્છનારી હોય, તો પોતાનો ખરેખરો અભિપ્રાયજ આપજે: મને રૂડું મનવીશ નહિ." કૃષ્ણાએ જરાક જુસ્સાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"પરંતુ કૃષ્ણા, જો એવો કાંઇ પણ ભય ન રહે અને પતિ સદ્ગુણી, વિદ્વાન, યોગ્ય વયનો અને પ્રેમી તથા તને અને ભવિષ્યમાં તારાં સંતાન થાય તો તેમને સારી રીતે પાળી શકે તેવાં સાધનો વાળો મળે, તો તું પુનર્લગ્ન કરે ખરી કે નહિ? પુનર્લગ્ન કરવાની તારી ઇચ્છા તો છે; પણ આ વિઘ્નોની શંકા બળાત્કારે તારી તે ઇચ્છા પ્રમાણે વર્ત્તતાં તને અટકાવે છે, તો એ વિઘ્નો આવવાની ભીતિ ન રહે અને તારી ઇચ્છા પૂર્ણ થાય, એવી વ્યવસ્થા હું કરી આપવાને તૈયાર છું. માત્ર તારા મોઢામાંથી 'હા' એટલો એકજ અક્ષર નીકળવો જોઇએ." સરસ્વતીએ તેના મુખમાંથી હા પડાવવામાટે ચોખ્ખા ગળે બાઝવાનો હિસાબ કર્યો.

કૃષ્ણા બોલીને ફસાઇ ગયેલી હોવાથી હવે આનો શો જવાબ આપવો એ વિશેના ગહન વિચારમાં પડી ગઈ. થોડી વાર સુધી તો

તે કાંઇ પણ બોલી શકીજ નહિ અને ત્યાર પછી પણ તેણે એટલુંજ કહ્યું કે: "સરસ્વતી, આ વાતને હવે આટલેથીજ ટુંકી કરી નાખ. આપણી જાતિમાં કાંઇ કુંવારી કન્યાઓનો કે તરુણ વિધવાઓનો દુષ્કાળ નથી કે એવો યોગ્ય પુરુષ મારા જેવી ગરીબ બાપની, પરદેશમાં વસેલી અને જેના ગુણ દોષની અહીં કોઇને કશી માહિતી નથી એવી એક નિરાધાર તથા નિઃસહાય વિધવાને આશ્રય આપવામાટે બેસી રહ્યો હોય! આ આશા આકાશકુસુમ સમાન છે. અત્યારથીજ પોતાના ઘરમાંથી મને દૂર કરવાનો યત્ન શામાટે આદરે છે? હું કાંઇ વધારે દિવસ તારા ઘરમાં રહીને તને ભારરૂપ થવાની નથી; કારણકે, મારા પિતા આવશે એટલે હું મારી, મારાથી બનશે તે, વ્યવસ્થા કરી લઇશ."

"કૃષ્ણા, મારા આ બોલવાનો તેં આવો ઊંધો અર્થ કરીને મનમાં માઠું લગાડયું કે? ગાંડી, શું આ વખત તારી સાથે વિનોદ કરવાનો કે તારા દુઃખપર ડ્હામ દેવાનો છે? હું જે કહું છું તે ખરી લાગણીથી અને અક્ષરે અક્ષર સાચું કહું છું. તું એ નિશ્ચયપૂર્વક માની લે કે જો તારી હા હોય, તો કચ્છી, હાલાઇ અને ઘોઘારી એ ત્રણે રઘુવંશીય જાતિમાં ન મળી શકે તેવો એક યોગ્યતાવાન્ પુરુષ તારા પાણિગ્રહણની પ્રતીક્ષા કરીનેજ બેસી રહેલો છે; હવે માત્ર તારૂં ભાગ્ય તને સદ્‌બુદ્ધિ આપે એટલોજ વિલંબ છે. આમ કરવામાં હું કેવળ તારા પરજ ઉપકાર કરૂં છું એમ નથી, પણ એમાં મારો પોતાનો પણ કેટલોક સ્વાર્થ સમાયલો છે." સરસ્વતીએ ગંભીરતાથી કહ્યું.

"તારો વળી એમાં શો સ્વાર્થ છે? પેલાં લાકડે માકડું વળગાડી, વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો, એ મંત્રને જપનારા આજકાલના બ્રાહ્મણોની પેઠે કાંઇ દલાલી ખાવાનો વિચાર છે કે શું?" કૃષ્ણાએ મીઠી મશ્કરી કરીને કહ્યું.

"તું દલાલી માન કે ગમે તે માન, પણ તું મારી બાલ્યસખી અને મારા પ્રતિ સારો ભાવ તથા પ્રેમ રાખનારી હોવાથી મારી પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોય તો મારી સેવા કરવી અને મારી સહાયિકા થઇ રહેવું એ તારો ધર્મ છે ખરો કે નહિ? મારો નિશ્ચય છે કે, આનું ઉત્તર તું 'ના'માં તો કદાપિ આપવાનીજ નથી, અને તેટલામાટે તારા ઉત્તરની વાટ જોયા વિનાજ હું આગળ વધીને કહું

છું કે, મારી એવી ઇચ્છા છે કે, તું સદાને માટે મારી સહાયિકા થઇને મારી આંખો આગળજ રહે તો વધારે સારૂં. હવે તારા મારી નજર આગળ રહેવાના બે માર્ગ છે. એક તો તટસ્થ સંબંધથી કોઇ પણ પ્રકારના વિકારની છાયા વિના રહેવું અને બીજું ગૃહની સ્વામિની થઇને રહેવું. પ્રથમના પ્રકારથી રહેવામાં લોકનિન્દાને પાત્ર થવાનો કિંવા પ્રમાદવશ થવાનો સંભવ હોવાથી બીજા પ્રકારના સંબંધથી રહેવું એ વિશેષ નિર્ભય અને લાભકારક છે; અર્થાત્ હું તને મારી પેઠેજ આ ગૃહની સ્વામિની બનાવવા માગું છું." સરસ્વતીએ હવે પોતાના મનોભાવને ખુલ્લી રીતે જણાવી દીધો.

કૃષ્ણા તો તેનાં આ વાક્યો સાંભળીને આશ્ચર્ય તથા નિઃસ્તબ્ધતાના ભાવને વ્યક્ત કરતાં વિસ્ફારિત લોચનથી તેના મુખ સામું એકી ટસે જોઇ રહી. કેટલીકવાર પછી તેણે એટલા શબ્દોજ ઉચ્ચાર્યા કેઃ "શું મારી ભગિનીતુલ્ય સખીની, મારી પ્રાણાધિકા સરસ્વતીની હું સોક્ય થાઉં ?"

"ના, સોક્ય શબ્દનો અત્યારે જે અર્થ કરવામાં આવે છે તે અર્થને સિદ્ધ કરનારી સોક્ય નહિ; પણ મારા સુખદુઃખની તથા મારા સૌભાગ્યની સમાન ભાગિની થા! હું એમજ માનીશ કે કૃષ્ણા મારી સખી નહિ, પણ મારી નાની બ્હેનજ છે. મારી આટલી નમ્ર યાચના છે અને તેનો તું સ્વીકાર કર." સરસ્વતીએ બહુજ નમ્રતા દર્શાવી અને તેથી કૃષ્ણાનું મન દ્રવી જતાં તેનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ખરી પડયાં. તે સરસ્વતીના ગળામાં હાથ નાખી મસ્તકને તેની છાતીપર રાખીને કોચપર ઢળી ગઇ.

કેટલીકવાર પછી હર્ષવિકાર ઓછો થતાં તે સરળ હૃદયથી ઉદ્ગાર કાઢવા લાગી કેઃ "સરસ્વતી, સરસ્વતી, તું માનવ સ્ત્રી નહિ, સ્વર્ગની અપ્સરા નહિ, પણ સાક્ષાત્ દેવદુહિતા અને દેવદારા છે! તું આવી ઉદારાત્મા અને અનસૂયા હઇશ, એવી સ્વપ્નમાં પણ મને કલ્પના નહોતી અને તેવી કલ્પના ન હોય એ સ્વભાવિકજ છે; કારણ કે, પતિના પ્રેમનો ભાગ પોતાના હસ્તેજ અન્ય અબળાને આપવો, એ ઉદારતા બહુધા સ્ત્રીના સ્વભાવમાં સર્વેશ્વરે મૂકીજ નથી, અને જો મૂકી હોય તો તે અપવાદરૂપજ કહી શકાય. વળી સ્ત્રીઓમાંની એ અપવાદરૂપ અલૌકિક ઉદારતા બહુ અંશે કેવળ ભારત-

વર્ષની સ્ત્રીઓમાંજ મળી શકે છે. પણ સરસ્વતી, તારી આવી આ સદ્‌ભાવનામય ઉદારતાને તારા વિદ્વાન્ પતિ માન્ય રાખશે ખરા કે? તું સદ્‌ગુણવતી છે, પતિની આજ્ઞામાં વર્ત્તનારી છે, પુત્રવતી છે અને તારા પતિ વિદ્વાન્ હોવાથી બે સ્ત્રી કરવાના વિચારવાળા તો નહિજ હોય, એટલે આ વિષયને તેઓ માન્ય રાખે એવી મારી માન્યતા નથી. તારા પતિના સ્વભાવને તું વધારે સારી રીતે જાણતી હઇશ, એટલે મારાથી વધારે કાંઈ બોલી શકાય તેમ નથી."

"મારી ગમે તેવી પ્રાર્થના હોય છતાં મારા પ્રાણનાથ મારી પ્રાર્થનાનો તિરસ્કાર કરે એમ બનેજ નહિ. માત્ર તારી ઇચ્છા હોય એટલે થયું, એમને હું ગમે તે રીતે સમજાવીશ અને આ બાબતની હા પડાવીશ. કેમ છે હા?" સરસ્વતીએ એ બીડું ઝડપી લીધું.

"જ્યાં વૈકુંઠનાથ જેવા વિદ્વાન્ પુરુષને પણ તેં સૂતરને કાચે તાંતણે બાંધી રાખ્યા છે અને તેમનામાં પણ તને કોઈ પણ બાબત-માટે ના પાડવાની શક્તિ રહી નથી; તો હું તો બિચારી એક અબળા છું એટલે મારી શી બિસાત? જ્યાં પુરુષ પણ હારી જાય ત્યાં મારા જેવી એક અશક્ત અબળાથી દેવીની આજ્ઞાનો અનાદર કરી કેમ કરીને ના પાડી શકાય વારૂ?" કૃષ્ણાએ અંતે નેત્રોને નીચાં ઢાળીને પોતાની અનુમતિ આપી દીધી.

"બસ કૃષ્ણા, જાણી લે કે આજથી ઈશ્વર તારા પર કૃપાળુ થયો છે અને તારા સંકટનો કાળ ચાલ્યો ગયો છે. તારા પિતા આવે, તેમની અનુમતિ વિવેકને માટે લઇએ અને જાતિના રિવાજ પ્રમાણે પુનર્લગ્નનો વિધિ આટોપી દઈએ એટલોજ માત્ર વિલંબ છે. આટલાં વર્ષો વીત્યાં છે તો ચાર આઠ દિવસ બીજા પણ વીતી જશે. ધૈર્યને ડગવા દેતી નહિ, આજના નિશ્ચયને દૃઢ રાખજે અને જગન્નિયંતા જગદીશ્વરમાં અચલ શ્રદ્ધા તથા વિશ્વાસ રાખજે; તો પરમાત્મા તારૂં કલ્યાણ કરશે." સરસ્વતીએ સાક્ષાત પરમેશ્વરી તુલ્ય આશ્વાસક શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"તારી વાણી અને તારો આશીર્વાદ સફળ થાઓ. હું પણ પ્રભુ પાસેથી એટલુંજ માગું છું કે, તારામાં પૂજ્યભાવ અને નિષ્કપટ પ્રેમ રાખવાની સદ્‌બુદ્ધિ મને તે આપે અને આપણા ગૃહમાં કુસંપનું સામ્રાજ્ય ન વ્યાપે!" કૃષ્ણાએ કૃતજ્ઞતા દર્શાવી.

"પરમાત્મા તેમજ કરશે; આપણી પર્ણકુટીમાં સંપ અને સંતોષનોજ સદા અખંડ નિવાસ થશે!" સરસ્વતીએ શુભ આશા ધારી.

* * * *

એ ત્રણ દિવસમાં કૃષ્ણાનો વૃદ્ધ પિતા તીર્થક્ષેત્રમાંથી મુંબઇમાં આવી લાગ્યો અને બુદ્ધિમતી સરસ્વતીએ યુક્તિ પ્રયુક્તિથી કૃષ્ણાના વૈકુંઠનાથ સાથે પુનર્લગ્ન કરાવવાની વાર્તાને એટલી સીમા પર્યંત તેના હૃદયમાં ઠસાવી દીધી કે તેના પરિણામે તેનાથી માત્ર એટલુંજ કહી શકાયું કે: "જો આ બાબતમાં તમો દંપતીનો અને મારી કૃષ્ણાનો એકજ અભિપ્રાય હોય, તો મારી ના નથી; મારો જરા પણ વાંધો નથી. મારી માત્ર એટલીજ એક અંતિમ ઇચ્છા છે કે, મારા એક સમયના જે પ્રમાદના પરિણામે મારી એકની એક ગરીબ ગાય જેવી દીકરીને આટલાં બધાં સંકટો ભોગવવાં પડયાં છે, તે કૃષ્ણાને કોઇ પણ ઉપાયે પુનઃ સુખની પ્રાપ્તિ થાય અને તેનું શેષ આયુષ્ય આનંદ તથા હર્ષમાંજ વીતી જાય! મને મારા પોતાના સ્વાર્થે કિંવા સુખની કશી પણ લાલસા કિંવા વાસના રહીજ નથી અને તેથી આ વિષયમાં કોઇ પણ પ્રકારનો હસ્તાક્ષેપ કરવાનો મારો વિચાર છેજ નહિ."

આવી રીતે ગૃહમાં તો સરસ્વતીની ઇચ્છા પ્રમાણેનો સમસ્ત યોગ બની આવ્યો; પરંતુ જ્યારે બધી વાતનો નિશ્ચય થઇ ગયો અને વૈકુંઠનાથે આ વાર્ત્તા પોતાના ખાસ અને નિત્ય સાથે બેસનારા એ ત્રણ મિત્રોને જણાવી ત્યારે તે મિત્રોએ આ વિષયમાં પોતાનો સર્વથા વિરુદ્ધ અભિપ્રાયજ દર્શાવ્યો અને તે ખાસ એટલામાટેજ કે, 'કોઇ પણ પ્રકારે તેમની દેવીતુલ્ય સરસ્વતી ભાભીના હૃદયમાં ગુપ્ત આઘાત ન થાય અને તેના અંતઃકરણમાંથી સર્વનાશક 'હાય!' ન નીકળી જાય!' સરસ્વતી પોતેજ આ કાર્યમાં અગ્રેસર ભાગ લેનારી અને પોતેજ પોતાના પતિને બીજું ઘર માંડી આપનારી હતી, એ વાર્ત્તાથી તે બિચારા હિતૈષી મિત્રો અદ્યાપિ અજ્ઞ હતા; પરંતુ જ્યારે સરસ્વતીએ પોતેજ પોતાના મુખથી તેમના સમક્ષ સમસ્ત રહસ્યનો સ્ફોટ કર્યો એટલે પછી તેઓ પણ શાંત થઇ ગયા અને 'સરસ્વતી ભાભીએ જે કાંઇ કર્યું હશે, તે જોઇ વિચારીને તથા પરોપકારબુદ્ધિથીજ કર્યું હશે!' એવી તેમની દૃઢ શ્રદ્ધા હોવાથી વિશેષ વિરોધ દર્શાવવાનું તેમણે માંડી વાળ્યું. હવે એ કાર્યની સમાપ્તિમાં એક પણ

વિઘ્ન આવવાની શંકા રહી નહિ અને એ પરિણામ શાનું હતું વારૂ ? કોઇ પણ તત્કાળ કહી શકે તેમ છે કે, **સરસ્વતીની** અલૌકિક ઉદારતાનું !

રવિવારને દિવસે કૃષ્ણા સાથે વૈકુંઠનાથનું પુનર્લગ્ન થઇ જાય, એવા પ્રકારનો અવિચલ અને દૃઢ નિશ્ચય કરવામાં આવ્યો; પરંતુ શનિવારે કૃષ્ણા રજસ્વલા થવાથી પુનર્લગ્ન એક સપ્તાહ પર્યન્ત વિશેષ લંબાયું.

## પ્રકરણ ૧૯ મું
## કૃષ્ણાનું પુનર્લગ્ન અને પત્ર

જોતજોતાંમાં એક સપ્તાહનો કાળ વીતી ગયો અને બીજો રવિવાર પણ આવી લાગ્યો. તે દિવસે વૈકુંઠનાથ સાથે કૃષ્ણાનું પુનર્લગ્ન થવાનું હોવાથી કેટલીક તૈયારીઓ આગળથીજ કરી રાખવામાં આવી હતી એટલે બપોરે જમ્યા પછી તરતજ **સરસ્વતીની** આજ્ઞાથી કૃષ્ણા અને હું વાલુકેશ્વર જવાને તૈયાર થયાં; કારણકે, પુનર્લગ્નનો વિધિ વાલુકેશ્વરમાંજ થવાનો હતો. એ કાર્યમાટે ખાસ ત્યાં એક મકાન એક દિવસ અને એક રાતમાટે ભાડે રાખવામાં આવ્યું હતું. **સરસ્વતી,** કૃષ્ણા અને હું ગાડીમાં બેસીને વાલુકેશ્વરના તે મકાનમાં ગયાં અને ત્યાર પછી થોડીવારમાંજ વૈકુંઠનાથ પણ પોતાના કેટલાક મિત્રો તથા જ્ઞાતિબાંધવોને સાથે લઇને ત્યાં આવી પહોંચ્યા. અમારા એ સારસ્વત ગોરબાપા તો ત્યાં પ્રથમથીજ હાજર થઈ ગયા હતા, એટલે હવે એ શુભ કાર્યમાં કોઇ પણ પ્રકારનો વિલંબ થવાનો સંભવ નહોતો; માત્ર યોગ્ય સમયનીજ પ્રતીક્ષા કરાતી હતી. **સરસ્વતીની** ઓળખીતી તથા મૈત્રિણી ત્રણ ચાર સ્ત્રીઓ પણ ત્યાં આવી હતી. આમંત્રિત સ્ત્રી તથા પુરુષોમાટે નાસ્તા તથા ચાહની વ્યવસ્થા કરાયલી હોવાથી પાંચ વાગે નાસ્તા તથા ચાહની તૈયારી થઇ ગઈ અને ત્યાર પછી તાંબૂલભક્ષણનો વિધિ ચાલ્યો ત્યાં તો સાડાછનો સમય થવા આવ્યો.

આજે **સરસ્વતીએ** કૃષ્ણાને પોતાનાં વસ્ત્રાભૂષણોવડે ભગિની કરતાં પણ અધિક સ્નેહથી એવી તો સુંદર રીતિથી શૃંગારી હતી કે જંગબારથી આવેલી કૃષ્ણા અને આજની કૃષ્ણામાં અવની તથા

આકાશ જેટલું પરિવર્ત્તન થયેલું દેખાતું હતું. આજે કૃષ્ણાના મુખમંડળની તેજસ્વિતા તથા પ્રભા આંતરિક આનંદના યોગે સર્વથા અન્ય પ્રકારનીજ દેખાતી હતી. જાણે પુનર્લગ્ન નહિ, પણ તેનો પ્રથમવારનોજ લગ્નસમારંભ થતો હોયની ! એવોજ જોનારને ભાસ થયા કરતો હતો. પુનર્લગ્નના વિધિમાટે જૂદા રાખેલા ઓરડામાં રાતે સાડા સાતથી આઠ સુધીમાં પુનર્લગ્નનો વિધિ થઈ ગયો અને ત્યાર પછી ભોજન તૈયાર હોવાથી વર, નવીન વધૂ તથા આમંત્રિત સ્ત્રી પુરુષોએ ભોજનના આનન્દને લૂટવાનો આરંભ કર્યો. ભોજનના કાર્યની સમાપ્તિ થયા પછી ખાસ બોલાવવામાં આવેલા નાનાભાઈ ભૂરિયાની કલબના સાજિન્દા તથા છોકરાએ સર્વને સંગીતનો સ્વાદ ચખાડવા માંડ્યો અને સર્વત્ર આનંદ તથા આનંદનોજ વિસ્તાર દૃષ્ટિગોચર થવા લાગ્યો. લગભગ બાર વાગે તૈયાર રખાવેલી ગાડીઓમાં સર્વ પોત પોતાને ઘેર જવામાટે વિદાય થયાં. અમો એક વાગે ઘેર પહોંચ્યાં.

આ પુનર્લગ્નની વાર્ત્તા જ્યારે અમારી જ્ઞાતિના સર્વસાધારણ તથા અન્ય જનોના જાણવામાં આવી, ત્યારે વૈકુંઠનાથ જેવા એક સારા વિદ્વાન્ અને અનુભવી વિચારશીલ પુરુષે પોતાની દેવીસ્વરૂપા પ્રથમ પત્નીના જીવતાંજ આ દ્વિતીય પત્ની કરવાનું સાહસ કેમ કર્યું હશે, એની તેઓ કલ્પના કરી શક્યા નહિ. કેટલાક તટસ્થવૃત્તિ જનો જ્યારે માત્ર સંશયયુક્ત ચર્ચા ચલાવતા હતા, ત્યારે કેટલાક પરોત્કર્ષાસહિષ્ણુ તથા પારકી નિન્દાનેજ પોતાના નિર્વાહના સાધનરૂપ માનનારા નિન્દકો તેની અકારણ નિન્દાનો અખંડ વ્યવસાય આદરી બેઠા હતા. છેવટે જ્યારે સત્ય વાર્ત્તા સર્વના જાણવામાં આવી, ત્યારે તેમનાં મોઢાં સીવાઇ ગયાં અને સમાજમાં ચાલતી સારી નઠારી સઘળી વાતો ધીમે ધીમે ઓછી થતી થતી બિલ્કુલ બંધ થઇ ગઇ.

પુનર્લગ્નના સમારંભને આઠ દશ દિવસનો કાળ વીતી ગયા પછી કૃષ્ણાએ પોતાના પૂર્વ પતિના સંબંધથી પોતાના ઓરમાન પુત્ર તરીકે ઓળખાતા પુત્રોમાંના દ્વિતીય પુત્રના નામનો એક કાગળ લખ્યો અને તે સરસ્વતીને તથા મને વંચાવ્યો. તે હૃદયદ્રાવક પત્રમાંનો લેખ આ પ્રમાણેનો હતો:—

"ભાઇ × × × × × દાસની સેવામાં,

મુ. જંગબાર,

"તમારા વૃદ્ધ પિતાના પરલોકવાસ પછી તમો સર્વ ભાઇ-

ઓએ અને તમારી સ્ત્રીઓએ મારા પર પારકા પરદેશમાં જે જે અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવી છે, તેનું સ્મરણ થતાં આજે પણ ભયથી મારા હૃદય તથા શરીરમાં ભીષણ કંપનો આવિર્ભાવ થાય છે. તમો બન્ને ભાઈઓએ એકવાર રાક્ષસીય ક્રૂરતાથી મને જે માર માર્યો હતો, તેની સ્મૃતિ અદ્યાપિ મને મારાં ભગ્ન અસ્થિ તાજી કરાવી આપે છે; છતાં પણ તમારાં એ દુષ્કૃત્યોમાટે તમને ધિક્કારવાને બદલે અને તમારા શિરપર અભિશાપની વૃષ્ટિ વર્ષાવવાને બદલે હું તમને એટલામાટે આશીર્વાદ આપું છું કે, તમારા એ અત્યાચારોના કારણથી મને અહીં આવવાની બુદ્ધિ થઈ અને આપણી જાતિમાં પુનર્લગ્નની રૂઢિ પ્રચલિત હોવાથી તમો રાક્ષસોના પંજામાંથી છૂટીને એક દેવતુલ્ય પતિની છાયામાં બેસવાના સૌભાગ્યને હું પ્રાપ્ત કરી શકી છું. તમે મારી સાથે ગમે તેવી નિષ્ઠુરતા તથા નિર્દયતાથી વર્ત્યા છો, છતાં એક વાર હું તમારી ઓરમાન તો ઓરમાન, પણ માતા હતી એટલા પૂરતું હજી પણ તમારા હિત પ્રતિ મારૂં અંતઃકરણ આકર્ષાય છે અને તેથીજ હું તમને ચેતવણી આપું છું કે, તમારી સ્ત્રી ચંચળા હજી નાદાન, ઉછાંછળી અને ઓછી સમજવાળી છે તેમજ તેનો જે તમારી સામે રહેતી પાડોશણ વીજળી સાથે રાત દિવસનો સમાગમ છે તે તેને કોઈ દિવસ ભ્રષ્ટ કરશે અને તમારા સંસારસુખનું નિકંદન નીકળી જશે; કારણ કે, એ પાડોશણ બાઈ પોતે શૂદ્ર જાતિની છે, પ્રથમ વેસ્યાવૃત્તિથી નિર્વાહ કરતી હતી, પછી મુંબઈમાં ભક્ત ઉપનામથી ઓળખાતા વેલજી નામના એક એકાક્ષ લુહાણાના ઘરમાં બેસી ગઈ હતી અને અત્યારે એક ભાટિયાની બાયડી થઈને જંગબારમાં આવી છે. તમારી સ્ત્રી ચંચળાએ તમને અંધારામાં રાખીને તે ભાટિયા તથા તેની રાખેલી રાંડ વીજળી સાથે બેસીને એક છબી પણ પડાવી છે કે જે શોધ કરતાં તમારી સ્ત્રીની કપડાં રાખવાની પેટીમાંથી તમને મળી શકશે. આનો શો અર્થ નીકળી શકે છે, એની કલ્પના તમારેજ કરી લેવાની છે. હું ત્યાં હતી તે વેળાગેજ આ બધી સંતાકૂકડીની રમત મારા જોવા તથા જાણવામાં આવી હતી, પણ તે વેળાયે એ બાબતને ખુલ્લી કરવાનો મારો વખત નહોતો; કારણ કે, તે વખતે જો હું કાંઈ પણ બોલત, તો તમારી બાયડી તમને ગમે તેમ રીઝાવીને સામા મારી વિરુદ્ધ ભંભેરીને ભૂત કરત અને મારે રોજ મેથીપાક જમવો પડત ! આ કાગળની વાતને છાની

રાખીને તપાસ કરશો, તો જે સત્ય હશે તે તરત તમારા જાણવામાં આવી જશે; કારણ કે, મનુષ્યહત્યા અને વ્યભિચાર જેવાં પાપો દીર્ઘકાળ પર્યંત કદાપિ ગુપ્ત રહી શકતાં નથી. અંતમાં નમ્રતા તથા વિનય પૂર્વક મારી માત્ર એક એટલીજ પ્રાર્થના છે કે, મારા પેટના જે ગોળાને મેં તમારા ઘરમાં અને તમારા હાથમાં છોડયો છે, તે માતા પિતા વગરનો એક સર્વથા નિરાધાર અને અનાથ અલ્પ-વયસ્ક બાળક હોવાથી અને તમારા ઘરમાંની કોઇ પણ સ્ત્રીના હૃદયમાં તેના વિશે વાત્સલ્ય કિંવા સારી લાગણી ન હોવાથી, જે વૃક્ષનાં તમે ફળ છો તેજ વૃક્ષનું તે પણ ફળ છે એટલે કે, તે તમારા પિતાનો પુત્ર અને તમારો બંધુ છે, એવી પ્રેમભાવનાથી તેનું યોગ્ય પાલન પોષણ કરશો અને ભણાવી ગણાવી ઉત્તમ નાગરિક બનાવશો, તો હું મારા અંતઃકરણથી તમને નિરંતર આશીર્વાદ આપતી રહીશ અને તે આશીર્વાદના પરિણામે પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે! આપણામાં સ્ત્રી બીજું ઘર કરે એટલે પ્રથમનાં સાસરિયાં તેને મરી ગયેલી માનીને તે જીવતી હોવા છતાં તેના નામનું મૃતસ્નાન કરી નાખે છે અને તેની સાથેના તેમના સમસ્ત સંબંધનો સદાને માટે અંત આવી જાય છે; અર્થાત્ એ રૂઢિ પ્રમાણે આજે આપણા પૂર્વસંબંધનો અંત થયો છે એટલે ભવિષ્યમાં હવે આપણો પરસ્પર પત્રવ્યવહાર પણ રહેવાનો નથી, તેથી આ પહેલા તેમજ છેલ્લા પત્રમાં ફરી એકવાર યાચના કરૂં છું કે, તમારા બાળક બંધુને સંભાળજો, તેને કોઈ વાતે ઓછું આવવા દેશો નહિ અને પરમાત્માની ભીતિ રાખીને દયાના માર્ગનું અવલંબન કરજો. હું પુત્રવતી હોવાથી પુનર્લગ્ન કરવાનો મારો લેશ માત્ર પણ વિચાર નહોતો, પરંતુ તમારા ઘરમાં મારા પર દિવસ રાત જુલમનો વર્ષાદ વર્ષવા માંડયો અને છેવટે તમોએ મારા વિશુદ્ધ ચરિત્રમાં કલંક લગાડીને ત્યાંથી બળાત્કારે મને નીકળી જવાની ફરજ પાડી એટલે મારો આ વિશ્વમાં કોઇ પણ આધાર ન હોવાથી લાચારીએજ મારે પુનર્લગ્ન કરવું પડયું છે, એ વાર્તા નવેસરથી તમને જણાવવાની આવશ્યક્તા હોય, એવી મારી માન્યતા નથી; કારણ કે, મારી પરિસ્થિતિને તમો સારી રીતે જાણો છો. અસ્તુઃ મારા ભાગ્યમાં જે લખાયલું હતું તે થયું છે અને તેથી હું બીજા કોઇને કશો પણ દોષ દેવા નથી ઇચ્છતી. પરમાત્મા સર્વનું કલ્યાણ કરો, એજ નિરંતર ઇચ્છતી

તમારી એક સમયની નિરંતર હિતૈષિણી માતા, પણ હવે જાતિભગિની કૃષ્ણાના અંતિમ પ્રણામ સ્વીકારશો.”

કૃષ્ણાના લખેલા આ પત્રને વાંચીને મારાં તથા સરસ્વતીનાં નેત્રામાંથી તત્કાળ અશ્રુ ખરી પડ્યાં; કારણ કે, અમો ઉભયનાં હૃદય અનુકંપાથી ભરાઇ આવ્યાં હતાં અને અશ્રુ પડ્યા વિના હૃદયના ભારની ન્યૂનતા થવાનો સંભવ હતોજ નહિ. મારા અભિપ્રાય પ્રમાણે તો એ પત્ર કોઈ પણ સહૃદય સ્ત્રી કિંવા પુરુષનાં નેત્રામાંથી અશ્રુનો પ્રવાહ વહેવડાવે તેવું હૃદયદ્રાવક હતું અને તેટલામાટેજ એ પત્ર અહીં પ્રકટ કરવામાં આવ્યું છે, કે જેથી વાંચકો મારા અભિપ્રાયની સત્યતાનું કાંઇક અનુમાન કરી શકે. અહા, માતા તે માતાજ અને તેમાં પણ એક આર્યમાતાનો સંતાન વિષયક સ્નેહ તો અલૌકિક તથા અદ્વિતીયજ હોય છે. પુત્રના અખંડ વિયોગથી એક આર્યજનનીના અંતઃકરણમાં કેવી અને કેટલી અસહ્ય વેદના થયા કરે છે, એની કલ્પના માતૃપદને ધરાવનારી કેવળ આર્ય અબળાજ કરી શકે છે. એનું શાબ્દિક ચિત્ર આલેખવાનું કોઇ ગમે તેવા સમર્થ વિદ્વાન, કવિ કે લેખકની લેખિનીમાં પણ સામર્થ્ય નથી; તો પછી મારા જેવી એક અલ્પશિક્ષિતા અબળાની લેખિનીમાં તો તે સામર્થ્યની સંભાવના ક્યાંથીજ હોઇ શકે ? મારી લેખિનીમાં એ સામર્થ્ય ન હોવાથીજ એ વિષયના શાબ્દિક ચિત્રને વિસ્તારથી આલેખવાનો આડંબર મેં નથી કર્યો.

કૃષ્ણાની કથાના પ્રવાહમાં તણાઇને હું વાંચકને એક વાર્ત્તા જણાવતાં ભૂલી ગઇ છું અને તે એ કે, અમારે મુંબઇમાં માત્ર પંદર દિવસનો સમય વીતાડીને જંગબારની આગબોટમાં બેસવાનું હતું, પરંતુ એક કારણ એવું આવી પડ્યું કે પંદરને બદલે પચીસ દિવસ થવા છતાં અને જંગબારની આગબોટ ઉપડી જવા છતાં અમારાથી નીકળી શકાયું નહિ અને હજી પણ ઓછામાં ઓછા બે માસ સુધી ત્યાંથી નીકળી શકાય તેવો સંભવ નહોતો. આવી રીતે રોકાઇ જવાનું કારણ એ હતું કે, લગભગ બે માસમાં આપણી જ્ઞાતિના એક નિધન પરંતુ સહૃદય જ્ઞાતિરત્ન રા. કાનજી ઓધવજી હીંડોચાના કેટલાંક વર્ષના સતત ભગીરથ પ્રયત્નના પરિણામે મુંબઇનગરીમાં આપણી સમસ્ત લુહાણા જ્ઞાતિની એક પ્રચંડ પરિષદ્ (કૉનફરન્સ) ભરાવાની હતી અને તેમાં યથાશક્તિ ભાગ લેવામાટે

કચ્છી, હાલાઈ, ઘોઘારી અને ગુજરાતી તેમજ ક્વચિત્ સિંધી આદિ સર્વદેશીય લુહાણા અગ્રેસરો તથા સાધારણ ગૃહસ્થો પધારવાના હતા. એમ પણ સાંભળવામાં આવતું હતું કે, એ કૉન્ફરન્સમાં લુહાણા જ્ઞાતિની એક બે સ્ત્રીઓ અથવા કન્યાઓ પણ ભાષણ કરવાની હતી. અર્થાત્ વૈકુંઠનાથે મારા પતિદેવને એવો આગ્રહ કર્યો કેઃ “ મિત્ર લીલાધર, આપણી શિક્ષણ અને સંસ્કૃતિના વિષયમાં અન્ય ઉચ્ચ હિન્દુજાતિઓ કરતાં બહુજ પશ્ચાત્ રહી ગયેલી લુહાણા જાતિના ભાવી અભ્યુદયને શક્ય કરવામાટે આ પ્રથમ લુહાણાપરિષદ ભરવાની યોજના કરાયલી છે અને તેમાં લુહાણા જ્ઞાતિના અભ્યુદયના અનેક પ્રશ્નોનો વિચાર તથા ઊહાપોહ થવાનો છે. વળી એ કૉન્ફરન્સ પ્રસંગે આપણી જાતિના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી સહસ્રાવધિ મનુષ્યો અહીં પધારે એવો સંભવ છે એટલે બીજી રીતે જ્ઞાતિગંગાના દર્શનનો લાભ પણ મળશે. તમો અચાનક મુંબઇમાં આવી લાગ્યા છો તો હવે આપણી જ્ઞાતિની ઉન્નતિના ચિન્હસ્વરૂપ આ પ્રચંડ મહાજનમંડળને પણ જોતા જાઓ; જંગબારથી એ પ્રસંગે ખાસ કરીને તમારાથી અહીં આવી શકાય તેમ નથી. વળી તમો બે મહિના મોડા જંગબાર જશો, તો તમારી આર્થિક સ્થિતિ એવી નથી કે જેથી તમો તણાઇ રહેશો અથવા તો મોટી ખોટ આવી જશે. અરે જંગબાર જવાનો વિચાર ન હોય, તો આ મુંબઇમાં પણ તમારામાટે કાંઇ સારા ધંધાની ખોટ નથી. હું નથી ધારતો કે, મારી આ પ્રાર્થનાનો અસ્વીકાર કરીને તમો આ પ્રસંગને તેનો યોગ્ય લાભ લીધા વિના હાથમાંથી જવા દેશો. બની શકશે તો હું આપના પિતાશ્રીને પણ કૉન્ફરન્સના પ્રસંગે અહીં બોલાવવાનો પ્રયત્ન કરીશ અને તેથી તેમની સાથે પણ જંગબાર જવા પૂર્વે તમારો મેળાપ થશે. બોલો ત્યારે હવે શો વિચાર છે ?” મારા પતિ પ્રથમથીજ કાંઇક શર્માળ સ્વભાવના હોવાથી અને રોકાઈ જવાનું કારણ પણ કાંઇક સબળ હોવાથી છેવટે વૈકુંઠનાથના આગ્રહને વશ થઇને તેમણે મુંબઇમાંજ બે ત્રણ મહિનાનો વિશેષ કાળ વીતાડવાનો નિશ્ચય કર્યો; કારણકે, અદ્યાપિ કૉન્ફરન્સ મળવાની તારીખ નક્કી થયેલી ન હોવાથી કદાચિત્ બેને બદલે ત્રણ અથવા ચાર મહિનાનો સમય પણ થઇ જાય, એવો સંભવ હતો; અર્થાત્ તેટલો સમય મુંબઇમાં વીતાડવાનો નિશ્ચય થયો એટલે પછી

મારા પતિ જરૂર જોઇતી કેટલીક નવીન વસ્તુઓ પણ લઇ આવ્યા અને અમોએ મુંબઇમાં કામચલાઉ નવું ઘર માંડી દીધું. વૈકુંઠનાથે અમારો અત્યંત આગ્રહ છતાં અમને જૂદું રાંધી ખાવાની અનુમતિ ન આપી અને તેથી જમવાનું તો અમારે તેમની સાથેજ રાખવું પડયું.

અસ્તુઃ સમયને જતાં વિલંબ નથી થતો એટલે જોતજોતાંમાં વૈકુંઠનાથ તથા કૃષ્ણાના પુનર્લગ્નને એક માસનો કાળ થઇ ગયો. કૃષ્ણાએ વૈકુંઠનાથનું પાણિગ્રહણ કર્યા પછી ગૃહકાર્યનો સર્વ ભાર પોતાના શિરપર ઉપાડી લીધો હતો અને સરસ્વતીને સંપૂર્ણ વિશ્રામ ભોગવવાનો અવસર પ્રાપ્ત કરાવી આપ્યો હતો. કૃષ્ણા તથા સરસ્વતીનો પરસ્પર એવો તો સંપ તથા પ્રેમભાવ રહ્યા કરતો હતો કે તે જોઇને એ બે સોકયો હશે, એવી અજાણ્યા માણસના મનમાં ઝાંખી કલ્પના થવાનો પણ સંભવ ન હોતો. કૃષ્ણા સરસ્વતીના પુત્ર વિધુને પ્રાણ કરતાં પણ અધિક માનતી હતી અને વૈકુંઠનાથને તો ઘરમાં શું થાય છે અને શું નહિ, એની કોઇવાર કશી ખબરજ પડતી ન હોતી. તેમના ગૃહમાંના આવા સંપને જોઇને અનેક સ્ત્રીપુરુષોના મુખમાંથી એવાજ ઉદ્‌ગારો નીકળતા હતા કેઃ "આ તે સોકયો કે બે માજણી સગી બ્હેનો! બ્હેનોમાં પણ આવો સંપ ભાગ્યેજ જોવામાં આવે છે તેવા કળિકાળમાં આ બે સોકયો આવા સંતોષ સમાધાનથી વર્તે છે, એ ખરેખર એક મોટામાં મોટી અજાયબીજ કહી શકાય!" જે બે બાયડીવાળાના ઘરમાં રાત દિવસ કજીયો ને કંકાસ પથારો પાથરીને પડેલો હોય, તેઓ પોતાની બાયડીઓને કૃષ્ણા તથા સરસ્વતીનો દાખલો આપી તેમની પેઠે વર્ત્તવાનો ઉપદેશ આપતા હતા. કેટલાક દિવસ સૂધી તો જાણવા જેવો કાંઇ પણ બનાવ ન બન્યો; પરંતુ ત્યાર પછી અચાનક મુંબઇમાં, પોરબંદરમાંની ભાટિયાની ધર્મશાળાના રક્ષક સ્વર્ગવાસી નાનજીભાઇની પુત્રી ભાગીરથી સાથે મારો મેળાપ થઇ ગયો અને તેના મુખથી તેનો અવશિષ્ટ વૃત્તાંત મારા જાણવામાં આવ્યો. એ બનાવ આવી રીતે બન્યો.

---

# પ્રકરણ ૨૦ મું

## ભાગીરથીનો મેળાપ

એક દિવસ સરસ્વતી, કૃષ્ણા અને હું બપોર પછી લગભગ ચાર વાગ્યાને સુમારે સરસ્વતીના ગૃહમાં બેઠી હતી. સરસ્વતી કબાટમાં કપડાંને ગોઠવાને મૂકતી હતી, કૃષ્ણા ચોખા વીણતી હતી અને હું મારા પુત્રને સ્તનપાન કરાવવા સાથે એ બન્ને સાથે વાતો કર્યા કરતી હતી. વૈકુંઠનાથ, મારા પિતા અને વિધુ ત્રણે બહાર ગયેલા હોવાથી અમારો વાર્તાલાપ નિઃસંકોચ ચાલતો હતો. એટલામાં અચાનક આપણી જ્ઞાતિની બે સ્ત્રીઓ આવી. તેમાંની એક સ્ત્રીની અવસ્થા લગભગ અઠ્ઠાવીસ વર્ષની હતી, તે શરીરે જોકે કાંઇક કૃશ હતી છતાં તેનું સૌંદર્ય આકર્ષક તથા મુખમંડળ પ્રભાવશાળી હતું. તેનાં વસ્ત્રાભૂષણોને જોતાં સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે ઉછાંછળા સ્વભાવની અને ફૅશનની ફિશિયારીને પસંદ કરનારી નહોતી; કારણ કે, તેનો સાલ્લો, ઘાઘરો અને પોલકું આદિ વસ્ત્રો કીમતી હોવા છતાં દેખાવમાં સાદાં હતાં અને અલંકારો તો સ્ત્રીને જેમના વિના બિલ્કુલ ન ચાલી શકે તેટલાજ તેણે ધાર્યા હતા. તેની સાથેની અન્ય અબળાનું વય લગભગ ચાળીશ વર્ષનું ધારી શકાતું હતું અને તેના રૂપરંગ તથા વેશ ઇત્યાદિથી તે કોઇ ગરીબ ઘરની સ્ત્રી હોવી જોઇએ એવું અનુમાન કરી શકાતું હતું. એ બે સ્ત્રીઓને જોતાંજ સરસ્વતીએ "આવો આવો, ભાગીરથી બહેન, આવો; આજે તો તમારાં દર્શનનો લાભ લગભગ છ કે સાત મહિના પછી મળ્યો. હવે તો તમારી તબીયત સારી છે ને? દેવલાલીથી પાછાં ક્યારે આવ્યાં? તમારા પતિ પણ, આશા છે કે, આનન્દમાં હશે. આ બાઇ પણ તમારી સાથે જ છે ને?" ભાગીરથીએ કોચપર બેસીને એના ઉત્તરમાં જણાવ્યું કે, "સરસ્વતી બહેન, દેવલાલીમાં કોઇ પણ વાતનું દુઃખ નહોતું અને જે જોઇએ તે મળી શકતું હતું; પરંતુ તમારા જેવાં સખીજનોના તથા સંબંધિજનોના સમાગમસુખનો ત્યાં સંપૂર્ણ અભાવ હોવાથી કેટલીકવાર સમય બહુજ કષ્ટપૂર્વક વીતતો હતો. આ વસંતબાઇ વળી સાથે હતાં, એટલો સંતોષ હતો. પરંતુ મારો રોગ એવા પ્રકારનો હતો કે દેવલાલીની સૂકી હવામાં રહેવા વિના મારો છૂટકોજ નહોતો.

દેવલાલીમાં બરાબર સાત મહિના વીતાડવાથી અને પથ્ય સહિત ઔષધિના સેવનથી અત્યારે તો મારી પ્રકૃતિ બહુજ સારી થઇ ગઇ છે અને ડૅાકટરની અનુમતિથીજ તમારા ભાઇ મને ગઇ કાલે પાછી અહીં મુંબઇમાં લઇ આવ્યા છે. દેવલાલીમાંના નિવાસથી વળી વિશેષ લાભ તો એ થયો છે કે, તમારા ભાઇની તબીયત પણ અહીં કેટલીકવાર બગડી આવતી હતી, તે પણ હવે સારી થઇ ગઇ છે અને તેમના શરીરનો રંગ બિલ્કુલ બદલાઇ ગયો છે. અમારા સમાચાર આ પ્રમાણેના છે, અને હવે તમો કહો કે, તમો, વિધુ તથા વિધુના પિતા સર્વ આનંદમાં તો છો ને ?" સરસ્વતીએ કહ્યું કેઃ "પરમાત્માની કૃપાથી અમો સર્વ આનંદમાં છીએ અને તમારા જેવાં શુભેચ્છકોનું કલ્યાણ ઇચ્છીએ છીએ." ભાગીરથીએ કહ્યું કેઃ "ગઈ કાલે અહીં આવ્યા પછી મારા સાંભળવામાં આવ્યું છે કે, તમોએ પોતેજ પોતાના હાથે તમારી એક મૈત્રિણી સાથે તમારા પતિનું પુનર્લગ્ન કરાવ્યું છે, એ વાર્ત્તા શું સત્ય છે ?" સરસ્વતીએ કહ્યું કેઃ "એ વાર્ત્તા અક્ષરે અક્ષર સત્ય છે અને આ રહી મારી તે મૈત્રિણી કૃષ્ણા." ભાગીરથીએ ત્યારપછી મારા પ્રતિ ઇશારો કરીને પૂછ્યું કેઃ "અને આ બાઇ કોણ છે ? કારણ કે, આગળ કોઇવાર મેં આ બાઇને તમારે ત્યાં જોયાં નથી." સરસ્વતીએ ભાગીરથીને મારા પતિનો તથા મારો પરિચય આપ્યો અને ભાગીરથીએ તેમાટે આનંદ દર્શાવ્યો. આ વેળાયે કૃષ્ણા ત્યાંથી ઉઠીને રસોડામાં ચાલી ગઇ અને ચાહની તૈયારી કરવા લાગી. કૃષ્ણા ત્યાંથી ઉઠી ગયા પછી ભાગીરથીએ સરસ્વતીને પૂછ્યું કેઃ "સરસ્વતી બહેન, મારા મનમાં ગઇ કાલથી એની એજ શંકા રમી રહી છે કે, એક સ્ત્રી કદાપિ ન કરે તેવું એટલે કે તમારી એક મૈત્રિણીને તમારી સપત્ની અથવા સોકય બનાવવાનું સાહસ તમે શામાટે અને શા કારણથી કર્યું ? આનો યોગ્ય ખુલાસો કરીને મારી શંકાને હટાવશો ?" "હા; ઘણીજ ખુશીથી; સાંભળો;" એમ કહીને સરસ્વતીએ જણાવ્યું કેઃ "હું ઘણીકવાર માંદી થઇ જાઉં છું અને કેટલીક વાર મારા શરીરમાં એટલી બધી અશક્તિ આવી જાય છે કે, તેના પરિણામે મારા મનમાં મરણની ભીતિ થયા કરે છે અને એમ થઇ જાય છે કે, જો હું કોઇવાર અચાનક કાળને વશ થઇશ, તો મારા વિધુનું શું થશે ? આ વિચાર વારંવાર મારા હૃદયને અસ્વસ્થ કરી નાખે છે. વળી એ પણ હું સારી રીતે જાણું છું કે, મારી

અસ્વસ્થ પ્રકૃતિના કારણથી વિધુના પિતાને પણ બહુજ ખમવું પડે છે; કારણ કે, જ્યારે મારી માંદગી વધી જાય છે ત્યારે એક તરફ ધધો, બીજી તરફ ખાનપાનનું દુઃખ અને ત્રીજી તરફ મારી સેવા ચાકરી, એવી રીતે એક સાથે ત્રણ ત્રણ વિડંબનાઓ એમને ભોગવવી પડે છે અને પૈસાનો ધૂમાડો થાય છે તે તો વળી જૂદોજ. આવી સ્થિતિ ચાલતી હતી એવામાં મારી બાલ્ય સખી કૃષ્ણાનું વિલક્ષણ પરિસ્થિતિમાં અહીં આગમન થયું અને તેથી મારો એવોજ નિશ્ચય થઇ ગયો કે, મારા મરણ પછી કોઇ અન્ય અજ્ઞાત સ્ત્રી આવીને મારા સ્વામી તથા આ ગૃહની સ્વામિની થાય અને પોતે સુખ ભોગવી મારા લાડકવાયા વિધુને રંજાડે, તેના કરતાં અત્યારથી મારી એક પૂર્ણપરિચિતા અને બાલ્યસખીને મારા હાથેજ આ ગૃહની સ્વામિની બનાવીને તે ભાવિ આપત્તિને અટકાવવી, એજ વધારે સારૂં છે. આ વ્યવસ્થા કરવામાં મારો બેવડો લાભ સમાયલો છે અને તે એ કે, એથી વિધુના પિતાની ચિન્તા ઓછી થશે, મારી એક દુઃખિની સખીને સુખ મળશે અને મારા વિધુ વિશે મારા મનમાં કાંઇ પણ ચિન્તા નહિ રહે. આ બધાં કારણો જો કે એક બીજા સાથે જોડાયલાં છે; છતાં પણ મોટામાં મોટું કારણ તો એ છે કે, મેં જે કાંઇ પણ સ્વાર્થનો ત્યાગ કર્યો છે, તે બીજા કશામાટે નહિ, પણ કેવળ મારી કૃષ્ણાના સુખમાટે! પ્રધાન કારણ એ છે અને અન્ય કારણો ગૌણ છે. અત્યાર સૂધીની મારી ધારણા સફળ થઈ છે અને આશા છે કે, મારી છેવટ સૂધીની સઘળી આશાઓ આવીજ રીતે ફળીભૂત થતી રહેશે!" કૃષ્ણા સરસ્વતીના આ ઉદ્‌ગારો સાંભળતી અંદરના ઓરડામાં વચલા દ્વારની પાછળ ઉભેલી હોવાથી તે તત્કાળ બહાર નીકળી આવી અને નેત્રામાં હર્ષનાં અશ્રુ લાવીને સરસ્વતીને સંબોધી કહેવા લાગી કેઃ "મારી દેવીતુલ્ય બહેન સરસ્વતી, મરણની આટલી બધી ભીતિ ન રાખ. જો તું માંદી પડીશ, તો હું તારી સેવા ચાકરી કરીશ અને ઇશ્વર તને આરોગ્ય તથા દીર્ઘ આયુષ્ય આપે એવી નિરંતર તેનાં ચરણોમાં નમ્રતા તથા અનન્ય ભાવથી પ્રાર્થના કરતી રહીશ." સરસ્વતીનાં નેત્રામાંથી પણ હર્ષનાં અશ્રુ ખરી પડયાં અને કરુણરસનું ત્યાં એક ગંભીર દૃષ્ટ વિસ્તરી રહ્યું.

અસ્તુઃ થોડીવારમાં જ કૃષ્ણા ચાહના કપ ભરીને લાવી અને ચાહ પીવાના કાર્યનો આરંભ થયો. અમો સર્વ ચાહ પીતાં હતાં

એટલામાં કૃષ્ણાએ પાનની બીડીઓ બનાવીને તૈયાર રાખી અને અમો સર્વને પાન સોપારી આપ્યા પછીજ તેણે ચાહ પીધી. સરસ્વતી તથા ભાગીરથીનો ઉપર્યુક્ત સંવાદ ચાલ્યો અને ચાહ પીવાઇ તેટલો સર્વ સમય મેં તેમના સંવાદને સાંભળવામાં અને ભાગીરથીના મુખમંડળનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવામાં નિઃસ્તબ્ધ ભાવથીજ વીતાડયો હતો. છેવટે કેટલેક અંશે મારા હૃદયમાં એક પ્રકારનો કાંઇક નિશ્ચય થવાથી મેં ભાગીરથીને પૂછ્યું કેઃ “ ભાગીરથી બહેન, આપના પિતાનું નામ શું છે વારૂ ? ”

“ મારા પિતાનું નામ નાનજી છે. ” ભાગીરથીએ ઉત્તર આપ્યું.

મારી શંકા અધિક દૃઢ થઇ અને મેં બીજો પ્રશ્ન પૂછ્યો કેઃ “ તમારા પિતા જીવતા છે કે કેમ અને જીવતા હોય તો અત્યારે તેઓ કયાં છે ? ”

“ જી હા, મારા પિતા હયાત છે અને અત્યારે તેઓ પોરબંદરની એક ધર્મશાળાના રક્ષક છે, એટલે કે, તેઓ પોરબંદરમાંજ છે.” ભાગીરથીએ કોઈ પણ પ્રકારના સંકોચ વિના ઉત્તર આપ્યું અને તે સાથે પૂછ્યું કેઃ “ કેમ તમો આ બધી વાત શામાટે પૂછો છો વારૂ ? તમો મને અથવા મારા પિતાશ્રીને ઓળખો છો કે શું ? જો તેમ હોય, તો આપણો કયાંય પણ મેળાપ થયો હોય, એનું મને કેમ સ્મરણ નથી રહ્યું ? ”

“ ભાગીરથી બહેન, મારો અને તમારો મેળાપ કદાપિ થયો જ નથી તો પછી તેનું સ્મરણ તમોને ન હોય, એ સ્વાભાવિકજ છે. ” અમો દેશમાંથી આવતાં પોરબંદરમાં જે ધર્મશાળાના તમારા પિતાશ્રી રક્ષક છે તે ધર્મશાળામાં ત્રણ દિવસ રહ્યાં હતાં અને તમારા પિતાશ્રીએ તમારી કેટલીક વાર્તા મારા પતિ આગળ કરી હતી. અર્થાત્ તમારૂં નામ મારી જાણમાં હતું અને તમારી મુખમુદ્રા તમારા પિતાશ્રીની આકૃતિને ઘણે અંશે મળતી હોવાથી ઘણી વારથી મારા મનમાં સંશય થયા કરતો હતો કે, તે વૃદ્ધ નાનજીનાં પુત્રી ભાગીરથી આ તો નહિ હોય ? છેવટે મેં તમને એ વિશે પૂછ્યું અને તમારા ઉત્તરોથી મારો સંશય સત્ય હતો, એમ સિદ્ધ થઇ ચૂક્યું છે. ”

“ મારા પિતાશ્રી છે તો આનંદમાં ? આજે બે અઢી મહિનાથી તેમનો કાગળ નથી આવ્યો તેથી ચિન્તા થયા કરે છે. હું માંદી હોવાથી દેવલાલીમાં રહેતી હતી અને ત્યાંથી મેં મારી માંદગીનો

કાગળ એટલામાટે નહોતો લખ્યો કે, કદાચિત્ તેમના મનમાં આઘાત થશે અને તેઓ ત્યાંથી અહીં આવશે તો એક તો પચીસ પચાસ રૂપિયા વપરાઇ જશે અને વૃદ્ધાવસ્થામાં પ્રવાસનાં દુ:ખ ભોગવવાં પડશે. આવતી કાલે તેમને કાગળ લખવાનો મારો વિચાર છે." ભાગીરથીએ કહ્યું.

ભાગીરથી પોતાના પિતાશ્રીના આકસ્મિક મરણની ઘટનાથી અજ્ઞ હતી એ તેના આ ભાષણથી સ્પષ્ટ થઇ ગયું અને આ પ્રસંગે નાનજીના મરણના સમાચાર તેને સંભળાવવાનો પ્રસંગ ન હોવાથી મેં પણ એ વિશે મૌનનુંજ અવલંબન કરી લીધું. ભાગીરથીને આશ્વાસન આપવાના ઉદ્દેશથી મેં કહ્યું કે: "તમારા પિતાશ્રી આનંદમાં છે અને તમને વારંવાર સંભાર્યા કરે છે. તમારામાં તેમનો અતિશય વાત્સલ્યભાવ હોય એમ તેમના ઉદ્‌ગારોથી સ્પષ્ટ જણાઇ આવતું હતું."

"તમારૂં કથન સત્ય છે; કારણકે, મારા પિતાનો અમો પુત્રીઓમાં એટલો બધો સ્નેહ છે કે એવો સ્નેહ તો કોઇ માતાનો પણ પોતાની પુત્રીઓમાં હશે કે નહિ, એની શંકાજ છે." ભાગીરથીએ પોતાના પિતાની સ્નેહાલુતાની પ્રશંસા કરીને કહ્યું.

મેં ભાગીરથીને કહ્યું કે: "ભાગીરથી બહેન, મારે તમારી સાથે કેટલીક ખાનગી વાતચીત કરવાની છે અને તમને તમારા પિતાના કેટલાક ખાનગી સમાચાર પણ આપવાના છે; તો તેટલામાટે ત્રણથી ચાર કલાકનો ટાઇમ લઇને કાં તો તમે મારે ઘેર આવો અને કાં તો તમારે ઘેર આવવાનો એવો ટાઇમ આપો કે ત્રણથી ચાર કલાક આપણી વાતચીતમાં કાંઇ પણ બાધા થવાનો સંભવ ન હોય, તો હું તમારી પાસે આવું."

મારી આ માગણીથી ભાગીરથીના મનમાં કાંઇક આશ્ચર્ય થયું હોય એવો રંગ દેખાવા લાગ્યો, છતાં પોતાના આશ્ચર્યને મનમાંજ દબાવી રાખીને તેણે કહ્યું કે: "હું પરમ દિવસે બપોરે જમ્યા પછી તરતજ અહીં આવીશ અને ચાર પાંચ વાગ્યા સુધી તમારી પાસે રહીશ. મારે ઘેર તમને એ વાતચીતમાટે એટલા કારણથી હું નથી બોલાવતી કે મારી બે ત્રણ પાડોશણો જમ્યા પછી તરતજ સીવવા ભરવાનું કામ લઇને મારી પાસે આવીને બેસે છે અને કોઈ અજ્ઞાત સ્ત્રી આવી હોય ત્યારે તો વળી સ્ત્રીઓ વધારે સંખ્યામાં એકઠી થઇ

જાય છે, એવી આપણી રૂઢિ હોવાથી ત્યાં આપણને એકાંતમાં વાર્તાલાપ કરવાનો અવસર ભાગ્યેજ મળી શકશે. છતાં એકવાર જ્યારે અવકાશ હોય ત્યારે અમસ્તાં સરસ્વતી બહેન, કૃષ્ણા બહેન તથા તમો અવશ્ય મારે ત્યાં આવજો અને મારા ઘરને તમારાં પગલાંથી પવિત્ર કરવાની ઉદારતા દર્શાવજો, એવો મારો આગ્રહપૂર્વક અનુરોધ છે. ”

“ આવતી કાલેજ હું, કૃષ્ણા તથા કલ્યાણીબાઇને લઇને તમારે ઘેર આવવાની છું; તો સવારથીજ નાસ્તાની અને ચાહ પાણીની વ્યવસ્થા કરી રાખજો. ” સરસ્વતીએ વિનોદ કર્યો.

“ એ તો અમારી શક્તિ હશે તેટલો સત્કાર કરીશું, પાલવે તો આવજો અને ન પાલવે તો ન આવશો. ” ભાગીરથીએ પણ વિનોદનું ઉત્તર વિનોદથીજ આપ્યું.

એ પછી કેટલીક સાધારણ વાતો થઇ અને લગભગ સાડાપાંચ વાગે ભાગીરથી તેની સેવિકા સહિત પોતાને ઘેર જવાને રવાના થઇ ગઇ. તેના જવા પછી મેં સરસ્વતીને પૂછ્યું કે: “ સરસ્વતી બહેન, આ ભાગીરથીબાઇના પૂર્વવૃત્તાન્તને તમો જાણો છો ખરાં કે ? ”

“ એ બાઇનો વિશેષ કશો પણ વૃત્તાન્ત મારા જાણવામાં આવી શક્યો નથી; છતાં એટલું જાણવામાં આવ્યું છે કે, એ બાઇએ ઘણાં ઘણાં દુઃખો વેઠ્યાં છે અને એની સહનશીલતા તથા ધર્મશીલતાના પ્રતાપે પરમાત્માએ દયા કરીને છેલ્લાં સાત આઠ વર્ષથીજ એને સુખનો સાક્ષાત્કાર કરાવ્યો છે. એના પતિ આપણા વિધુના પિતાના મિત્ર હોવાથી એ બાઇ સાથે મારો પણ મૈત્રીસંબંધ થયો છે અને મારા પાંચ છ વર્ષના અનુભવથી હું સંકોચ વિના કહી શકું છું કે, એ બાઈ ભલી, ભોળી, પાપભીરુ, સરલહૃદયા અને સચ્ચરિત્રા છે. માત્ર બિચારીનું શરીરમાં લેણું નથી એટલે ઘણીકવાર માંદી થઈ આવે છે, પણ પતિનો સ્વભાવ સારો હોવાથી અને પતિની કમાણી પણ સારી હોવાથી પતિ બિચારો પત્નીમાટે પાણીની પેઠે નાણાં ખર્ચે છે, એટલું વળી એનું સદ્ભાગ્ય છે. આ એનું બીજું ઘર છે, પણ જ્યારથી એ ઘર કર્યું છે ત્યારથી એને ખોટો દિવસ પણ ચઢ્યો નથી અને તેથી પણ કેટલીકવાર એનું મન વ્યગ્ર રહ્યા કરે છે. એના પતિની શાંતિ એવી તો અલૌકિક છે કે એને સંતાન થાય કે ન થાય છતાં અન્ય સ્ત્રી કરવાનો તેનો વિચાર નથી અને એથી ભાગીરથીની

ચિન્તાનો ભાર કાંઇક ઓછો થઇ ગયો છે." સરસ્વતીએ ભાગીરથી વિશે તે જે કાંઇ જાણતી હતી તે મને જણાવી દીધું.

*　　　*　　　*

બીજે દિવસે હું, સરસ્વતી અને કૃષ્ણા ભાગીરથીને ઘેર ગયાં અને ત્યાં તેણે અમારો સારો સત્કાર કર્યો. ત્રીજે દિવસે ભાગીરથી પોતાના વચન પ્રમાણે બપોર પછી એક વાગે મારે ઘેર આવી અને તેને એકાંતમાં તેના પિતાએ કહેલો સર્વ વૃત્તાંત સંભળાવીને મેં કહ્યું કે: "ભાગીરથી બહેન, અમો પોરબંદરથી અચાનક ચાલ્યાં આવ્યાં એટલે તમો તમારા પિતા સાથે કરાચી થઇને મુંબઇ આવવામાટે નીકળ્યાં ત્યાર પછીનો તમારો વૃત્તાંત મારા સાંભળવામાં આવી શક્યો નથી. મને એ વૃત્તાંત સાંભળવાની બહુજ ઉત્કંઠા હોવાથી જો તમારો ત્યારપછીનો વૃત્તાંત મને સંભળાવશો, તો તમારો મારા પર અતિશય આભાર થશે."

ભાગીરથીએ એક નિઃશ્વાસ નાખ્યો અને થોડી વાર સુધી ત્યાં મૌન વ્યાપી રહ્યું.

# પ્રકરણ ૨૧ મું

## ભાગીરથીની આત્મકથા

થોડીવાર પછી મૌનનો ભંગ કરીને ભાગીરથી પોતાની કથાને વર્ણવતી કહેવા લાગી કે: "હયદરાબાદવાળા લક્ષ્મીવલ્લભે અમને પચાસ રૂપિયા આપીને કરાચી રવાના કરી દીધાં; કરાચીમાં આગબો-ટને વાર હોવાથી અમારે બે દિવસ વીતાડવા પડયા અને ત્યારપછી હું તથા મારા પિતાશ્રી નાનજીભાઇ હાજી કાસમની આગબોટમાં બે-સીને મુંબઇ જવાને રવાના થયાં; ત્યાં સુધીનો કથાભાગ તો તમોએ મારા પિતાશ્રીના મુખથી સાંભળ્યો છે, એટલે હવે ત્યારપછીનોજ ક-થાભાગ મારે વર્ણવવાનો છે અને તે આ પ્રમાણે છે:—કરાચીથી આગબોટમાં બેઠા પછી આગબોટમાં કાંઇ પણ જાણવા જેવી ઘટના બની ન હોતી; માત્ર મને ઉલ્ટીઓ થતી હોવાથી મારી પ્રકૃતિ અ-સ્વસ્થ રહેતી હતી; છતાં ચોથે દિવસે સવારમાં દશ વાગે અમો મુંબઇ-ના કિનારાપર નિર્વિઘ્ન ઉતર્યાં. પ્રિન્સિસ ડૅાકના બાહ્ય તીરપર એલ.

માર્કના ગોડાઉનની સામે અત્યારે પણ એ શેપર્ડ કંપની અથવા તો બૉમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો આવીને ઉભી રહે છે, ત્યાંજ અમને કરાચીથી લઇ આવનારી આગબોટ પણ ઊભી રહી હતી. બૉમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીના મુખ્ય એજંટ હાજી કાસમ હોવાથી આપણા લોકોમાં તે આગબોટો હાજી કાસમની આગબોટ તરીકે ઓળખાય છે; પણ ખરી રીતે તો એ આગબોટો બૉમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીનીજ છે. અસ્તુઃ મુંબઇ નગરીથી જે પ્રવાસીઓ સર્વથા અપરિચિત હોય છે, તેમને મુંબઇ નગરીના વૈભવ વિલાસની અદ્ભુત વાર્ત્તાઓ સાંભળીને એક પ્રકારનો આનંદ તો થાય છે તેમજ સ્ટીમરમાંથી ત્રણ ચાર માઇલના અંતરપરથી મુંબઇની ગગનચુંબિત ઇમારતોને જોઇને નેત્રોને જે આનંદ મળે છે, તે સર્વથા અવર્ણનીય હોય છે; પરંતુ કિનારાપર ઉતર્યા પછી આપણે કયાં જઇને ઉતરીશું અને આપણા ખાનપાન તથા નિવાસમાટેની શી વ્યવસ્થા કરીશું, એ પ્રશ્ન આવીને ઉભો રહે છે એટલે તે સર્વ આનંદ તત્કાળ અદૃશ્ય થઇ જાય છે અને તેના સ્થાનમાં ભીષણ ચિન્તા આવીને ઊભી રહેલી દેખાય છે. મુંબઇમાં મારી નાની બહેનનાં સાસરિયાં હતાં, પરંતુ હજી મારી બહેનને પરણાવેલી ન હોવાથી તેમજ દીકરીનાં સાસરિયાંનાં અન્ન પાણી મારા પિતાને ખપે તેમ ન હોવાથી; માત્ર એટલુંજ નહિ, પણ મારૂં પલાયન મારા પિતાની નિન્દાનું એક કારણ થઇ પડેલું હોવાથી તે વેવાઇને ત્યાં જવાનો અમારો વિચાર જો કે બિલ્કુલ ન હોતો, છતાં પણ લાચારીએ ત્યાં જવું પડયું અને તે કેવળ એટલીજ ધારણાથી કે, તેમની મદદથી કોઇ હલકા ભાડાની ઓરડી રાખી લઇશું અને મેહનત મજૂરી કરીને જેમ તેમ આપણું ગુજરાન થોડા દિવસ ચલાવીશું. આવી ધારણાથી અમો તે અમારા વેવાઇને ઘેર ગયાં; પરંતુ ત્યાં અમને જેટલો આદરસત્કાર મળવો જોઇએ, તેના શતાંશ જેટલો આદર પણ મળ્યો નહિ અને તેનું મૂળ કારણ બીજું કાંઇ નહિ, પણ કેવળ અમારૂં દારિદ્રયજ હતું. આ સંસારનો એવો એક નિયમજ છે કે, નિર્ધન માતાપિતાની પુત્રી જો પોતાના નિર્વાહમાટે કોઇને ઘેર કામ કરવા જતી હોય અને ગમે તેવી પવિત્રચરિત્રા હોય, છતાં પણ લોકો તેના ચારિત્ર્યમાં શંકાની દૃષ્ટિ રાખીને તેની નિન્દા કરવા માંડે છે અને ધનાઢ્ય માતાપિતાની પુત્રી ભલેને ધોળે દિવસે અને ભરે બજારે છીનાળું

કરતી હોય, તોપણ તેના ઢાંકણાં ઢાંકે છે; કારણ કે, તેનાં ધનાઢ્ય માતાપિતા સાથે ઘણાક લોકોનો એક બીજી જાતનો સ્વાર્થસંબંધ સંધાયલો હોય છે, બહુધા તેનો પિતા ન્યાતનો શેઠિયો હોય છે અને એજ વસ્તુઓ બળાત્કારે લોકોને પક્ષપાતના માર્ગમાં ખેંચી જાય છે. મારી નાની બહેનનો સસરો જો કે લક્ષાધીશ તો નહોતો પરંતુ ત્રીસ ચાળીસ હજારનો જીવ તેના ઘરમાં હતો અને તેનો મોટો દીકરો કર્મી હોવાથી સમાજમાં તેની પ્રતિષ્ઠા સારી હતી. આ કારણથી મારી બહેનની સાસૂના દિમાગમાં પણ. તે ઓછું પાત્ર હોવાથી એકસો ને અઢાર ડીગ્રી જેટલો અભિમાન અથવા અહંકારનો પારો ચોવીસે કલાક ચઢેલોજ રહેતો હતો. અમો દશ વાગે કાંઠે ઉતર્યા પછી પગે ચાલીને ઘર પૂછતાં પૂછતાં ઠેઠ સાડાઅગિયાર વાગે માંડવી બંદરના એક મહલ્લામાં આવેલા અમારા વેવાઇને ઘેર પહોંચ્યાં. તે વેળાયે મારી બહેનનો સસરો માવજી અને તેનો નાનો દીકરો (મારો બનેવી) દયાળજી જમીને પાન ખાતા બેઠા હતા અને અંદર રસોડામાં મારી બહેનની સાસૂ તથા જેઠાણી જમતી હતી. અમને આવેલાં જોતાંજ પચાસ કે પંચાવન વર્ષના ડોસા માવજીના મુખમંડળમાં કાંઇક તિરસ્કારની છટા વ્યાપી ગઈ અને તેણે પરાણે પરાણે 'આવો' એટલો એક શબ્દ તો ઉચ્ચાર્યો, પણ મારા પિતા જેવા તેમની સાથે હાથ મેળવીને બેઠા કે તત્કાળ તે અવિચારી બુઢ્ઢાએ કોઇ પણ પ્રકારનો વિચાર કે વિવેક ન કરતાં મારા પિતાને એકદમ ઉધડા લેવા માંડયા અને કહ્યું કે:—

"નાનજી ઠક્કર, મેં સાંભળ્યું છે કે, તમારી મોટી દીકરીને તમો તેનાં સાસરિયામાંથી તમારે ઘેર જોડિયે તેડી લાવ્યા હતા અને ત્યાંથી તે તમારી દીકરી ભાગીરથી અચાનક અદૃશ્ય થઇ ગઇ હતી, એ વાત ખરી છે કે કેમ ? વળી તમોએ તે ભાગીરથી આત્મઘાત કરીને મરી ગઇ હતી, એવી અફવા ઉડાવી હતી, એમ પણ મારા જાણવામાં આવ્યું છે, છતાં ભાગીરથીને અત્યારે હું તમારી સાથે જોઉં છું તેથી સાફ જણાય છે કે તમોએ જાણી જોઇને તમારી દીકરીને ક્યાંક મોકલી દીધી હતી અને તેને કેટલોક સમય વીતી ગયો છે, બધી વાત ટાઢી પડી ગઈ છે એટલે હવે ભાગીરથીને લઇને તમો મુંબઇ આવ્યા છો. હું ધારૂં છું કે, આ દીકરીને અહીં ક્યાંક ઘરઘાવીને પાંચ સો હજાર પેદા કરવાનીજ તમારી ઇચ્છા હોવા

જોઇએ; નહિ તો આવું કાળું કર્મ તમે કરો નહિ. જો એમજ હતું તો આ કુલકલંકિનીને લઇને મને બદનામ કરવામાટે તમો મારે આંગણે શામાટે આવ્યા ? કોઈ બીજે ઠેકાણેજ જવું હતું અને દીકરીને વેચી નાખ્યા પછીજ અહીં આવવું હતું ! તમારા જેવા નીચ વેવાઈ મળવાથી અમારે પણ નીચું જોઇને ચાલવું પડે છે; કારણ કે, લોકો એવી એવી વાતો દેશમાંથી કાગળમાં લખી મોકલે છે કે, અમારાથી તે કાગળો વાંચી પણ શકાતા નથી. જો આવી ખબર હોત, તો મારા દીકરાનું તમારી દીકરી વેરે હું કદાપિ સગપણ કરત નહિ; કારણ કે, મારા દીકરાને તો સારા સારા ઘરની એકને બદલે એકવીસ કન્યાઓ મળે તેમ હતું; આપણી લુહાણા જ્ઞાતિમાં કાંઈ કન્યાઓનો કાળ નથી પડી ગયો ! અમને અમારા ભાગ્યેજ ભૂલ ખવડાવી કે, આવા પાણા સાથે જઇને અથડાયા ! તમારે આ કાળું મોઢું લઇને મારી આંખો આગળ આવતાં તમને શરમ કેમ ન આવી અને કાંઇ વિચાર કેમ ન થયો, એનુંજ રહી રહીને મને આશ્ચર્ય થયા કરે છે. શેઠ, પેટ ન ભરાય, તો ફોડી નાખીએ અથવા એક રૂપિયાનું અફીણ તેલમાં ઘોળીને પી જઇએ, પણ આવા ધંધા ન કરીએ; સમજ્યા ? તમો એકલા આવ્યા હોત, તો આ ઘર તમારૂંજ હતું; પણ આ ભાગીરથીને સાથે લાવ્યા છો એટલે મારા ઘરમાં તમને વધારે વાર આશ્રય મળવાનો નથી, એ હું તમને સાફ જણાવી દઉં છું. અત્યારે જમી લેજો, પણ જો મુંબઇમાં રહેવું હોય, તો સાંઝ સુધીમાં કોઇ જગ્યા શોધી લેજો; કારણ કે, તમારામાટે હું કાંઇ મારી મોંઘી આબરૂના કાંકરા કરવાનો નથી. માઠું લાગે તો બે રોટલા વધારે ખાજો.”

કોઇ પણ પ્રકારની પૃચ્છા કર્યા વિનાજ માવજી ઠક્કરે કરેલા આવા અપમાનકારક દીર્ઘ ભાષણના શ્રવણથી મારા પિતાશ્રીને તથા મને માઠું લાગે, એ નૈસર્ગિકજ હતું; પરંતુ સમય એવો હતો કે, એ વેળાયે તેના જેવા થવામાં સાર હતો નહિ, એટલે મારા પિતાશ્રીએ નમ્રતા દર્શાવીને કહ્યું કે: “માવજી ઠક્કર, એક વખત અમારો પણ એવો હતો કે જામનગરમાં અમો પ્રતિષ્ઠત તથા અગ્રણી મનાતા હતા અને લોકો અમારા ભાઈ તથા પુત્રોને ઘેર બેઠાં કન્યાઓ આપવાને આવતા હતા અને આજનો વખત એવો છે કે, આપ જેવા સદ્ગૃહસ્થો અમારી કન્યાને લેતાં પણ શર્માય છે. એ સર્વ સમય

તથા દરિદ્રતાનો પ્રભાવ છે એટલે આપને હું કાંઇ પણ દોષ દેતો નથી. આપે જો આ સર્વ ઘટનાનો ખુલાસો પૂછીને આટલા શબ્દો ઉચ્ચાર્યા હોત, તો તે બીજી વાત થાત; પણ એકતરફી વાતો સાંભળીનેજ મારૂં આટલું બધું અપમાન કરી નાખ્યું, એ આપને છાજતું નહોતું. અમારે આપના ઘરમાં રહેવું તો નહોતુંજ, માત્ર એક બે દિવસ વીતાડવાના હતા; પણ હવે એ ચાર કલાકજ વીતાડીશું અને તમારી આબરૂના કાંકરા થવા નહિ દઇએ. હું હમણાંજ જઇને ક્યાંક ઓરડી ભાડે રાખી આવું છું અને અમને થોડીવાર ઉભાં રહેવાં દીધાં છે, એમાટે પણ હું આપનો આભાર માનું છું. મારી દીકરી ભાગીરથીપર કેટલા અને કેવા અત્યાચારો થતા હતા, એની કલ્પના આપને નથી.”

“જો અત્યાચાર ન સહી શકાય તેમ હતું, તો ભાગીરથીને કોઈ કૂવો, વાવ કે તળાવ ન મળ્યાં? આવી રીતે પીયરિયાં અને સાસરિયાંનાં નામોને કલંક લગાડવા કરતાં તો કૂવો કે વાવ પૂરીને મરી જવું, એમાંજ સ્ત્રીઓની વિશેષ પ્રતિષ્ઠા છે!” માવજી ઠક્કરે કાંઇ પણ વિચાર ન કરતાં વળી પણ વાગ્બાણ ચલાવવા માંડ્યા.

“માવજી ઠક્કર, અહંકાર રાજા રાવણનો પણ રહ્યો નથી, એટલે આટલો બધો અહંકાર સારો નથી. આપને પણ પરમાત્માએ બે દીકરીઓ આપી છે એટલે જો ઝાઝો અહંકાર કરશો, તો પરમેશ્વર તમને પણ એવો દુઃખદ પ્રસંગ દેખાડશે અને ત્યારેજ બીજાના દુઃખની તમો યથાર્થ કલ્પના કરી શકશો!” મારા પિતાએ હવે અપમાન સહન ન થવાથી એ શબ્દો ઉચ્ચાર્યા અને તેમના એ શબ્દો અક્ષરશઃ કેવી રીતે પછીથી સત્ય સિદ્ધ થયા હતા એ હું આગળ જતાં જણાવીશ. આ શબ્દો ઉચ્ચારી મારા પિતા મને ત્યાં બેસવાનું કહીને માવજી ઠક્કરના જવાબની વાટ ન જોતાં ઓરડી શોધવાને ચાલ્યા ગયા.

અમારી વેવાણે અને તેની વહૂએ રસોડામાં બેઠાં બેઠાં માવજી ઠક્કર તથા મારા પિતાશ્રી વચ્ચે ચાલતો સંવાદ અક્ષરશઃ સાંભળ્યો હતો અને મારા પિતાશ્રીના ગયા પછી માવજી ઠક્કર પણ બહાર ચાલ્યા ગયા; તોય તે સ્ત્રીઓએ મને બોલાવી નહિ તેમજ જમવાનું પણ ન કહ્યું. હું નીચું મોઢું કરીને એક ખૂણામાં બેસી રહી અને આતુર હૃદયથી મારા પિતાશ્રીના આવવાની વાટ જોવા લાગી. એટલાં વળી મારા સદ્‌ભાગ્ય કે, મારા પિતાશ્રીના આવતાં સુધી કોઇ

બીજી સ્ત્રી ન આવી, નહિતો ચીબાવલી સાસૂ વહૂ તેમની આગળ મારી કથા કાઢીને દાઝયાપર ડહામ દેવામાં કચાશ રાખત નહિ. દોઢ કલાકમાં મારા પિતાશ્રી પાંછા આવ્યા અને મને ત્યાંથી લઇ ગયા. દાણા બંદરમાં આવેલા કચ્છી લુહાણાની વસતિવાળા એક માળામાં સાડા ત્રણ રૂપિયાના માસિક ભાડાની એક ઓરડી તેઓ ભાડે રાખી આવ્યા હતા; કારણ કે, લક્ષ્મીવલ્લભના આપેલા પચાસ રૂપિયામાંથી હજી ત્રીસ રૂપિયા અમારી પાસે હતા અને તેથી એકાદ માસ વાંધો આવે તેમ ન હોવાથી દશેક રૂપિયાનો ચાલ ચલાઉ સામાન વસાવ્યો અને ઘર કરીને અમો બેઠાં. મારા પિતા દાળિયા અને મમરા વગેરેની ફેરી કરવા લાગ્યા અને હું રોજ ચાર પાલી ઘઉં દળી નાખતી હતી એટલે અમારૂં ગુજરાન ચાલ્યા કરતું હતું. આવી રીતે પંદર દિવસ વીતી ગયા પછી મારા પિતાએ એક દિવસ મને કહ્યું કે: "ભાગીરથી, તારા ભવિષ્યનો તેં કાંઇ પણ વિચાર કર્યો છે ? તારી હવે મારે શી વ્યવસ્થા કરવી, એનોજ મને વિચાર થયા કરે છે અને તેથી મને ખાવાનું પણ ભાવતું નથી અને રાતે પૂરી ઊંઘ પણ આવતી નથી. મારી આ ચિન્તાનો સત્વર અંત આવી જાય તો વધારે સારૂં."

હું મારા પિતાના કથનના આશયને સમજી ગઇ અને તેથી મેં કહ્યું કે: "પિતાશ્રી, મારો તો હજી પણ એજ વિચાર છે કે, તમારા જમાઈપર એક કાગળ લખો અને જો તેઓ અહીં આવીને રહેવાને તૈયાર હોય, તો થોડું ઘણું તેઓ કમાશે અને સીવવા તથા દળવાનું કામ કરી પાંચ સાત રૂપિયા હું પણ પેદા કરીશ એટલે અમારો નિર્વાહ ચાલ્યા કરશે. માત્ર મારો હવે મારી રાક્ષસી સાસુના પંજામાં જઇ પડવાનો અને પીડાઇ પીડાઈને મરવાનો વિચાર નથી: તેમજ મારો પરણ્યો ધણી જો કોઇ રીતે માનતો હોય તો એક ભવમાંથી બીજો ભવ કરવાનો પણ મારો મનોભાવ નથી. ત્યાંથી જવાબ આપ્યા પછી બીજો જે નિશ્ચય કરવાનો હશે, તે કરીશું."

"મારી ઇચ્છા પ્રમાણેનો કાગળ મારા પિતાએ લખ્યો, પણ મારા પરણેલા પણ માવડિયા ધણીને ગળે એ વાત ન ઉતરી અને તેની માતાની સલાહથી તેણે એવો જવાબ આપ્યો કે, 'કોઇની સાથે ભાગી ગયેલી તમારી છીનાળ દીકરી હવે અમારા કામની રહી નથી; અમે તેના નામનું સ્નાન કરી નાખ્યું છે એટલે તેની ઈચ્છા હોય તેમ

તે કરી લે; તેની સાથે અમારો હવે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી અને તમારે પણ હવે કાગળ લખવો નહિ; આવો ચોખ્ખો જવાબ મળવાથી હવે પરણેલા ધણી સાથે રહીને સુખમય સંસાર ભોગવવાની મારી આશા દુરાશા સમાન હતી અને તેથી એ આશાને હૃદયમાંથી કાઢી નાખ્યા વિના મારો છૂટકોજ નહોતો. મારી પુનર્લગ્ન કરવાની રંચમાત્ર પણ ભાવના ન હોવા છતાં અચાનક પુનર્લગ્ન કરીને એક ભવમાંથી બે ભવ કરવાનો પ્રસંગ મારાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહ્યો; કારણ કે, મારાં માતા પિતા વિના અમારા કુટુંબના સર્વ મનુષ્યો મને તિરસ્કારની દૃષ્ટિથી જોતાં હોવાથી પીયરિયામાં જેમ મારાથી નીરાંતે રહી શકાય તેમ નહોતું તેમજ નિરાધાર સ્થિતિમાં અને તારુણ્યમાં એકલી રહી મેહનત મજૂરીથી હું મારો નિર્વાહ ચલાવતી રહું, એ પણ મારામાટે સલામતીભરેલો માગ નહોતો. છતાં પણ પુનર્લગ્ન કરવું કે ન કરવું એ વિશેના વિચારમાં ને વિચારમાંજ બે મહિનાનો સમય સડસડાટ કરતો ચાલ્યો ગયો. એવામાં એક તરફથી માવજી ઠક્કરે મારી નાની બહેનનાં લગ્ન કરી આપવામાટેનું મારા પિતાશ્રીપર દબાણ કરવા માંડયું અને બીજી તરફથી મારા પિતાશ્રીના મનમાં મારી વ્યવસ્થા વિશેની ચિંતા વધવા લાગી. અમો પિતા અને પુત્રી આવી રીતે ચિંતાથી ઘેરાયલાં હતાં એવામાં હયદરાબાદથી લક્ષ્મીવલ્લભનું કોઇ અગત્યના કાર્યમાટે મુંબઈમાં આગમન થયું અને અમારા ઘરનું ઠેકાણું તેમની જાણમાં હોવાથી એક દિવસ રાતે આઠ વાગે તેઓ મારા પિતાશ્રીનું નામ પૂછતા અમને મળવામાટે આવ્યા. મારા પિતાએ અમારી મુશ્કેલીઓના સર્વ સમાચાર કાગળમાં તેમને જણાવેલા હોવાથી સર્વ કર્મકથા નવેસરથી તેમને સંભળાવવાની આવશ્યકતા નહોતી. પ્રથમ થોડીવાર પરસ્પર કુશળપ્રશ્ન પૂછાયા પછી અને અમોએ તેમનો ચાહ તથા પાનવડે યોગ્ય સત્કાર કર્યો પછી મારા પિતાશ્રી તથા લક્ષ્મીવલ્લભ વચ્ચે પરસ્પર આ પ્રમાણેના સંવાદનો આરંભ થયોઃ—

"નાનજી કાકા, તમારી અનિવાર્ય પીડાના એટલે કે ભયંકર માનસિક વેદનાના સમાચાર તમારા કાગળમાં જ્યારે મેં વાંચ્યા હતા તે વેળાએ અનુકંપાથી મારૂં હૃદય એવું તો દ્રવી ગયું હતું કે તેના પરિણામે મારાં નેત્રોમાંથી અશ્રુ ખરી પડયાં હતાં." લક્ષ્મીવલ્લભે અંતઃકરણની ખરી લાગણીથી આ શબ્દો ઉચ્ચારીને ત્યાર પછી

આપણી જ્ઞાતિમાં બનતી આવી શોકકારક ઘટનાઓનાં કારણોને દર્શાવતાં કહેવા માંડયું કેઃ " પરંતુ નાનજી કાકા, આજકાલ આપણી જ્ઞાતિમાં જ્યાં જુઓ ત્યાં આવીજ ઘટનાઓ વિશેષ પ્રમાણમાં બનતી દેખાય છે, એનું એક કારણ તો આપણી જ્ઞાતિમાં જે સ્ત્રીશિક્ષણનો અભાવ છે તે છે અને બીજું કારણ એ છે કે આપણી જ્ઞાતિમાં કન્યાઓની વિપુલતા છે અને તે સાથે વળી પુનર્લગ્નની રૂઢિ પણ પ્રચલિત છે. આપણી જ્ઞાતિની જૂના જમાનાની કેટલીક દાઢારંગી અને પોતાનોજ દંડો ચલાવનારી સાસૂઓનાં હૃદય સદાને માટે જે આવાં નિર્દય તથા અનુકંપાહીન રહી જાય છે અને તેઓ પોતાની દીન પુત્રવધૂઓપર કદાપિ ન કરવા જોઇએ તેવા ઘોર અત્યાચારો કરે છે, તેનું કારણ એજ છે કે, શિક્ષણના યોગે મનુષ્યને જે એક પ્રકારની વિચારશીલતા, સારાસારવિવેક, ધર્મભીરુતા તથા દયાયુક્ત અનુકંપા આદિ સદ્ભાવનાઓની પ્રાપ્તિ થાય છે; તે ભાવનાઓનો એ જંગલી સ્વભાવની સાસૂઓનાં હૃદયને સ્પર્શ માત્ર પણ થઇ શકતો નથી અને ગામડાંમાં નિરંતર તેઓ શૂદ્ર જાતિના લોકોના સહવાસમાં આવતી હોવાથી સંગનો રંગ લાગતાં તેમની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ જાય છે. વળી ગામડાંમાં બહુધા પુરુષવર્ગ પણ સર્વથા અશિક્ષિત તથા જડ બુદ્ધિનો હોવાથી અને પુરુષવર્ગમાં પણ ક્ષુદ્ર લોકોના સહવાસથી તેમની જંગલી રૂઢિઓનું પરિણામ થયેલું હોવાથી પુરુષો પોતાના ગૃહની સ્ત્રીઓપર કાબૂ રાખી શકતા નથી; ગામડિયા પુરુષો વિષયલોલુપતાને જ સંસારનો સાર માનતા હોવાથી સ્ત્રીઓના નચાવ્યા જ નાચે છે અને સ્ત્રીઓની આજ્ઞા થાય તો સગા બાપ કે માજણ્યા ભાઈનું પણ ખૂન કરી નાખે છે એટલે જો તમારી પુત્રીપર તેની સાસૂના અસહ્ય અત્યાચારો થતા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. એવી સાસૂઓ પોતાના દીકરાને જાણીજોઇને માવડિયા તથા નમાલા બનાવી દે છે કે જેથી તેમની વહૂઓપર તેઓ ગમે તેવા જુલમ ગુજારતી હોય, તોપણ તેમના દીકરાથી કાંઇ બોલીજ ન શકાય અને જો તે માની આજ્ઞા થાય, તો તે દીકરો 'નબળો માટી બૈયરપર શૂરો' એ કહેવત પ્રમાણે માના કહેવાથી પોતાની બાયડીને મારી નાખવાને પણ તૈયાર થઇ જાય. આજકાલ આપણી ન્યાતમાં કેટલીક સ્ત્રીઓ જીવતા ધણીએ બીજો ધણી કરેછે, એવો એક પોકાર સંભળાવા માંડયો છે; પણ જ્યાં આવાં કારણો

સમાયલાં હોય, ત્યાં નિરંતર અત્યાચારને સહન કરતી સ્ત્રીઓમાટે આત્મહત્યા કરીને કાં તો મરી જવું અને કાં તો પુનર્લગ્નની રૂઢિનો લાભ લઇને જીવતા ધણીએ બીજો ધણી કરીને સુખના માર્ગને મેળવવાની ચેષ્ટા કરવી અને કાં તો જો મન સંયમશીલ હોય અને પીયરિયાં સાધનસંપન્ન તથા માયાળુ હોય તો પીયરિયામાં રહી પ્રભુભજન કરી પવિત્રતામાં જીવન વીતાડવું, એ ત્રણ માર્ગો વિના ચોથો કોઇ પણ માર્ગ નથી. ત્યારે હવે તમારી પુત્રી ભાગીરથીબાઇએ ક્યા માર્ગનો સ્વીકાર કરવો અને પોતાનું હવે પછીનું જીવન કેવી સ્થિતિમાં વીતાડવું, એ પ્રશ્ન અત્યારે આપણા સમક્ષ આવીને ઉપસ્થિત થયો છે. કોઇ પણ વિચારશીલ અને સુજ્ઞ મનુષ્ય કોઇ પણ મનુષ્યને તે ગમે તેવા અસહ્ય સંકટમાં આવી પડયું હોય તો પણ આત્મહત્યા કરીને મરી જવાનો ઉપદેશ તો ન આપે; કારણ કે, આપણાં શાસ્ત્રોમાં આત્મહત્યા એક ઘોરતમ પાપ મનાય છે અને આત્મહત્યા કરીને મરી જનાર મનુષ્યના આત્માનો સાત ભવમાં પણ ઉદ્ધાર નથી થતો. તમો માયાળુ છો, પરંતુ સાધનસંપન્ન નથી તેમજ તમો આજે છો અને કાલે ન હો, તો પછી તમારા પુત્રો પોતાની દુઃખિની ભગિનીને તમારા જેવીજ લાગણીથી ઘરમાં રહેવા દેશે કે કેમ અને તેમની સ્ત્રીઓ તમારી પુત્રીને મેણાં મારીને તેનું જીવન ઝેર નહિ જ કરે, એની ખાત્રી પણ ખાત્રો નથી એટલે તમારી પુત્રીનું કોઇ સારા લુહાણાને શોધી તેની સાથે પુનર્લગ્ન કરાવી આપવું, એજ માર્ગ તમારામાટે તથા તમારી પુત્રીમાટે હિતાવહ છે, એવો મારો અભિપ્રાય છે. જો તમારો અને તમારી પુત્રીનો અભિપ્રાય એથી ભિન્ન હોય, તો પછી મારે કાંઈ કહેવાનું નથી. તમારા બોલાવ્યા છતાં પણ જ્યારે તમારો નમાલો જમાઇ અહીં ન આવ્યો અને તેને સ્ત્રીનો ખપ જ નથી, તો હવે કોઈ પણ સમજૂ મનુષ્ય તમને દોષપાત્ર ગણે તેમ નથી. બાકી નિન્દા તો સારાની પણ થાય છે ને નઠારાની પણ થાય છે એટલે લોકનિન્દાથી ડરીને વિનાકારણ મરણ પર્યન્તનાં દુઃખ તથા માનસિક વેદનાને વ્હોરી લેવાં, એ મારી માન્યતા પ્રમાણે તો યોગ્ય નથીજ.”

“લક્ષ્મીવલ્લભભાઇ, આપનો અભિપ્રાય અત્યંત ઉત્તમ અને અક્ષરેઅક્ષર સત્ય છે.” મારા પિતાશ્રીએ લક્ષ્મીવલ્લભના અભિપ્રાયને સંમત થઇને પોતાના વિચારો દર્શાવવા માંડયા: “જો અત્યારે હું મારી આ તરુણી પુત્રીને મારા ઘરમાં જ બેસાડી રાખું, તો પણ મારા

તથા મારી સ્ત્રીના સ્વર્ગવાસ પછી મારા પુત્રો અને મારી પુત્રવધૂઓ એને સુખપૂર્વક ઘરમાં રહેવા દેશે કે નહિ, એમાટે શંકાજ છે; એટલે હવે આ બાઇને કોઇ સારે ઠેકાણે નાખીને એની ચિન્તાથી મુક્ત થઇ જવું, એજ મારામાટે ઉત્તમ માર્ગ છે તેમજ બાઈનું હિત પણ ઠેકાણે પડી જવામાં જ સમાયલું છે. જો કે અત્યાર સુધી બાઇનો પુનર્લગ્ન કરીને બે ભવ કરવાનો લેશ માત્ર પણ વિચાર નહોતો, પરંતુ પરિસ્થિતિ એવી આવી પડી છે કે, હવે તેમ કર્યા વિના બાઇનો છૂટકો જ નથી. અર્થાત્ બાઇને કોઇ સારા ઠેકાણે આપી દેવી, એ વાત તો જાણે નક્કી છે; પણ સવાલ એ છે કે, સારૂં ઠેકાણું મારે શોધવું અને મેળવવું કેવી રીતે અને ક્યાંથી ? કારણ કે, સારા અને પ્રતિષ્ઠિત લુહાણાને સારા ઘરની કુંવારી કન્યાઓ તેમજ સારાં પૈસાદાર માબાપની વિધવા પુત્રીઓ મળી શકતી હોય, તો પછી તેઓ મારા જેવા એક કંગાલ અને આ મુંબઇમાં બિલ્કુલ અજાણ્યા લુહાણાની છાંડેલી પુત્રીને લેતાં અચકાય એ સ્વાભાવિકજ છે. કદાચિત્ કોઈ લુચ્ચો લબાડ અથવા સાઠ વર્ષનો બુઢ્ઢો, કે જેને સારે ઠેકાણેથી કન્યા મળવાનો સંભવ ન હોય તેવો પુરુષ, મારી પુત્રીને સ્વીકારવાને તૈયાર થાય, તો તેથી મારી પુત્રીનો શો શુક્રવાર થઇ શકે વારૂ ? એવા ધણીના ઘરમાં જવા કરતાં તો એ આમતી આમ મેહનત મજૂરી કરીને પોતાનું પેટ ભર્યા કરે, એજ વધારે સારૂં. જો આપ કાંઇક કૃપા કરો અને હૈયદરાબાદમાંથી જેમ મારી પુત્રીને બચાવી હતી તેમ પરિશ્રમ લઇને અહીં એના માટે કોઇ સારૂં સ્થળ શોધી આપો, તો કદાચિત્ કાંઇક સંતોષકારક પરિણામ આવી શકે; બાકી, નહિ તો ચણા મમરાની ફેરી કરનારની લોટ દળનારી દીકરી કોઈ સારા માણસની સહાયતા વિના સારે ઠેકાણે પડી જાય, એ વાર્ત્તા સર્વથા અશક્ય છે. લક્ષ્મીવલ્લભભાઈ, હું બહુજ મુંઝાઇ ગયો છું અને જો સત્વર આ વિષયની વ્યવસ્થા નહિ થઈ જાય, તો મુંબઇમાં લાંબો વખત કેવી રીતે વીતાડી શકાશે અને મારી ગરીબ ગાય જેવી દીકરીની શી દશા થશે, એ ચિન્તાથી મને આહાર તથા નિદ્રા પણ હરામ થઇ પડયાં છે. અમારો ઇશ્વર વિના બીજો કોઈ પણ આધાર નથી !”

મારા વૃદ્ધ પિતાશ્રીનાં આવાં હૃદયદ્રાવક વચનો સાંભળીને પરોપકારશીલ લક્ષ્મીવલ્લભનું હૃદય દ્રવી ગયું અને તેથી તેઓ મારા પિતાને આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે: “નાનજી કાકા, વિશ્વ-

પાલક જગદીશ્વર જગત્પિતાને સર્વની ચિન્તા હોય છે એટલે તે તમારી આ ચિન્તાનું પણ નિવારણ કરી નાખશે. કચ્છી લુહાણા જ્ઞાતિના અહીં એક મારા મિત્ર છે; તેમનું વય ચોવીસ વર્ષનું છે, તેમનાં પરણેતર પત્ની ૭ માસની વાત પર સ્વર્ગવાસિની થયાં છે, તેમના ગૃહમાં વૃદ્ધ માતુશ્રી વિના અન્ય કોઇ સ્ત્રી કિંવા પુરુષ નથી, તેમનાં માતુશ્રી પાસે દશથી બાર હજારનો જીવ છે અને મારા તે મિત્ર પોતે પણ મહિને સાઠથી સીતેર રૂપિયા કમાય છે. જો હું તેમને ભલામણ કરીશ અને ખાત્રી આપીશ, તો મને આશા છે કે, તે પોતે અને તેમનાં માતુશ્રી મારી વાણીને વ્યર્થ નહિ કરે અને તમારી પુત્રી ઠેકાણે પડી જશે. સ્થળ બહુજ ઉત્તમ છે; જો કહો તો વાત કરૂં અને જો કાંઇ વાંધો હોય, તો હાલ તરત મુલ્તવી રાખું. જો કે તે મારા મિત્રને કુમારિકા પણ મળી શકે તેમ છે, પણ મારા માનને ખાતર કદાચિત્ તેઓ આ વાર્ત્તાને સ્વીકારશે."

"પરંતુ અમો હાલાઇ લુહાણા છીએ એટલે જો હું કચ્છી લુહાણાને મારી દીકરી આપીશ, તો દેશમાં જરા ખરાબ દેખાશે અને કેટલાકો એમ પણ ધારશે કે, પૈસા લઇનેજ કચ્છી લુહાણાને દીકરી આપી હશે; કારણ કે, હાલાઇઓ કચ્છીને પોતાથી કાંઈક ઉતરતા માને છે, એ તો આપના જાણવામાં પણ હોવુંજ જોઇએ. વાંધો હોય, તો માત્ર આટલોજ વાંધો છે; બીજો કાંઇ પણ વાંધો નથી" મારા પિતાશ્રીએ જે એક વાંધો હતો તે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધો.

મારા પિતાશ્રીના એ સંશયનું નિરસન કરતા લક્ષ્મીવલ્લભ ગંભીરતાથી કહેવા લાગ્યા કેઃ "નાનજી કાકા, હાલાઇ લુહાણા જો કચ્છી લુહાણાને પોતાથી ઉતરતી પંક્તિના માનતા હોય તો તે તેમનો એક ભયંકર પ્રમાદ છે અથવા તો હઠવાદ કે દુરાગ્રહ છે, એમજ મારે કહેવું પડે છે; કારણ કે, વાસ્તવિક રીતે કચ્છી લુહાણા પાસે હાલાઈ, ઘોઘારી તથા ગુજરાતી લુહાણા કરતાં પોતાની કચ્છી લુહાણા જ્ઞાતિને વ્યાવહારિક તથા ઐતિહાસિક દૃષ્ટિથી ઉચ્ચતર અને ઉત્તમ સિદ્ધ કરી બતાવવાનાં પ્રબળ પ્રમાણો હોવા છતાં તેઓ હાલાઇ તથા ઘોઘારીઓને પોતાથી હલકા દર્શાવતા નથી અને હાલાઇ તથા ઘોઘારીઓ કેટલીકવાર કચ્છીઓની આવી છેડ કર્યા કરે છે, એ તેમની ચેષ્ટા ખરેખર તિરસ્કારને પાત્ર છે; કારણ કે, એથી સંપને બદલે કુસંપનો જ પ્રસાર થાય છે, એકતા વધવાને બદલે ભેદભાવ

વધતો જાય છે અને તેના પરિણામે સમસ્ત લુહાણાજ્ઞાતિની ઉન્નતિનો માર્ગ સંકુચિત થતો દેખાય છે. સત્ય વાર્ત્તા તો એ છે કે, જે કેટલાક અદ્વિતીય સદ્‌ગુણો કચ્છી લુહાણામાં રહેલા છે, તે સદ્‌ગુણોનો હાલાઇ, ઘોઘારી તથા ગુજરાતી લુહાણામાં બહુજ અલ્પ અંશ જોવામાં આવે છે; તેમજ કેટલાક એવા ગુણો હાલાઇ, ઘોઘારી તથા ગુજરાતીઓમાં પણ છે કે જે ગુણો કદાચિત્ કચ્છીઓમાં ઓછા પરિમાણમાં હશે; પણ એથી કાંઇ કચ્છીઓ હાલાઇ, ઘોઘારી તથા ગુજરાતી લુહાણા કરતાં ઉતરતી પંક્તિના સિદ્ધ થતા નથી; કારણ કે અમુક ગુણની ન્યૂનતા જ જો હીનતાના કારણરૂપ હોય, તો જે ગુણોનો હાલાઇ, ઘોઘારી તથા ગુજરાતીઓમાં બહુધા અભાવ જ છે, તે ગુણાભાવના કારણથી તેઓ પણ કચ્છીઓ કરતાં ઘણી જ ઉતરતી પંક્તિમાં મૂકાઇ જાય તેમ છે. હવે હું તમને પૂછવા માગું છું કે, હાલાઇઓ કચ્છી લુહાણાને જે પોતાથી ઉતરતી પંક્તિના માને છે, તે શા કારણથી?"

"હાલાઇઓ એમ જણાવે છે કે, કચ્છી લુહાણાના આચારો જોઇએ તેવા શુદ્ધ નથી; એટલે કે, સ્નાન દેવદર્શન, ગૃહની સ્વચ્છતા તથા આહાર આદિમાં તેઓ હાલાઇઓ કરતાં ઉતરતી પંક્તિના છે." મારા પિતાએ કચ્છીઓને ઉતરતી પંક્તિના માનવાનું પ્રચલિત કારણ દર્શાવ્યું.

લક્ષ્મીવલ્લભ હવે રંગમાં આવ્યા અને એ કારણનું પ્રમાણપૂર્વક નિવારણ કરતા કહેવા લાગ્યા કે: "હાલાઈઓ કચ્છમાંથી હાલારમાં આવીને વસ્યા પછી વલ્લભીય વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી થયા છે અને તેથી જામનગર, ખંભાળિયા, રાજકોટ તથા પોરબંદર જેવા હાલાર અને કાઠિયાવાડનાં કેટલાંક મોટાં મોટાં શહેરોમાં એવી બાહ્ય શુદ્ધતા તથા એવા બાહ્ય આચારને હાલાઇ લુહાણા વધારે પાળવા લાગ્યા છે, એ વાર્ત્તા ખરી છે; પરંતુ કચ્છ માંડવી, ભુજ, અંજાર, મુંદ્રા અને કચ્છના એવાંજ બીજાં નગરોમાં વસતા તેમજ મુંબઇમાં વસતા કચ્છી લુહાણાને જો તમો જોશો, તો તેઓ હાલાઈઓ કરતાં પણ વધારે ઉત્તમ દેખાશે. તમો તો હાલારના ગામડામાં વસો છો અને મેં પણ હાલાર તથા કાઠિયાવાડનાં ગામડાંમાં ભ્રમણ કરેલું છે, એટલે હાલારના લુહાણાના આહાર વિહાર તથા આચાર આદિ કેવા પ્રકારના છે એ તો તમો જાણો જ છો. હાલારી ગામડિયામાંના ઘણાક ખેતીવાડીનો ધંધો કરે છે, તેઓ આયર જાતિના ખેડુતો પ્રમાણે પા-

ઘુડારાના ચોયણા ને આંગડી પહેરે છે તથા માથે તેવોજ ફેંટો બાંધે છે. એજ કપડાં પહેરીને દિશાએ જાય છે અને એજ કપડાં પહેરીને જમવા બેસે છે; પંદર દિવસે હજામત કરાવે ત્યારે જ નહાય છે અને દેવદર્શન કરવા તો બાર મહિને બે વાર હોળી તથા દીવાળીને દિવસે જ જાય છે. જુઆર બાજરીના રોટલા, છાશ, લસણ અને ડુંગળી એ તેમનો રોજનો ખોરાક હોય છે અને તેમના ઘરની સ્ત્રીઓના આચાર વ્યવહાર પણ આવાજ પ્રકારના હોય છે. હવે એ ગામડિયા લુહાણા જો મોટાં નગરોમાં અથવા મુંબઇમાં આવે, તો ત્યાંની ન્યાતવાળા શું તેમને પોતા સાથે ઘરમાં અથવા ન્યાતના જમણવારમાં જમવાને નથી બેસાડતા ? અર્થાત્ કચ્છી લુહાણામાંના ગામડિયામાં જો આચાર વિચારની કાંઇક ન્યૂનતા હોય, તો હાલાઇ ગામડિયાના આચાર વિચાર સાથે તેમની સરખામણી કરી જોવી અને પછી જ જે બોલવું હોય તે બોલવું. એ તો ઘેર ઘેર માટીના ચૂલા છે; માટે મૌનને ધારી લેવામાંજ માલ છે. હવે હું એક બીજા મુદ્દાપર આવવા માગું છું. સમસ્ત ભારતવર્ષમાંની સમસ્ત ઉચ્ચ હિન્દુ જાતિઓમાં એક એવી રૂઢિ પ્રચલિત છે કે, જે જાતિ બીજી જાતિની કન્યા લેતી હોય, પણ પોતાની કન્યા તે બીજી જાતિને આપતી ન હોય; તો તે કન્યા લેનારી જાતિ કન્યા આપનારી જાતિ કરતાં ઉચ્ચ મનાય છે; અર્થાત્ જો એ દૃષ્ટિથી જોવામાં આવે, તોપણ આજે કચ્છી લુહાણાનાં ઘરોમાં પરણીને તેમ જ ઘરઘીને ગયેલી હાલાઇ લુહાણાની લગભગ પંદર સોથી પણ વધારે કન્યાઓ મળી શકે તેમ છે, એવો હિસાબ કાઢવામાં આવ્યો છે; તેમ જ સો પચાસ ઘોઘારણો પણ કચ્છીઓના ઘરમાં હશે, પણ હાલાઇ તથા ઘોઘારી લુહાણાના ઘરમાં કચ્છી લુહાણીઓની સંખ્યા કેટલી છે વારૂ ? કદાચિત્ બે પાંચની હોય, તો પરમાત્મા જાણે; બાકી નહિ તો, નથી જ, એમ જ કહેવું પડે છે. હાલાઈઓ મૂળ કચ્છમાંથી જ હાલારમાં આવી વસ્યા છે એટલે મૂળ તો તેઓ પણ કચ્છી જ છે, છતાં જો તેઓ કચ્છીઓને નિન્દતા હોય તો એ તેમની મોટી ભૂલ છે. આથી મારા કહેવાનુ તાત્પર્ય એવું નથી કે કચ્છીઓ ઉંચા અને હાલાઇ નીચા છે; કિન્તુ આપણે સર્વ ભાઇઓ છીએ અને તેથી જ્યાં પરાપૂર્વથી રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર પણ થાય, એ સર્વથા ઇષ્ટ અને આપણી એકતાને પુષ્ટિ આપનારૂં કાર્ય છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી.”

લક્ષ્મીવલ્લભના એ સપ્રમાણ ભાષણનો મારા પિતાશ્રીના અંતઃકરણમાં એટલો અને એવો તો પ્રભાવ પડી ગયો કે, તેઓ પણ લક્ષ્મીવલ્લભના મતના જ થઇ ગયા અને કહેવા લાગ્યા કેઃ "લક્ષ્મીવલ્લભભાઇ, આપનું કથન અક્ષરશઃ સત્ય છે. અદ્યાપિ હાલાઈ લુહાણા જાતિના કેટલાક ભાગમાં તો મૂળ કચ્છીપણાનાં કેટલાંક ચિન્હો અત્યાર સુધી પણ પ્રત્યક્ષ જોવામાં આવ્યા કરે છે અને દ્વારિકા એટલે કે ઓખામંડળના લુહાણા અદ્યાપિ કચ્છી ભાષાજ બોલે છે અને તેમનાં સ્ત્રીપુરુષોનો પહેરવેશ પણ બહુધા કચ્છીઓનેજ મળતો છે. જામનગર તથા ખંભાળિયા આદિ હાલાર—જામનગર—રાજ્યમાંનાં કેટલાંક નગરોમાંના લુહાણા પણ કચ્છી ભાષા બોલે છે અને જોડિઆના લુહાણા તો બહુધા કચ્છીના નામથીજ અદ્યાપિ ઓળખાય છે. સ્ત્રીઓમાં છૂટા પહેરવેશનો કચ્છીઓ પ્રમાણેનો રિવાજ હાલારના ઘણાક ભાગમાં અદ્યાપિ પ્રચલિત છે અને હાલાઇઓના બીજા પણ ઘણાક રિવાજો કચ્છીઓ જેવાજ છે. હાલાર અથવા જામનગરના જામસાહેબ પણ કચ્છના રાઓ જેવાજ છે, તો પછી તેમની સાથે કચ્છમાંથી ઉતરી આવેલા લુહાણાઓ હાલારમાં આવીને કચ્છીઓથી ઊંચા થઇ જાય, એ તો કદાપિ બની શકે જ નહિ. વળી કચ્છી લુહાણામાં ઉદારતા, પરોપકારપરાયણતા, અનુકંપા, શૌર્ય, વ્યાપારકુશળતા, વ્યવહારદક્ષતા, અતિથિસત્કાર અને સ્ત્રીમાનમર્યાદા આદિ જે કેટલાક ક્ષાત્ર ગુણો રહેલા છે, તે ગુણો અન્ય લુહાણા જ્ઞાતિઓમાં પણ છે, પરંતુ તે કચ્છીઓ કરતાં બહુજ ઓછા પ્રમાણમાં હોવાથી કચ્છીઓને એ ગુણોમાં તો શ્રેષ્ઠ માનવા જ પડે છે. કોઇના પણ યોગ્ય ગુણોનો સ્વીકાર કરવો અને તે ગુણોમાટે તેની મુક્ત કંઠે સત્ય પ્રશંસા કરવી, એ આપણો ધર્મ છે."

"નાનજી કાકા, કચ્છી લુહાણાની ઉદારતા અને ઐક્યપ્રિયતાનું આપ એટલાથીજ અનુમાન કરી શકશો કે, આ મુંબઇમાં જ્યારે પણ હાલાઇ અથવા ઘોઘારી લુહાણાની વાડીમાં જ્ઞાતિભોજન અથવા જમણવાર હોય, તે વેળાયે કોઇ પણ કચ્છી લુહાણા જ્ઞાતિનાં પુરુષો સ્ત્રી તથા નોતરા વગર તે જમણવારમાં જમવા જતાંજ નથી; પરંતુ કદાચિત્ ભોગ જોગે કોઈ અત્યંત હીનબુદ્ધિનાં કે ગરીબ ગુરબાં એક બે કચ્છી લુહાણા સ્ત્રીપુરુષો ત્યાં જમવામાટે જઇ ચઢે અને તે

વાર્ત્તા હાલાઇ અથવા ઘોઘારી લુહાણાના જાણવામાં આવે, તો તેમને પંક્તિમાંથી ઉઠાડી મૂકતાં અને તેઓ અડધાં જમ્યાં હોય તેવી સ્થિતિમાં તેમના મોઢામાંનો કોળિયો કઢાવતાં તેઓ જરા પણ સંકોચાતા નથી અને એમાં જ પોતાની મહત્તા માને છે.* એથી વિરુદ્ધ કચ્છી લુહાણાના સાતતડા—જ્ઞાતિભોજન—માં હાલાઇ લુહાણા, ઘોઘારી લુહાણા, તેમજ આપણા ભાણે ભળતા ખત્રી તથા ભણુસાળી આદિ જ્ઞાતિનાં લગભગ એક હજારથી પણ વધારે સ્ત્રીપુરુષો વગર નોતરે જમવામાટે આવે છે અને એ વાર્ત્તાને કચ્છી લુહાણા સારી રીતે જાણતા હોય છે; છતાં પોતાના આંગણે જમવામાટે આવેલાં સ્ત્રી-પુરુષો અતિથિરૂપ હોવાથી કચ્છી લુહાણાના વીર પુત્રો તેમનું કદાપિ શબ્દ માત્રથી પણ અપમાન કરતા નથી. આ પરિસ્થિતિ અત્યારે પણ પ્રચલિત છે અને ત્રણ ચાર દિવસ પછી સાતતડા થવાના છે તે વેળાને દરિયાસ્થાનમાં આપણે સાથેજ જમવા જઇશું અને હું આ ઘટના આપને નજરો નજર બતાવી આપીશ.” લક્ષ્મીવલ્લભે કચ્છી લુહાણા જ્ઞાતિની ઉદારતાનું અધિક સ્પષ્ટીકરણ કર્યું.

મારા પિતાશ્રીએ કહ્યું કે: “હવે મને પણ એમજ લાગે છે કે, મારી પુત્રી જો કોઈ યોગ્ય કચ્છી લુહાણાના ઘરમાં જશે, તો કદાપિ દુઃખિની નહિ થાય અને તેથી જો આપ તેની કાંઈ પણ વ્યવસ્થા કરશો તો હું આપની આજ્ઞા અનુસાર વર્ત્તવાને તૈયાર છું. માત્ર આ કાર્ય હવે સત્વર થઇ જાય અને હું ચિન્તાથી મુક્ત થાઉં, એનો વિચાર આપે કરવાનો છે.”

“પરમાત્મામાં વિશ્વાસ રાખો; કારણ કે, સિદ્ધિદાતા કેવળ પરમાત્માજ છે.” લક્ષ્મીવલ્લભે માર્મિક આશ્વાસન આપ્યું.

---

* ઇ. સ. ૧૯૧૦ ના ડિસેંબરમાં ‘**પ્રથમ લુહાણા કૉન્ફરન્સ**’નો સમારંભ થયો, ત્યાં સુધી તો હાલાઇ અને ઘોઘારી લુહાણાની આ પ્રવૃત્તિ અને પંક્તિભેદપદ્ધતિ ચાલૂ હતી. ત્યારપછી જો કાંઇક સુધારણા થઇ હોય તો તે હું જાણતો નથી. પરંતુ ભાવનગરમાં થયેલી ઈ. સ. ૧૯૧૬ માંની ‘**ચતુર્થ લુહાણા પરિષદ્**’ માં પણ ઘોઘારીઓએ કચ્છી લુહાણા પ્રતિ આવોજ તિરસ્કાર દર્શાવ્યો હતો અને તેથી ત્યાં વિગ્રહનો રંગ જામ્યો હતો. એથી સ્પષ્ટ થાય છે કે, અદ્યાપિ ઘોઘારીઓના મનમાંથી એ ભેદ ગયો નથી અને કૉન્ફરન્સના ઉપદેશનું તેમના હૃદયમાં વિશેષ કાંઈ પણ પરિણામ થઇ શકયું નથી.

એ દિવસના વાર્ત્તાલાપનો આટલેથીજ અંત આવી ગયો અને લક્ષ્મીવલ્લભ એક બે દિવસમાં પુનઃ આવવાનું કહીને પ્રયાણ કરી ગયા. ત્રીજે દિવસે પુનઃ રાત્રિના સમયમાંજ તેઓ આવ્યા; પરંતુ આ વેળાયે તેમની સાથે એક વૃદ્ધ બાઈ પણ હતાં. મને લાગ્યું કે, લક્ષ્મીવલ્લભે જે પુરુષ સાથે મારા સંબંધનું નક્કી કરવા ધાર્યું હતું તે પુરુષનાં માતુશ્રી જ મને જોવામાટે આવેલાં હોવાં જોઇએ અને પછીથી મારી એ ધારણા ખરી જ નીવડી. મેં તે બાઇનો યોગ્ય આદરસત્કાર કર્યો અને કલાકેક બેઠા પછી ચાહ વગેરે પીને લક્ષ્મી-વલ્લભ તથા તે બાઈ ચાલ્યા ગયાં. વળતે દિવસે લક્ષ્મીવલ્લભ એકલા આવ્યા અને મારા પિતાને સાથે લઇ જઈને તેમને મારા ભાવી પતિ તથા તેમના ગૃહ આદિનાં દર્શન કરાવ્યાં. મારા પિતાને સંતોષ થયો અને તે દિવસે જ મારા પુનર્લગ્નની વાત નક્કી થઈ ગઇ. બે દિવસમાં ન્યાતની રીત પ્રમાણે મારૂં પુનર્લગ્ન થઇ ગયું અને હું મારા નવીન પતિના ગૃહમાં ગઈ. મારા પિતા ત્યારપછી પંદરેક દિવસ મુંબઈમાં રહીને દેશમાં ચાલ્યા ગયા, પણ ત્યાં તેમના મુખથી મારા પુનર્લગ્નની વાર્ત્તા સાંભળીને મારા કાકાએ તેમની સાથે વૈર બાંધ્યું અને મારા ભાઇઓ પણ પિતા સાથે આડા ચાલવા લાગ્યા એટલે પછી કંટાળીને તેઓ ગોકુળ મથુરા તરફ તીર્થયાત્રા કરવાને ચાલ્યા ગયા અને ત્યાંથી દોઢ બે વર્ષે પાછા આવ્યા પછી અહીં મને મળીને પોરબંદર ગયા અને ત્યાંજ એક ધર્મશાળામાં નોકરી મળવાથી રહી ગયા તે અત્યાર સૂધી ત્યાંજ છે. મારાં માતુશ્રી મારા ભાઇઓ અને અન્ય કુટુંબીય જનો અત્યારે અમારા ગામમાંજ વસે છે; જોડિયાને તેમણે છોડી દીધું છે; પણ મારા પિતાશ્રી ત્યાં જતા નથી અને પ્રભુભજનમાં એકલાજ દિવસ વીતાડયા કરે છે. કલ્યાણી બહેન, આ નવીન પતિના ગૃહમાં આવ્યા પછી મને કોઇ પણ પ્રકારનું દુઃખ થયું નથી, મારાં સાસૂ મારામાં પોતાની પુત્રી કરતાં પણ અધિક સ્નેહ રાખતાં હતાં અને મારા પતિનો તો મારામાં એટલો બધો સ્નેહ તથા વિશ્વાસ છે કે, હું તો રાત દિવસ એમજ ચિન્તવ્યા કરૂં છું કે જો સ્ત્રીને પતિ મળો તો આવાજ મળજો! મારાં સાસૂનો પાંચ છ વર્ષથી સ્વર્ગવાસ થયો છે અને મને કાંઈ પણ સંતાન નથી એટલે ગૃહમાં જો કે અમો બે માણસજ છીએ; પણ અમો સંસારમાં સ્વર્ગના સુખને અનુભવીએ

છીએ. મારો વૃત્તાંત આ પ્રમાણેનો છે." ભાગીરથીએ પોતાના વૃત્તાન્તની એ શબ્દો સાથે પૂર્ણાહુતિ કરી નાખી.

ભાગીરથીની આત્મકથાને શાંતિથી સાંભળી લીધા પછી મેં—કલ્યાણીએ—કહ્યું કે: "ત્યારે તો અમુક પ્રકારના અણબનાવને લીધે જ તમારા પિતાએ પોતાનાં ગામ તથા કુટુંબને ત્યાગીને પોરબંદરમાં નિવાસ કર્યો હતો. તમારા પિતાએ પોરબંદરમાં પોતાનો વૃત્તાંત વર્ણવતાં એકવાર એવા ઉદ્‌ગાર કાઢ્યા હતા કે. 'હું મૂળ આ પોરબંદરનો નિવાસી નથી; હું મૂળ જામનગરનો નિવાસી છું અને ધર્મકર્મસંયોગથી આજે કેટલાંક વર્ષથી આ પોરબંદરમાં આવી પડયો છું અને જીવનના જે દિવસો બાકી છે તે પૂરા કર્યા કરૂં છું. આ સંસારમાં મારામાટે આશાનું એક પણ બંધન અવશિષ્ટ રહ્યું નથી, તેથી મને જેમ કોઇ પ્રકારનું સુખ નથી તેમજ કોઇ પ્રકારની ચિન્તા પણ હવે મારામાટે અવશિષ્ટ રહી નથી અને એ મારાપર ઇશ્વરનો એક પ્રકારનો ઉપકાર થયો છે, એમ જ હું માનું છું.' તેમના આ ઉદ્‌ગારથી મારી તો એવી જ ધારણા બંધાઇ હતી કે, કદાચિત્ તેમનાં સર્વ કુટુંબીય જનોનો નાશ થઇ ગયો હશે અને તેથી જ તેઓ નિરાશ થઇને આવું ઐકાંતિક જીવન વીતાડતા હશે; પરન્તુ આ તો બીજોજ ભેદ નીકળ્યો. ચાલો તમારા અન્ય કૌટુંબિક જનો જીવતાં છે એ પણ એક રીતે સારૂં જ છે; કારણ કે જીવતા જોગી પ્રણ ભલા એ કહેવતમાં પણ કાંઇક સત્ય રહેલું છે. પરમાત્મા તમને તમારા ભાઇઓને, તમારાં બહેનને, તમારાં માતુશ્રીને તથા તમારાં અન્ય સંબંધીઓને ઉદંડ આયુષ્ય તથા સુખસંપત્તિ આપો, એજ મારો આશીર્વાદ છે."

એ પછી ચાહ તથા પાન આદિથી મેં ભાગીરથીનો યોગ્ય આદરસત્કાર કર્યો અને જ્યારે તે પોતાને ઘેર જવામાટે તૈયાર થઇ ત્યારે મેં તેને કહ્યું કે: "ભાગીરથી બહેન, આવતી કાલે સવારમાં મારા પતિ તમારા પતિને મળવામાટે તમારે ઘેર આવવાના છે, તો તમારા પતિને નવ વાગે ઘેર રહેવાનું જણાથી દેજો. જો બની શકશે તો હું પણ સાથે આવીશ."

"મારા પતિ લગભગ બાર વાગેજ બહાર જાય છે એટલે નવ વાગે આવશો તો તેઓ જરૂર મળશે. છતાં જો તેઓ કોઇ કામ-

સર બહાર જવાના હશે, તો પણ હું તેમને રોકીશ. ભલે પધારજો અને ચાહ પણ ત્યાંજ પીજો." ભાગીરથીએ કહ્યું.

"ના ના; ચાહનો ખટરાગ કરશો નહિ; કારણ કે, સાત વાગે ચાહ પીધી હોય ને પાછી નવ વાગે ચાહ પીવામાં આવે, તો તબીયત બગડી જાય છે." મેં અમુક કારણથી ચાહની ના પાડી દીધી.

* * * * *

બીજે દિવસે અમો નવને બદલે સાડા આઠ વાગેજં ભાગીરથીને ઘેર જઇ પહોંચ્યાં. હું ભાગીરથી પાસે અંદરના ઓરડામાં બેઠી અને મારા પતિ ભાગીરથીના પતિ પુરુષોત્તમ પાસે બહારના ઓરડામાં બેઠા. ભાગીરથીએ ચૂલાપર ગરમ પાણીનું તપેલું ચઢાવ્યું હતું અને તેથી જણાતું હતું કે, હજી તેના પતિ નહાયા નહોતા. વાતમાં ને વાતમાં ભાગીરથી પોતે પણ હજી નહાવાની હતી, એ પણ મેં જાણી લીધું. મારા પતિએ પુરુષોત્તમને તેમના સસરાના પોરબંદરમાં સર્પદંશથી થયેલા મરણની દુ:ખદ વાર્તા કહી સંભળાવી અને દંપતીને સ્નાન કરવાનું જણાવી દીધું. પુરુષોત્તમે ભાગીરથીને બહાર બોલાવી અને તેના પિતાના મરણના સમાચાર સંભળાવ્યા કે તે ક્ષણેજ ભાગીરથી નિશ્ચેષ્ટ થઇને પડી ગઇ. તેના પતિએ તેને સાવધ કરી અને મેં ઉનું પાણી કાઢી આપીને તેને સ્નાન કરાવ્યું. પુરુષોત્તમ તો નીચે જઇને નળના ટાઢા પાણીથીજ નાહી આવ્યા. સ્નાનના કાર્યની સમાપ્તિ થતાં ભાગીરથી બહુજ રોવા લાગી અને મેં તેને યોગ્ય આશ્વાસનો આપીને માંડ માંડ છાની રાખી. મારા પતિએ તે દંપતીને જણાવ્યું છે કે: "પોરબંદરમાં નાનજીભાઇના શબને મેં મારા હસ્તથી અગ્નિસંસ્કાર કર્યો છે અને તેમની ઉત્તરક્રિયા પણ ઉત્તમ પ્રકારે થઇ છે, એવો ત્યાંથી કાગળ પણ આવી ગયો છે. છતાં આ સમાચાર તેમના પુત્રોને લખી જણાવજો અને જો તેમની ઇચ્છા હોય તો યોગ્ય ક્રિયા તેમના હાથે કરવાનું પણ લખજો." મેં ભાગીરથીને કહ્યું કે: "બહેન, હવે અધિક શોક કરવાથી કાંઇ પણ ફળ થવાનું નથી. આવી રીતે રોવા કૂટવાથી તો મરનાર પ્રાણીને અધિક દુ:ખ થાય છે. સંસાર ક્ષણભંગુર છે અને મરણ એ શરીરધારીની પ્રકૃતિ છે એટલે હવે તો પરમાત્માનાં ચરણોમાં, તમારા પિતાના આત્માને તે પરમાત્મા શાશ્વત શાંતિ આપે, એવી પ્રાર્થના કરવી, એજ તમારો ધર્મ છે. તેમના આત્માના કલ્યાણમાટે તમારાથી થાય, તો ધર્મદાન

કરો અને વ્યર્થ શોકના વ્યવસાયને બંધ કરો." ભાગીરથીએ તેના પિતાના શબને મારા પતિએ કરેલા અગ્નિસંસ્કાર તથા તેમની ઉત્તરક્રિયાના પ્રબંધ આદિમાટે અમારો ઉપકાર માન્યો અને મારા પતિને પોતાના ધર્મબંધુ તરીકે સ્વીકારીને લાજ કાઢવાનું માંડી વાળ્યું. એ દિવસથી ભાગીરથી તથા તેના પતિ સાથે અમારો ગાઢ સંબંધ થઈ ગયો.

પુરુષોત્તમે તેજ દિવસે ભાગીરથીના ભાઈઓપર તેમના પિતાના પરલોકવાસના સમાચારવાળો કાગળ લખી મોકલ્યો અને પંદર દિવસ પછી તેમનો જવાબ પણ આવી ગયો. નાનજીના મરણના સમાચારથી તે ભાઇઓના મનમાં પણ આઘાત થયો અને તેનું પરિણામ એ આવ્યું કે, ભાગીરથીનો મોટો ભાઇ થોડાજ વખતમાં ભાગીરથી પાસે મુંબઇ આવ્યો, પોતાની બહેનની તેણે ક્ષમા માગી તથા બહેન અને બનેવીને એકવાર તેમના ગ્રામમાં આવી જવાનો અતિશય આગ્રહ કર્યો. છેવટે કેટલીક આનાકાની પછી ભાગીરથી તથા તેના પતિએ તેના આગ્રહને સ્વીકારીને 'પ્રથમ લુહાણા પરિષદ્' થઈ ગયા પછી ત્યાં જવાનો સ્વીકાર કર્યો અને તેમને સાથે લઇને જવાના ઉદ્દેશથી ભાગીરથીનો ભાઇ ત્યાંજ રોકાઈ રહ્યો.

આ વેળાયે મુંબઇમાં સમસ્ત લુહાણા પ્રથમ પરિષદ્‌ની તૈયારીઓ ધમધોકાર ચાલી રહી હતી. કચ્છી, હાલાઈ ઘોઘારી અને ગુજરાતી લુહાણા-શ્રીમંત, મધ્યમ વર્ગના અને ગરીબ વર્ગના લુહાણા-એક મન, એક વિચાર, એક ઉદ્દેશ તથા એકજ ભાવનાથી એ પ્રથમ લુહાણા પરિષદ્‌ને વિજયશીલ બનાવવામાટેના યત્નો એકત્ર બળથી કરી રહ્યા હતા. હાલાઈઓની મહાજનવાડીમાં નિત્ય જૂદી જૂદી કમીટીઓ ભરાતી હતી અને ઘણાક અગ્રેસરોને જમવાનો અવકાશ પણ મળી શકતો નહોતો. સર્વ લુહાણામાં એક પ્રકારનો અલૌકિક અશ્રુતપૂર્વ, અદ્‌ભુત અને સર્વથા નવીન ઉત્સાહ વ્યાપેલો દેખાતો હતો. એક સાધારણ સ્થિતિના પરંતુ ઉદ્યોગશીલ અને દઢવ્રત લુહાણા ગૃહસ્થ રા. કાનજી ઓધવજી હીંડોચાના વ્રતોદ્યાપનનો તે દિવસ હવે નિકટમાં આવતો જતો હતો કે જે દિવસે શિક્ષણ તથા વર્ત્તમાન સભ્યતાના અન્ય વિભાગોમાં પશ્ચાત્ રહેલી લુહાણાજ્ઞાતિની વિજય વૈજયન્તી મુંબઇના ગગનપ્રદેશમાં લુહાણાજ્ઞાતિની ઉન્નતિના આરંભને દર્શાવવામાટે ગૌરવપૂર્વક ફરકવાની હતી. લુહાણાજ્ઞાતિના ઉન્નતિ વિષ-

યક પ્રયત્નના ઇતિહાસમાં એ દિવસ ભવિષ્યમાં સુવર્ણના અક્ષરોથી લખાવાનો હતો, એવા ઉદ્‌ગારો સર્વના મુખમાંથી નીકળતા સંભળાતા હતા અને તે બહુ અંશે સત્ય પણ હતા; કારણ કે જે વેળાયે કૉન્ફરન્સના મંડપમાંનો ભવ્ય દેખાવ મારા જોવામાં આવ્યો અને જેનું વર્ણન હું હવે પછી કરવાની છું, તે વેળાયે મારા પોતાના મુખમાંથી પણ એવાજ પ્રકારના ઉદ્‌ગારો અચાનક નીકળી ગયા હતા.



# પ્રકરણ ૨૨ મું

## મુંબઈમાં પ્રથમ લુહાણા પરિષદ્

અમારી લુહાણાજાતિની પ્રથમ પરિષદ્ વેળાયે મુંબઇના કચ્છી, હાલાઇ તથા ઘોઘારી લુહાણા બાંધવોએ પ્રમુખ અથવા અધ્યક્ષની ચુંટણી કરવામાં જે દક્ષતા દર્શાવી હતી, તે ખરેખર પ્રશંસાપાત્ર હતી. તે વેળાયે ઘણાકોના મનમાં એવો ભય હતો કે, કેટલીક જાતીય પરિષદોમાં જેમ સાધારણ રીતે થાય છે તેમ એ પરિષદ્‌ના પ્રમુખ-સ્થાનને પણ કોઇ અશિક્ષિત ધનાઢય ગૃહસ્થ શોભાવશે અને તેથી પરિષદ્‌નો રંગ જેવો જામવો જોઇએ તેવો કદાચિત્ નહિ પણ જામે; પરંતુ તેમની એ ધારણા, જ્યારે પ્રમુખ તરીકે નીમાયલા ભાગ્યશાળી, સુશિક્ષિત અને પદવીધર રા. શેઠ મુરારજી આનંદજી તન્નાનું નામ તેમના સાંભળવામાં આવ્યું, ત્યારે સર્વથા ખોટી ઠરી હતી અને તેથી તેમના આનંદનો અવધિ થયો હતો. રાષ્ટ્રીય પરિષદ્ અથવા ઇન્ડિયન્ નૅશનલ કૉંગ્રેસ જેવી દેશહિતૈષિણી સંસ્થાના આર્થિક પૃષ્ઠપોષકો ભિન્ન હોય છે અને કાર્યવાહકો ભિન્ન હોય છે, એ નિયમને અનુસરીને મુંબઇના ધનાઢય લુહાણા ગૃહસ્થોએ કીર્તિના મિથ્યા લોભમાં ન તણાતાં તેમના કરતાં બહુજ ઓછા, નહિવત્ ધનાઢય પરંતુ તેમના કરતાં બુદ્ધિ, વિચારશીલતા તથા સુશિક્ષણમાં અત્યંત ઉચ્ચ પદવીએ વિરાજતા રા. તન્નાને એ પરિષદ્‌રૂપ નૌકાના કર્ણધાર બનાવવાની જે ઉદારતા બતાવી હતી, તે તેમના બુદ્ધિબળનો પરિચય કરાવતી હતી. સર્વ ગુણો કાંઇ કેવળ કાંચનમાંજ સમાયલા હોતા નથી; કારણ કે, જો એમ હોય, તો તો પછી પરમાત્માનો એ પક્ષપાતજ કહેવાય; અર્થાત્ આવી સંસ્થાઓમાં જે કાર્ય ધનાઢય જનો કરી

શકે છે તે સુશિક્ષિત જનોથી કરી શકાતું નથી અને જે કાર્ય સુશિક્ષિત જનો કરી શકે છે તે કેવળ ધનાઢ્યતાના યોગે ધનાઢ્ય જનોથી કરી શકાતું નથી. આવી સંસ્થાઓને અસ્તિત્વમાં લાવવા તથા તેમને ટકાવી રાખવામાટે ધનની આવશ્યકતા હોય છે અને તે આવશ્યકતાની પૂર્ત્તિ કેવળ ધનાઢ્ય જનોજ કરી શકે છે; પરંતુ આવી સંસ્થાઓના હેતુઓ તથા ઉદ્દેશોને પાર પાડવાના સત્ય માર્ગો તો કેવળ સુશિક્ષિતોજ દર્શાવી શકે છે અને તેથી આવી સંસ્થાઓના વિજયનો સર્વ આધાર કેવળ તેમના સુશિક્ષિત, વિદ્વાન્, અનુભવી તથા વિચારશીલ નેતાઓ કિંવા કાર્યવાહકોપરજ રહેલો હોય છે અને તેટલામાટેજ આવી સંસ્થાઓના નેતા તરીકે સર્વ સભ્ય દેશો તથા જાતિઓમાં એવા યોગ્ય સુશિક્ષિત પુરુષોનેજ ચુંટી કાઢવામાં આવે છે. આવી સંસ્થાઓના કાર્યતંત્રમાં ધનથી સહાયક થનાર શ્રીમંતો કદાપિ હસ્તાક્ષેપ કરતા નથી અને તેથીજ આજે ઇન્ડિયન્ નૅશનલ કૉંગ્રેસ જેવી સંસ્થાઓ આટલી સીમા પર્યન્ત વિજયિની થઈ શકી છે. અસ્તુઃ હવે હું કૉન્ફરન્સના ત્રણ દિવસોના સમારંભનું કાંઇક વર્ણન કરીશ.

ઇ. સ. ૧૯૧૦ ના ડિસેંબર માસની ૨૪ મી તારીખ અને શનિવારનો દિવસ તે લુહાણા પ્રથમ પરિષદ્નો પ્રથમ દિવસ હતો. ચોપાટીના સમુદ્રતીરની સામેના એક વિશાળ મેદાનમાં પરિષદ્માટે એક વિશાળ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો અને પરિષદ્માં ભાગ લેવાને મુંબઇ નગરીના કચ્છી, હાલાઇ તથા ઘોઘારી લુહાણાની વિશાળ સંખ્યા ઉપરાંત કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, સિંધ, દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા તેમજ અન્ય પણ કેટલાંક દૂરનાં સ્થાનોમાંથી વિપુલ સંખ્યામાં લુહાણા બાંધવો આવી પહોંચ્યા હતા અને અન્ય સ્થળેથી આવેલા ૧૨૦૦ ડેલીગેટો સાથે તે દિવસે મંડપમાં લગભગ ૫૦૦૦ લુહાણા સ્ત્રીપુરુષોની હાજરી હતી, એવું અનુમાન કરી શકાતું હતું. એ પ્રથમ દિવસની બેઠક બપોર પછી એક વાગ્યાના શુમારે મળી હતી. ડેલીગેટો તથા વિજિટરોએ અગિયાર વાગ્યાથી આવવા માંડયું હતું અને બાર વાગતાં સુધીમાં નાનાવિધ વસ્ત્રો તથા શિરસ્ત્રાણોથી વિભૂષિત થયેલા ગૃહસ્થો તથા નાના પ્રકારના વસ્ત્રાલંકારોથી અલંકૃતા લુહાણા આર્ય અબળાઓવડે સમસ્ત મંડપ છલાછલ ભરાઇ ગયો હતો. રિસેપ્શન્ કમીટીના અધ્યક્ષ, સેક્રેટરીઓ, કમીટીના મેમ્બરો

તથા વૉલંટિયરો તરફથી એ પ્રસંગે કેટલાંક વિખ્યાત સ્ત્રીપુરુષોનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો હતો. મંડપ અથવા શામિયાનામાં મુખ્ય દ્વારની સામેજ એક રંગભૂમિ સમાન પ્લૅટફૉર્મની રચના કરવામાં આવી હતી અને તેની ઉપર સુંદર ગાલીચા બિછાવી મખમલથી મઢેલાં કોચ તથા ક્રુરસીઓ ગોઠવવામાં આવ્યાં હતાં અને પ્રમુખશ્રીના આસનની પાસે આસપાસ જનરલ સેક્રેટરી તેમજ અન્યાન્ય જાણીતા ગૃહસ્થો તથા ડેલીગેટોની બેઠકો ગોઠવેલી હતી. પ્રમુખાસનના દક્ષિણ હસ્તે લુહાણા જાતિની સ્ત્રીઓમાટે એક ભિન્ન ભાગ રાખવામાં આવ્યો હતો અને તેમાં સ્ત્રીઓને બેસવામાટે બેન્ટવુડની ક્રુરસીઓ પંક્તિબદ્ધ ગોઠવેલી હતી. મંડપમાં પધારેલી એકલી સ્ત્રીઓની સંખ્યા પણ ૪૦૦ થી ૫૦૦ સુધીની થવા જતી હતી.

લગભગ સાડાઆર વાગતાં પ્રથમ લુહાણા પરિષદ્‌ના માન્યવર પ્રમુખ શ્રીયુત મુરારજીભાઈ તન્ના કૉન્ફરન્સના મંડપમાં આવી પહોંચ્યા હતા અને તે વેળાયે તેમનો રિસેપ્શન્ કમીટીના પ્રમુખ સ્વ. રા. સૂખડવાળા તથા અન્યાન્ય ગૃહસ્થોએ અત્યંત પ્રેક્ષણીય સત્કાર કર્યો હતો. મંડપમાં પધારેલા સર્વ ગૃહસ્થોએ ઊભા થઇ તેમને તાળીઓના ગગડાટથી વધાવી લીધા હતા; ત્યારપછી તેમને પ્લૅટ્ફૉર્મપર લઇ જવામાં આવ્યા હતા અને પુનઃ તાળીઓનો ગગડાટ કરવામાં આવ્યો હતો. પ્રમુખ પોતાના આસને વિરાજ્યા પછી પ્રારંભમાં સારસ્વત બાળકોએ ઇશ્વરસ્તવન કર્યું હતું અને સ્વ. માતુશ્રી કાનબાઇ કન્યાશાળાની કુમારિકાઓએ મધુર સ્વરથી એક સત્કારદર્શક સંગીત ગાયું હતું કે જે પ્રથમ લુહાણા પરિષદ્‌ના રિપોર્ટના ૫૪ મા પૃષ્ઠમાં છપાયલું છે. ત્યારપછી પ્રથમ દિવસની બેઠકમાં ‘ કૉનફરન્સ મળવાનો હેતુ ’ એ વિષયપર જનરલ સેક્રેટરીઓ તરફથી રા. ત્રિભુવનદાસ ભૂલાભાઇનું ભાષણ; રા. શેઠ સૂખડવાળાનું ભાષણ; પ્રમુખ નીમવા વિશેની રા. શેઠ ગોપાળજી રામજીની દરખાસ્ત; પ્રમુખ રા. શ્રી મુરારજીભાઇ તન્નાનું ભાષણ અને એક બે પ્રકીર્ણ કાર્યો થયાં હતાં. તા. ૨૫ મી રવિવારને દિવસે રા. હીંડોચા કૉન્ફરન્સ્‌ના પિતાની પ્રતિજ્ઞાને સંપૂર્ણ થયેલી વ્યકત કરવામાં આવી હતી અને ત્યારપછી જ્ઞાતિસુધારણાના કેટલાક ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા. તા. ૨૬ મી સોમવાર એટલે કે ત્રીજા અથવા છેલ્લા દિવસની બેઠકમાં રા. હીંડોચાને તેમની સેવાની ભેટ તેમની સેવાના વર્ણન સાથે આપવામાં આવી

હતી અને ત્યાર પછી કેળવણીના ફંડમાં નાણાંની ગંજાવર રકમો ભરાવાનો આરંભ થયો હતો. નાણાં આપતી વેળાયે કચ્છી લુહાણા સર્વથી ઉંચે નંબરે રહ્યા હતા અને અત્યાર સુધી કચ્છીઓની જે ઉદારતા વિશ્વવિખ્યાત થયેલી છે, તે ઉદારતાનો કચ્છી લુહાણા દાનવીરોએ અલૌકિક સાક્ષાત્કાર કરાવ્યો હતો; હાલાઇઓ બીજા નંબરે હતા, ઘોઘારીઓ ત્રીજા નંબરે હતા અને ગુજરાતીઓ સ્વાભાવિકજ ચોથા નંબરપર આવ્યા હતા. જ્યારે પણ લુહાણા જાતિની દેશપરત્વે ગણના કરવામાં આવે છે ત્યારે સ્વાભાવિકજ કચ્છી, હાલાઇ, ઘોઘારી અને ગુજરાતી એ પ્રમાણેના અનુક્રમથીજ ગણના કરાય છે અને તે જ અનુક્રમ એ કેળવણીફંડમાં નાણાં ભરતી વખતે પણ કાયમજ રહ્યો હતો, એ પણ એક નૈસર્ગિક ઘટનાજ કહી શકાય. ખરેખર ઉદારતા અને હસ્તની મુક્તતા તો કચ્છીઓના જ બાપની છે; એ વિષયમાં અન્ય દેશની સમધનાઢ્ય જાતિઓથી પણ તેમની પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી; કારણ કે, ' તવંગરી બદિલે અસ્ત, ન બમાલ; બુજર્ગી બ અકલે અસ્ત, ન બસાલ ' એટલે કે, તવંગરી મનમાં રહેલી છે, સંપત્તિમાં નથી અને વૃદ્ધતા બુદ્ધિમાં રહેલી છે, વર્ષોની સંખ્યામાં નથી. એનો ભાવાર્થ એવો થાય છે કે, જેનું મન ઉદાર હોય છે, તે પોતા પાસે અલ્પ સંપત્તિ હોય, તો પણ ઉદારતા દર્શાવે છે અને જેનું મન ઉદાર નથી હોતું તે કોટિપતિ હોવા છતાં પણ કંગાલપણું જ દેખાડયા કરે છે અને તેથી તે કંગાલ છે, તવંગર નથી એમજ માનવાનું છે તેમજ એક તરુણ મનુષ્ય પણ જો બુદ્ધિમાન્ હોય, તો તે વૃદ્ધ છે; અને વૃદ્ધ મૂર્ખ હોય, તો તે વૃદ્ધ હોવા છતાં પણ ગધાપચીસીમાં છે, એમ જ સમજી લેવાનું છે. અર્થાત્ મનની ઉદારતા કચ્છીઓમાં છે તેવી અન્ય જાતિઓમાં નથી અને એ ગુણ ઈશ્વરદત્ત હોવાથી અન્યને સહજ પ્રાપ્ત થઇ શકે તેમ પણ નથી. એક જ ફટકે ભરાયલી કેળવણીફંડમાંની બેથી અઢી લાખ જેટલી રકમમાં અર્ધ કરતાં વધારે ભાગ એકલા કચ્છીઓનો હતો અને અર્ધ કરતાં ઓછો ભાગ હાલાઇ, ઘોઘારી તથા ગુજરાતી લુહાણાનો હતો. એ કચ્છી લુહાણાની કાંઈ જેવી તેવી અને સાધારણ ઉદારતા તો નજ કહી શકાય. એ પછી દ્વિતીય કૉન્ફરન્સને કરાચીના આપણા જ્ઞાતિબંધુઓએ આમંત્રણ કર્યું હતું; ત્યાર પછી રા. હીંડાચાને ચાંદ તથા પર્સ અપાયાં હતાં અને છેવટે વર્ત્તમાન-

પત્રોનો આભાર માનવાનો વિધિ તથા પ્રમુખ સાહેબનું અંતિમ વિવેચન થતાં પ્રથમ કૉન્ફરન્સ્‌ના કાર્યની સમાપ્તિ થઇ હતી.

કૉન્ફરન્સ્‌ ભરવાને ચાર પાંચ દિવસનો અવકાશ હતો તેવામાં 'મુંબઈ સમાચાર' પત્રમાં કોઇ એક ઉછાંછળા હાલાઇ લુહાણાએ એક ચર્ચાપત્ર અથવા લેખમાં એમ લખી માર્યું કે: 'કચ્છી લુહાણાને હાલાઇ લુહાણા પોતાથી હલકા માને છે!' અને તેથી કચ્છી લુહાણામાં એવો તો ખળભળાટ વ્યાપી ગયો હતો કે, કૉન્ફરન્સ્‌ કૉન્ફરન્સને ઠેકાણે રહી જાત અને હજારોનો ખર્ચ પાણીમાં જવા સાથે કૉન્ફરન્સ્‌ના મંડપમાં ઘણાકોનાં માથાં ટૂટી જાત અને કીર્ત્તિને બદલે લુહાણા કોમના કપાળે અપકીર્ત્તિની કાળી ટીલી જ ચોંટત! પરંતુ કેટલાક વિચારશીલ અને સહિષ્ણુ કચ્છી અગ્રેસરોએ બે ત્રણ દિવસ પર્યન્ત અગાધ પરિશ્રમ વેઠીને પોતાના ભાઇઓને સમજાવ્યા અને તેઓ શાંત થયા ત્યારે જ કૉન્ફરન્સ્‌નું કાર્ય નિર્વિઘ્ન સમાપ્ત થવાની આશા બંધાઇ. જ્યારે આ બનાવ બન્યો ત્યારે ભાગીરથીની આત્મકથામાં આવેલા લક્ષ્મીવલ્લભ તથા નાનજી કાકાના સંવાદમાંનો વિષય મારા સ્મૃતિપટમાં તાજો થઇને તરી આવ્યો અને તેથી મને એક સૂચના કરવાની આવશ્યકતા અનિવાર્ય જણાય છે. મારી તે સૂચના એ છે કે, જો આપણી સમસ્ત જ્ઞાતિમાં એકતા અને ઉન્નતિને પ્રસારવાનો જ આપણો ઉદ્દેશ હોય, તો આવી ઉચ્છૃંખલતા તથા સંકુચિત બુદ્ધિને વ્યવહારમાં યોજવાથી સર્વ જ્ઞાતિબાંધવોએ સર્વથા દૂર અને દૂર રહેવાની જ આવશ્યકતા છે. જો આવા પ્રકારની ખાસા-પીસી અને મિથ્યા કટાક્ષકૃતિ ચાલતી જ રહેશે, તો પછી આપણે આપણી એકતા તથા ઉન્નતિની આશા કદાપિ રાખવાની જ નથી. જો કચ્છીઓ હાલાઇઓને કે ઘોઘારી તથા હાલાઇઓ કચ્છીઓને પોતા કરતાં હલકા માને, તો એથી સ્વાભાવિક જ તિરસ્કારબુદ્ધિ ઉત્પન્ન થવાનો સંભવ છે અને જ્યાં તિરસ્કારબુદ્ધિનો નિવાસ હોય છે ત્યાં સ્નેહ તથા સંપજન્ય એકતાનો નિવાસ કદાપિ હોઇ શકતો જ નથી. જો અગ્નિ તથા જળનો એકત્ર નિવાસ સંભવે, તોજ તિર-સ્કાર તથા સ્નેહનો એકત્ર નિવાસ સંભવી શકે, અન્યથા નહિ તે નહિ જ.

અસ્તુઃ તે સમયના પ્રથમ લુહાણા કૉન્ફરન્સ્‌ના બાહ્ય વિજય-રંગને જોઇને મારી આંખો એટલી સીમા પર્યન્ત અંજાઈ ગઇ હતી

કે, મારા મુખમાંથી પણ પૂર્વે જણાવ્યા પ્રમાણે આપણી એ કૉન્ફ્રન્સ વિશે વાહ વાહના ઉદ્ગારો નીકળી ગયા હતા. પરંતુ ત્યાર પછીના દશ વર્ષના કાળમાં મારે જે જે સ્થિતિઓમાંથી પસાર થવું પડયું હતું, તે તે સ્થિતિઓનો જ્યારે મેં વિચાર કર્યો ત્યારે મને એમજ જણાયું હતું કે કૉન્ફરન્સના પ્રતાપે કેવળ શિક્ષણનાં દ્વારો અમુક અંશે લુહાણાજાતિના વિદ્યાર્થીઓમાટે મુક્ત થયાં છે, બોર્ડિંગ-હાઉસિસ્ તથા ઑર્ફનેજોની સંખ્યા વધી છે અને બહુ જ અલ્પ-સંખ્ય કુમારિકાઓ કન્યાશાળામાં જતી થઇ છે; પરંતુ આપણી જ્ઞાતિની આંતરિક સુધારણા કશી પણ થઇ નથી અને રા. શ્રીયુત મુરારજીભાઇના ભાષણમાં કૉન્ફરન્સના જે અધિકારો દર્શાવવામાં આવ્યા છે, તે અને તેટલા જ જો કૉન્ફરન્સના અધિકારો રહેશે, તો ભવિષ્યમાં લુહાણાજ્ઞાતિની નવીન પ્રજા સુશિક્ષિત થવા છતાં પણ લુહાણાજ્ઞાતિની આંતરિક અને આવશ્યકીય સુધારણા; જેના યોગે ભાવિ લુહાણા પ્રજા નીતિમંડિતા, ધર્મશીલા પરોપકારિણી, નિષ્પક્ષ-પાતવિલાસિની અને વિશુદ્ધચરિત્રા થઇ શકે તેવા પ્રકારની સત્ય સુધા-રણા થવાની આશા આકાશપુષ્પ સમાન છે. યોગ્ય પ્રસંગ આવતાં એ વિષયનું હું સપ્રમાણ વિવેચન કરીશ અને તે વેળાયે વાચકો જાણી શકશે કે, મારા અભિપ્રાયમાં વ્યાવહારિક સત્ય કેટલા પરિમાણમાં સમાયલું છે; કારણ કે આદર્શવકતૃત્વ અને વ્યાવહારિકતા એ બે સર્વથા એક બીજાથી ભિન્ન વિષય છે.

કૉન્ફરન્સથી એટલો લાભ તો અમને અવશ્ય મળ્યો કે, અમારી વિશાળ જ્ઞાતિરૂપ ગંગાનો અથવા ત્રિવેણીસંગમ તીર્થસ્નાનનો અમને અલભ્ય પ્રસંગ પ્રાપ્ત થયો અને અમારાં નેત્રોની સફળતા થઈ. દિવસ વીતતાં વિલંબ થતો નથી એટલે કૉન્ફરન્સનો સમય પણ વીતી ગયો અને ત્યાર પછી જંગબારની આગબોટ ત્રણ ચાર દિવસમાં જ ઉપડ-વાની હોવાથી વૈકુંઠનાથ તથા સરસ્વતી આદિનો મારા પતિને તથા મને મુંબઇમાં જ કોઇ વ્યાપાર કરીને સ્થિર થઈ જવાનો આગ્રહ હોવા છતાં મારા પતિએ આભારપૂર્વક તેમના તે આગ્રહનો અસ્વી-કાર કર્યો અને અમો જંગબાર જવામાટેની તૈયારી કરવા લાગ્યાં. સત્તર અઢાર દિવસનો સમુદ્રપ્રવાસ કરવાનો હોવાથી કેવળ ભાતું તૈયાર કરવામાં જ બે દિવસ વીતી ગયા; પરંતુ કૃષ્ણા તથા સરસ્વતી સહાયતામાં હોવાથી મને વધારે પરિશ્રમ વેઠવો ન પડયો. કેટલીક

અપક્વ સામગ્રી પણ અમોએ સાથે લેવાની વ્યવસ્થા કરી હતી; કારણ કે આગબોટમાં જો તબીયત સારી ન રહે તો ગરમ રસોઇ કરીને પણ જમી શકાય, એટલામાટે એવાં સાધનો સાથે રાખવાં જ પડે છે. એક પ્રાઇમસ્ સ્ટવ્ પણ અમોએ ખરીદી લીધો અને મારા બાળકમાટે મેલિન્સ્ ફુડની બે બાટલીઓ પણ લઇ લીધી. અંતે મુંબઇથી નીકળવાનો દિવસ આવીને ઉભો રહ્યો. અમોને આગબોટ સુધી પહોંચાડવામાટે વૈકુંઠનાથ, સરસ્વતી, વિધુ, કૃષ્ણા તેમજ પુરુષોત્તમ, ભાગીરથી અને ભાગીરથીનો ભાઇ આદિ સાત વ્યક્તિઓ આવી હતી. જ્યાં એકવાર હું તથા સરસ્વતી કૃષ્ણાને લેવામાટે ગઇ હતી તે બેલાર્ડ પીયરપરથીજ અમારે મછવામાં બેસીને આગબોટપર જવાનું હતું; એટલે ત્યાં સૂધી ગાડીઓમાં જઇને અમો સર્વ મછવામાં બેઠાં અને પોણા કલાકે આગબોટપર પહોંચ્યાં. એ આગબોટ એક જર્મન સ્ટીમ નેવીગેશન કંપનીની હતી અને તે કંપનીની એક બીજી મુગલ સ્ટીમ નેવીગેશન કંપની સાથે હરીફાઇ ચાલતી હોવાથી જર્મન કંપનીવાળા ભાડું પણ બહુજ ઓછું લેતા હતા અને પેસેંજરોની સગવડ પણ સારી સાચવતા હતા. સેકન્ડ ક્લાસ કેબિનમાં તો વળી ઘણી જ સારી સગવડ હતી. અમો સેકન્ડ ક્લાસ પેસેંજર હતાં. સ્ટીમર ચાલતી થઇ તે વેળાએ અમારાં નેત્રોમાંથી તેમ જ અમને વળાવવા આવનાર સર્વ સ્ત્રીપુરુષોનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થવા લાગ્યું. માયાનો પ્રભાવ એવો જ હોય છે. અંતે વિયોગ થયો અને પ્રતિક્ષણ અમો મુંબઇથી વધારે અને વધારે દૂર થવા લાગ્યાં.



## પ્રકરણ ૨૩ મું

### બાષ્પનૌકાનો જલસમાધિ

અમારી બાષ્પનૌકા અથવા આગબોટ ચાર દિવસ સૂધી તો કોઇપણ પ્રકારના વિઘ્ન વિના જંગબારની દિશામાં ચાલતી રહી. બાષ્પનૌકામાંના એ સમુદ્રપ્રવાસમાં મને વળી નાના પ્રકારનાં મનુષ્યોનો તથા વિવિધ માનવ સ્વભાવનો એક પ્રકારનો સર્વથા નવીન અનુભવ મળવા લાગ્યો. મુંબઇથી જંગબાર જનારી સ્ટીમર ઈસ્ટ આફ્રિકા

થઈને સાઉથ આફ્રિકા સુધી જતી હોવાથી એ સ્ટીમરમાં ઇસ્ટ આફ્રિકા ઉપરાંત સાઉથ આફ્રિકા કિંવા ટ્રાન્સવાલ કે નાતાલનાં પેસેન્જરોની પણ સારી સંખ્યા હતી. લુહાણા, ભાટિયા, વાણિયા, લુહાર, સુતાર, મેમણ, ખોજા, નેટિવ ક્રિશ્ચિયન્સ, ગોવાનિસ અને યૂરોપીયન્સ આદિ નાનાદેશીય અને નાનાજાતીય લોકોનું સમુદ્રની સપાટીપર તરતું એ એક સારૂં જેવું ગ્રામ હોયની! એવોજ ભાસ વારંવાર થયા કરતો હતો. કેટલાક પ્રવાસી તથા પ્રવાસિનીઓ એવાં તો આચારશીલ અને ધર્મિષ્ટ હતાં કે જેમણે મુમ્બાસા, જંગબાર અથવા સાઉથ આફ્રિકા સુધી પહોંચે તેટલા પાણીના મોટામોટા પીપો સાથે ભરી લીધા હતા અને જેઓ કેવળ દૂધમાં બનાવેલા પદાર્થો વિના બીજું કાંઇ પણ ખાતાં નહોતાં; તો વળી કેટલાક એવા પ્રવાસીઓ પણ હતા કે જેઓ હિન્દુ હોવા છતાં સ્ટીમરના વિદેશીય, વિજાતીય, અને વિધર્મીય બટલરોના હાથનાં રંધેલાં નાના પ્રકારના આમિષ ભોજનનો આજકાલની ફેશન પ્રમાણે સ્ટીમરના ડાઈનિંગ રૂમમાં બેસી છરી કાંટાની મદદથી યથેચ્છ તથા નિઃસંકોચ આસ્વાદ લેતા હતા અને મદિરાપાન તથા આમિષ ભોજનને વર્ત્તમાન સુધારાનું એક મુખ્ય અંગ માનતા હતા. કેટલાક સાધારણ આચારને પાળનારા લોકો જોકે આમિષ ભોજન અથવા વિધર્મીય મનુષ્યોના રંધેલા અન્નનો સ્વીકાર કરતા નહોતા; પરંતુ તેઓ સ્ટીમરમાંની ટાંકીઓના પાણીનો ઉપયોગ કરવામાં, સ્ટીમરમાંના બ્રાહ્મણ વીશીવાળાને ત્યાંથી ભજીયાં, પૂરી અથવા દાળભાત લઇને ખાવામાં કે આગબોટના ચૂલાપર પોતાના હાથે ખીચડી કે દાળ ભાત રાંધીને આરોગવામાં ધર્મનો બાધ માનતા નહોતા. કેટલાકોને સમુદ્રનો પ્રવાસ બહુજ આનંદદાયક જણાતો હતો, તો વળી કેટલાકોને ઓકારી તથા ઉલ્ટી આવવાથી સમુદ્રનો પ્રવાસ ત્રાસદાયક તથા વિષતુલ્ય ભાસતો હતો. કેટલાંક સ્ત્રી પુરુષો ધનાઢ્ય હોવા છતાં જાણે કેમ બધી સંપત્તિ સ્વર્ગમાં પણ સાથે લઇ જવાની હોય! તેમ ધારીને કંગાલ પ્રમાણે થર્ડ કલાસ પેસેન્જર તરીકે મુસાફરી કરતાં હતાં અને તેમનાં બાળકો અનેક પ્રકારનાં કષ્ટો ભોગવતાં હતાં; તો વળી કેટલાક એવા મહાત્માઓ પણ હતા કે, જેઓ 'ગામમાં ઘર નહિ અને સીમમાં ખેતર નહિ' જેવી અવસ્થામાં હોવા છતાં પણ મોટા લૉર્ડ પ્રમાણે સેકન્ડ કલાસમાં જાહોજલાલીથી પ્રવાસ કરતા હતા. અર્થાત્ સ્ટીમરમાં એ વેળાયે

નાના પ્રકારના સ્વભાવોનું એક પ્રદર્શન ભરાયું હોયની! તેવા જ ભાસ થયા કરતો હતો.

અસ્તુઃ સ્ટીમરના પ્રવાસનો પાંચમો દિવસ પણ સમાપ્ત થયો અને સંધ્યાકાળ થતાં સુધી કોઇપણ પ્રકારની વર્ણવવા યોગ્ય ઘટના બની નહિ. રાત્રિનો આરંભ થયો અને સાડાસાત વાગ્યા એટલે ફર્સ્ટ ક્લાસ પેસેન્જરોના રાત્રિભોજનનો ઘંટાનાદ થવા લાગ્યો; અર્થાત્ ફર્સ્ટ ક્લાસ તથા સેકન્ડ ક્લાસનાં પેસેન્જરો ડાઇનિંગ રૂમના મોટા ટેબલની આસપાસ ભોજન લેવામાટે પોતપોતાની કુરસીઓપર ગોઠવાઈ ગયાં. થર્ડ ક્લાસ પેસેન્જરોમાંનાં કેટલાંક ખાતાં હતાં. કેટલાંક પડયાં હતાં અને કેટલાંક સૂવાની તૈયારી કરતાં હતાં તો વળી કેટલાંક પાનાં રમવામાં તથા ફોનોગ્રાફનાં ગાયનો સાંભળવામાં ગિલ્તાન હતાં; એટલામાં સ્ટીમરનો મોટો કેપ્ટન બહુજ ગભરાયલી સ્થિતિમાં ડાઇનિંગરૂમમાં આવ્યો અને તેણે ત્યાં જમવા-માટે એકત્ર થયેલાં પ્રવાસી તથા પ્રવાસિનીઓને અતિશય શોકાતુર મુદ્રાથી જણાવ્યું કેઃ "લેડીજ ઍન્ડ જેન્ટલમેન, મને જણાવતાં અતિશય ખેદ થાય છે કે, આપણી સ્ટીમરના તળિયામાં એક મોટું ગાબડું પડયું છે અને તેથી સ્ટીમરમાં એકદમ પાણી ભરાવા માંડયું છે. ગાબડાને બંધ કરવામાટેના અમો અમારાથી બનતા પ્રયત્નો કરીએ છીએ; પરંતુ જો અમારા તે પ્રયત્નો સફળ નહિ થાય અને ગાબડું નહિ પૂરાય, તો લગભડ દોઢથી બે કલાક જેટલા સમયમાં આપણી સ્ટીમર ડૂબી જશે; અર્થાત્ આપણે ભયમાં છીએ અને એટલામાટે સ્ટીમરના આઠ મછવાને પાણીમાં ઉતારવાની અમોએ તૈયારી કરી રાખી છે. પ્રથમ એ બોટોમાં સ્ત્રીઓ તથા બાળકોને તેમના જીવનની સલામતીમાટે, જો એવોજ વખત આવશે, તો ઉતા-રવામાં આવશે અને જો જગ્યા બચશે, તો તેમાં ફર્સ્ટ ક્લાસ તથા સેકંડ ક્લાસ પુરુષ પેસેન્જરોને ઉતારીશું અને બાકીના લોકોને લાઇફબેલ્ટ આપીશું. છતાં પણ એ સાધનો સઘળાં પેસેન્જરોને પૂરાં પડશે કે નહિ, એ એક પ્રશ્ન છે. પેસેન્જરોનાં જીવનને બચાવવામાટે અમારાથી બનશે તેટલા પ્રયત્નો તો અમે કરીશું; પણ તે છતાં મારી એવી પ્રાર્થના છે કે, આવા સંકટના સમયમાં પેસેન્જરોએ પણ પોતાના બચાવમાટે પોતે જ પરમેશ્વરની કરુણા માગવી, હિંમતને ન ત્યાગવી અને પોતાના જીવનને રક્ષવામાટે તૈયાર થઇ રહેવું!"

અમારી કૅબિન ડાઇનિંગ રૂમની પાસે જ હતી અને જે વેળાએ કૅપ્ટને આ શોકકારક સંવાદ સંભળાવ્યો તે વેળાએ મારા પતિ કૅબિનના દરવાજામાંજ ઉભેલા હતા એટલે એ ભયની વાર્ત્તા અમારા જાણવામાં જો કે આવી હતી; તો પણ ત્યાંથી કૅપ્ટન પાછો અમારી કૅબિનના દરવાજાપર આવ્યો અને ભાંગી ટૂટી હિન્દુસ્તાની ભાષામાં અમને પણ તેણે એ વાર્ત્તા જણાવી દીધી. સ્ટીમરમાંના બીજા અધિકારીઓએ ડેકપેસેન્જરોને પણ એ વાર્ત્તા જણાવી દીધી હતી એટલે જોતજોતાંમાં આખી સ્ટીમરમાં શોક તથા કોલાહલનો પ્રસાર થઇ ગયો; કારણ કે, ઉપર આકાશ અને નીચે પાણી, રાત્રિનો સમય અને જીવનનાશની ઘટિકા એ ત્રણે વિનાશક વસ્તુઓનું એ વેળાયે સંમેલન થયું હતું અને આ પ્રસંગમાં ધૈર્યશીલતાને અબાધ્ય રાખવી, એ બહુધા ઘણુંકામાટે તો અશક્યજ હતું. સ્ટીમરના મોટા અધિકારીઓ તથા ખલાસીઓ સ્ટીમરને ડૂબતી બચાવવાના કાર્યમાં તલ્લીન થઈ ગયા હતા અને ગાબડું પડયું હતું તે સ્થાનને શોધવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા હતા; પરંતુ તેમના એ પ્રયત્નોમાં તેમને યશ મળવાનો સંભવ દેખાતો નહોતો. પ્રચંડ પંપદ્વારા સ્ટીમરમાં ભરાયલા પાણીને બહાર કાઢવાનું કામ અખંડ ચાલૂ હોવાથી કદાચિત્ સ્ટીમર ડૂબે તોપણ ત્રણ ચાર કલાક પછી જ ડૂબશે, એવો કૅપ્ટન તથા એન્જીનિયરનો નિશ્ચય હતો.

કૅપ્ટને સ્ટીમરમાંથી મછવામાં ઉતરવામાટેનો તથા લાઇફ્બેલ્ટ બાંધીને સમુદ્રમાં કૂદી પડવામાટેનો સર્વને ઑર્ડર સંભળાવેલો હોવાથી આપણા આર્યાવર્તની કોમળહૃદયા કામિનીઓએ રોદનનો આરંભ કરી દીધો હતો અને કેટલાક તો પુરુષો પણ એવા હતા કે જેઓ તે સ્ત્રીઓની હિંમતને આશ્વાસક શબ્દોદ્વારા વધારવાને બદલે બાઇજીબાઇ પ્રમાણે અશ્રુધારા વર્ષાવીને તેમની થોડી ઘણી દૃઢતાના દુર્ગને પણ તોડી પાડતા હતા. એવાં તો થોડાં જ સ્ત્રીપુરુષો હતાં કે જેઓ અખંડ દૃઢતા તથા ધૈર્ય જાળવી શક્યાં હતાં. ધન્ય છે મારા પતિદેવના હૃદયની દૃઢતાને કે તેમણે મને માત્ર એટલાજ શબ્દો કહ્યા કે: "પ્રાણેશ્વરી, અત્યારે હવે આપણે આપણા પોતાના તથા આપણા બાળકના પ્રાણ બચાવવાના વિચાર વિના બીજા કોઇ પણ વિચારને આપણા હૃદયમાં સ્થાન આપવાનું નથી. જો તને અને આપણા બાળકને મછવામાં ઉતારવામાં આવે અને મને કદાચિત્ મછવામાં સ્થાન ન મળે, તો હું લાઈફ્બેલ્ટ પહેરીને સમુદ્રમાં કૂદી પડીશ અમે

મછવાનું દોરડું ઝાલી મછવાની પાસે જ રહીશ. જો કોઇ બીજી સ્ટીમર મળી જશે, તો તો આપણુ સર્વને તેઓ સ્ટીમરમાં લઇ લેશે અને નહિ તો પછી જે થાય તે ખરૂં. અત્યારે ઈશ્વર વિના આપણો બીજો કોઇ પણ આધાર નથી; ઇશ્વર વિના આપણો બીજો કોઈ પણ ઉદ્ધારનાર નથી."

મારા પતિના મુખમાંથી આ શબ્દો હજી તો નીકળતા હતા એટલામાં ખલાસીઓની એવી બૂમ સાંભળાઈ કે: "બાઇઓ અને ભાઇઓ, તૈયાર થઈ જાઓ; કારણ કે, આગબોટમાં પાણી વધારે ભરાતું જાય છે અને આગબોટ પાણીમાં વધારે અને વધારે ઉંડી ઉતરતી જાય છે." આ બૂમ સાંભળતાં જ જે દાગીના હતા તે મેં મારા શરીરપર પહેરી લીધા અને મારા પતિએ નોટો, ગીની તથા રૂપિયા કમરપટાની કોથળીમાં નાખીને કમરપટાને કમરે બાંધી લીધો. બીજો સર્વ સામાન તો મૂકીજ દેવો પડયો. અમો જ્યારે મછવામાં ઉતરવામાટે સીડી પાસે આવ્યાં, તે વેળાએ કેટલીક ગોરી તથા કાળી અબળાઓ મછવામાં ઉતરી ચૂકી હતી અને તેથી હું પણ મારા બાળક સહિત સીડીપરથી ઉતરીને મછવામાં પહોંચી ગઇ. સ્ટીમરમાં સ્ત્રીઓ તથા બાળકોની સંખ્યા અતિશય વધારે ન હોવાથી ત્રણ મછવા પણ પૂરા તેમનાથી ન ભરાયા અને તેથી ફર્સ્ટ ક્લાસ તથા સેકન્ડ ક્લાસના પુરુષોને પણ બાકીના મછવામાં ઉતારવામાં આવ્યા. મારા સદ્ભાગ્યના યોગે મારા પતિને જે મછવામાં હું અને મારો બાળક ઉતર્યાં હતાં તેજ મછવામાં જગ્યા મળી ગઈ અને તેથી અમો દંપતીનો વિયોગ ન થયો. થર્ડ ક્લાસ પેસેંજરોની સંખ્યા વધારે હોવાથી બધા મછવા ભરાઇ ગયા છતાં પણ ઘણાક પેસેન્જરો સ્ટીમરપર રહી ગયા અને તેમને લાઇફબેલ્ટ પહેરાવીને સમુદ્રમાં ઉતારવામાં આવ્યા. તે લાઇફબેલ્ટવાળા મનુષ્યોનો કમરથી નીચેનો ભાગ પાણીની અંદરના ભાગમાં ડૂબી ગયો અને કમરથી ઉપરનો ભાગ બહાર રહેલો હતો અને તેથી જાણે સમુદ્રમાં મનુષ્યના આકારના મત્સ્યોજ તરતા હોયની! તેવોજ દેખાવ થઇ ગયો હતો. દરેક મછવામાં કૅપ્ટને ચાર ચાર ખલાસી અથવા ખારવાને મછવાને ચલાવવામાટે ઉતાર્યા અને કેટલાક પ્રવાસી પુરુષોને પણ હલેસાં મારવાની સૂચના આપી દીધી. સ્ટીમરના મુખ્ય અધિકારીઓ લાઇફબેલ્ટ કમરે પહેરીને સ્ટીમરપરજ રહ્યા અને હવે પેસેન્જરોને સહીસલામત મછવામાં ઉતારી

દેવાના તથા લાઇફબેલ્ટ પહેરાવીને સમુદ્રમાં ઉતારી દેવાના કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી સ્ટીમરને તેમણે મછવાથી દૂર ખસેડવાનો યત્ન કરવા માંડયો; કારણ કે જો સ્ટીમર ડૂબતી વખતે મછવા નિકટમાં હોય, તો કદાચિત્ સ્ટીમર ડૂબવાના વમળમાં સપડાઇને મછવા પણ ડૂબી જાય એવો સંભવ હતો. આ વેળાયે સ્ટીમરનો લગભગ એક હાથ જેટલોજ ભાગ પાણીની સપાટીથી ઉપર રહ્યો હતો અને બાકીનો બધો ભાગ પાણીમાં ડૂબી ગયો હતો એટલે સ્ટીમરને ચલાવતાં બહુજ પરિશ્રમ પડતો હતો; તોપણ એક તરફથી સ્ટીમર બીજી દિશામાં ચાલતી હતી અને મછવાને હલેસાં મારીને વિરુદ્ધ દિશામાં ચલાવવામાં આવતાં હતાં તેથી વીસેક મિનિટમાં સ્ટીમર અને મછવા વચ્ચે અડધાથી પોણા માઇલ જેટલો અંતર પડી ગયો અને તેથી મછવા નિર્ભય થઈ ગયા. એ વેળાયે સ્ટીમર ડૂબું ડૂબું થઇ રહી હતી અને એકાદ બે મિનિટમાંજ સ્ટીમરની સપાટી અને સમુદ્રની સપાટી સમાન રેષામાં આવી જતાં ઉપરથી પણ સમુદ્રના જળે સ્ટીમરમાં પ્રવેશ કર્યો અને તે સાથેજ એક પ્રકારના વિલક્ષણ ગર્જના સમાન નાદ સહિત તે અત્યંત પ્રકાંડ બાષ્પનૌકાએ જલસમાધિ લઈ લીધો. કૅપ્ટન આદિ સ્ટીમરના એવા ભાગમાં ઉભેલા હતા કે સ્ટીમર ડૂબી ગઇ અને તેઓ ત્યાંજ તરતા જળની સપાટીપર રહી ગયા. તેમને નિર્ભય અવસ્થામાં જોઇને મછવામાંનાં સ્ત્રી પુરુષ પેસેન્જરોએ હર્ષદર્શક તાળીઓની ગર્જના કરી અને તેઓ નિકટમાં આવી ન લાગે ત્યાં સુધી મછવાને આગળ ચલાવવાના કાર્યને મુલ્તવી રાખ્યું. કૅપ્ટન આદિ મોટા પંદરેક અધિકારીઓ મછવાની નજદીકમાં આવી લાગ્યા, પરંતુ મછવામાં ન બેસતાં તેઓ મછવાના દોરડાને ઝાલીને લાઇફબેલ્ટની સહાયતાથી તરતાજ મછવાની સાથે આગળ વધવા લાગ્યા. હવે વિચાર માત્ર એજ હતો કે, જો કોઈ આવતી જતી સ્ટીમર મળી જાય તો તો ઠીક, પણ જો તેમ ન થાય, તો મછવાને કઈ દિશામાં ચલાવવા અને ખાનપાન વિના બે દિવસ વીતી જાય, તો પછી શું કરવું? પરંતુ ખરી રીતે એ વિચાર નિરર્થક હતો; કારણ કે, હવે તો પરમાત્મા જે કાંઇ સહાયતા આપે, તેપરજ અમો સર્વના જીવનનો આધાર રહેલો હતો; એટલે કે, અમારો કોઇ પણ ઉપાય ચાલી શકે તેમ હતુંજ નહિ.

આવી અવસ્થામાં પણ બે દિવસ વીતી ગયા. મછવામાંના

સ્ત્રી, પુરુષ તથા બાળકોને અન્ન તથા જળના અભાવથી જે વિડંબના ભોગવવી પડતી હતી, તેના કરતાં પણ લાઇફબેલ્ટ બાંધીને સમુદ્રમાં પડેલા દુર્ભાગી પુરુષોની વિડંબના બહુજ વિશેષ હતી. એ ત્રણ નિર્બળ પ્રકૃતિના પુરુષો તો મરણુશરણ પણ થઈ ચૂકયા હતા અને તેમની સ્ત્રીઓ ક્ષુધા તથા પિપાસાથી અચેતન અવસ્થામાં મચ્છવામાં પડેલી હોવાથી તેમને તેમના સૌભાગ્યાધારોના સ્વર્ગવાસનું ભાન માત્ર પણ હતું નહિ. જ્યારે ત્રીજા દિવસનો સંધ્યાકાળ થયો તે વેળાયે દૂરથી એક સ્ટીમરના કૂવા-સ્તંભ-દેખાયા અને અમો રૂમાલોને હવામાં ફેરવીને મદદની માગણી કરવા લાગ્યાં; પણ એજ વેળાયે બનાવ એવો બન્યો કે, એક વિશાળકાય મગરમચ્છ તે સ્થાનમાં દૃષ્ટિગોચર થયો અને તેણે પ્રથમ તો પોતાના મુખમાં પાણી ભરીને તે મુખસ્થ પાણીને મચ્છવાપર એવા તો બળથી ઉડાવવા માંડયું કે, તે બધું પાણી મચ્છવામાં આવીને પડવા લાગ્યું. ડૂબતી સ્ટીમરમાંથી અમો બચી શકયાં હતાં, પરંતુ હવે આ આપત્તિમાંથી બચી શકાશે કે નહિ, એની શંકાજ હતી. મગરે ત્રણ કે ચાર વાર એવી રીતે પાણી ઉડાડયું ત્યાં તો અમારો અડધો મચ્છવો પાણીથી ભરાઇ ગયો અને અમને અમારા જીવનનો સંપૂર્ણ ભય થવા લાગ્યો. હજી અમને વિચાર કરવાનો વિશેષ અવકાશજ મળ્યો નહોતો એટલામાં તો તે મગરમચ્છ અમારા મચ્છવા ભણી આગળ વધ્યો અને મચ્છવાને એવા તો જોરથી ધક્કો માર્યો કે અમારો મચ્છવો બીજા બે મચ્છવા સાથે અથડાઇને ચૂરેચૂરા થઇ ગયો અને અમો સર્વ ડૂબવાની સ્થિતિમાં આવી પડયાં. સારા ભાગ્યે તૂટેલા મચ્છવાના સઢનો પોલ અમારા હાથમાં આવી ગયો અને મેં તથા મારા પતિએ તે પોલને પકડીને મડાગાંઠ વાળી લીધી. માત્ર એ વેળાયે અમારા બાળકને અમારાથી બચાવી ન શકાયો અને તે સમુદ્રમાં કયાં તણાઇ ગયો તથા તેની શી સ્થિતિ થઇ, એનું પણ અમને કાંઇ ભાન રહ્યું નહિ. કેટલાંક મનુષ્યોને તો મગરમચ્છે સ્વાહા કરવાનો વ્યાપાર ચલાવ્યો અને તેના તે વ્યાપારને જોઇને અમો પણ અર્ધમૃત સમાન થઇ ગયાં. મગરમચ્છના આઘાતથી ત્રણ મચ્છવા તૂટયા હતા અને ત્રણ મચ્છવામાંના લોકો પોતાના પ્રાણોને બચાવવામાટે ઘણાજ દૂર નીકળી ગયા હતા; અધૂરામાં પૂરૂં રાત્રિના અંધકારનો પૂર્ણ અધિકાર વ્યાપી ગયો હતો એટલે તેઓ અમને બચાવવામાટે મચ્છવાને પાછા ફેરવે અથવા અમને બચાવી શકે, એ સર્વથા અશ-

ક્ય હતું. માત્ર અમારાં સદ્‌ભાગ્ય એટલાંજ કે, મગરમચ્છના મોઢામાંથી અમો પતિપત્ની બચી ગયાં. આખી રાત તો અમોએ જીવન તથા મરણના મધ્યમાંની સ્થિતિમાં વીતાડી, પરંતુ ત્યારપછી અમારૂં થયું અને શું નહિ એનું અમો દંપતીને લેશ માત્ર પણ જ્ઞાન રહ્યું નહિ; કારણ કે, એક તો ત્રણ દિવસના અપવાસથી સ્વાભાવિકજ અશક્તિ આવી ગઇ હતી અને તેવામાં સમુદ્રના જળમાં આવી રીતે રહેવું પડયું એટલે અમો મૂર્ચ્છિત થવાથી અર્ધમૃત અવસ્થાને આધીન થઇ ગયાં હતાં.

# પ્રકરણ ૨૪ મું
## અમો દમ્પતીનો ઉદ્ધાર

હું અને મારા પતિ જ્યારે શુદ્ધિમાં આવ્યાં અને સમુદ્રના અગાધ જળમાંથી પરમાત્માએ અમારો ઉદ્ધાર કરીને અમારાં જીવનની રક્ષા કરી હતી, એ જ્યારે અમારા જાણવામાં આવ્યું, તે વેળાએ અમો એક પ્રચંડ બાષ્પનૌકા અથવા સ્ટીમરની એક કૅબિનમાંની બે ભિન્ન ભિન્ન શય્યાઓમાં પડેલાં હતાં, અમારાં શરીરોપર ઊનના ઉષ્ણતાવર્ધક ઓઢવાના રગ્સ નાખવામાં આવ્યા હતા અને એક યૂરોપિયન પુરુષ તથા એક યૂરોપિયન અબળા તેમજ બે ખલાસીઓ મળીને ચાર મનુષ્યો અમારી સારવાર કરવામાટે ત્યાં બેઠાં હતાં. મારા પતિએ તેમને, અમારો બચાવ કેવી રીતે થયો હતો, એ વિશે પ્રશ્ન પૂછ્યો, પરંતુ અમારાં શરીરમાં અત્યંત નિર્બળતા હોવાથી યૂરોપિયન પુરુષે ભાગી તૂટી હિન્દુસ્તાની ભાષામાં મારા પતિને કહ્યું કે: "યે બાટ હમ ટુમકો પીછે સુનાયગા; અભી ટુમારા બૉડીમેં ટાકટ નહિ હય, ઇસ લિયે ટુમ જ્યાડા બોલનેકી ટકલીફ મટ ઉઠાઓ ઓર ચુપચાપ પડે રહો." તેમના યોગ્ય ઉપચારો તથા તેમની સારામાં સારી સારવારના પરિણામે અમો પતિપત્ની ત્રણ કે ચાર દિવસમાં બિલકુલ સાજાં નરવાં થઇ ગયાં અને જાણે અમો સમુદ્રમાં ડૂબ્યાંજ નહોતાં અને અકસ્માત જેવું કાંઈ બન્યુંજ નહોતું, એવોજ બહુધા અમને ભાસ થવા લાગ્યો. ખરેખર, જો એ અકસ્માતમાં અમારા પ્રિય બાળકનો નાશ થયો ન હોત, તો અમો એ અકસ્માતને કદાચિત્ સદાને માટે ભૂલી જાત; પરંતુ અમને અમારા પ્રાણાધિક પુત્રનો એ અકસ્માતના પરિણામે સદાનો વિયોગ થયેલો હોવાથી અમારાં

હૃદયમાં ખેદપૂર્વક વારંવાર એ અકસ્માતનું સ્મરણ થયા કરતું હતું અને તે સાથે અમારી સ્ટીમરનું જલસમાધિવેળાનું ભયંકર ચિત્ર અમારા નેત્રો સમક્ષ આવીને ખડું થઈ જતું હતું. જ્યારે અમો પતિપત્નીની પ્રકૃતિ સર્વથા સુધરી ગઇ અને ભયની કશી પણ શંકા ન રહી એટલે પછી તે યૂરોપિયન પુરુષ તથા સ્ત્રીએ અમારા ઉદ્ધારની જે કથા અમને સંભળાવી તે કથાનો સારાંશ આ પ્રમાણેનો હતો:—

અમો મછવાના જે તૂટેલા પોલને મડાગાંઠ વાળીને બાઝી રહ્યાં હતાં, તે પોલ સમુદ્રમાં આમ તેમ ઉછળતો ચાલ્યો જતો હતો એટલામાં રંગૂનથી ઇસ્ટ આફ્રિકા તથા દક્ષિણ આફ્રિકા જવામાટે નીકળેલી બ્રિટિશ ઇન્ડિયા નેવીગેશન કંપનીની એક સ્ટીમર ત્યાંથી પસાર થઈ અને અમારા સદ્‌ભાગ્યયોગે તે સમય દિવસનો હોવાથી તથા સ્ટીમરનો કૅપ્ટન પોતે સ્ટીમરના મધ્ય ભાગમાંના ઉંચા કઠેરામાં પોતાની મડમ સાથે દૂર્બીનથી સમુદ્રનું અવલોકન કરતો ઉભેલો હોવાથી તેણે સ્ટીમરને ઉભી રખાવી અને એક મછવો ઉતરાવી ચાર કે પાંચ ખલાસીઓને અમારા ઉદ્ધારમાટે એવી આજ્ઞા આપીને મોકલ્યા કે: “જો એ મનુષ્યો જીવતાં હોય, તો મછવામાં નાખીને તેમને સ્ટીમરપર લાવો અને જો મરી ગયેલાં હોય તો પછી લાવવાની આવશ્યકતા નથી.” ઇશ્વરની કૃપાથી અદ્યાપિ અમારા પ્રાણપક્ષી અમારા શરીરપિંજરને ત્યાગીને ઉડી ગયા નહોતા અને તેથી તે ખલાસીઓ અમોને અર્ધમૃત અવસ્થામાં સ્ટીમરપર લઇ આવ્યા. ત્યાં તે કૅપ્ટન તથા તેની માયાળુ મડમે અમારી યોગ્ય સારવાર કરીને તથા સ્ટીમરના ડૉકટરદ્વારા અમારો યોગ્ય ઉપચાર કરાવીને અમારા પ્રાણ બચાવ્યા અને ઇશ્વરની સૃષ્ટિમાં અગાધ પુણ્યના ભાગી થવાના ભાગ્યને તેમણે પ્રાપ્ત કરી લીધું. અમો દંપતીએ પૂર્ણ આરોગ્ય મેળવ્યા પછી કૅપ્ટન તથા તેની પત્નીનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને તેમના શિરપર અનેક પ્રકારના આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી. અમો જંગબાર જવાનાં હતાં અને તેવામાં અમારી સ્ટીમરને અકસ્માત થયો હતો એ વાર્તા જ્યારે કૅપ્ટનના જાણવામાં આવી એટલે તે અમને આશ્વાસન આપતો પુનઃ કહેવા લાગ્યો કે:—

“વેલ; હમ તુમકો કલ ફજરમેં જંજીબારકે કિનારે પર ઉતાર દેગા; કયોં કે, હમારા જહાજ જંજીબાર કે બંદરમેં હી એન્કર કરેગા યાની ખડા રહેગા. તુમ ડોનો બડા નસીબડાર હય, જંજીબાર કે જહાજમેં હી આ ગયા હય!”

અહીં જણાવવાની આવશ્યકતા છે કે, મેં મારા શરીરપર જે ઘરેણાં પહેરી લીધાં હતાં, તે સમુદ્રના પાણીથી જો કે કાંઈક ઝાંખાં પડી ગયાં હતાં, પરંતુ તેમાંનું એક પણ ઘરેણું ગયું નહોતું અને મારા પતિએ જે પોલા પટાને તેમાં નોટો, ગીની તથા રૂપિયા ભરીને પોતાની કમ્મરે બાંધી લીધો હતો તે પણ જેમનો તેમજ હતો એટલે અમોને બચાવનાર કૅપ્ટનના ઋણથી કેટલેક અંશે મુક્ત થવામાટે મારા પતિએ સાત ગીનીઓ તે કૅપ્ટનને આપવા માંડી, પણ તે ઉદાર હૃદયના અને દયાળુ કૅપ્ટને અમારી તે ભેટનો એમ કહીને અસ્વીકાર કર્યો કેઃ “ તમોને અમોએ સમુદ્રમાંથી બચાવ્યાં છે, એ અમોએ અમારૂં કર્ત્તવ્યજ બજાવ્યું છે; કાંઈ તમારાપર કે બીજા કોઇપર ઉપકાર કર્યો નથી. સમુદ્રમાં ડૂબતાં મનુષ્યોને, જો તેઓ અમારા જોવામાં આવે, તો કોઈ પણ રીતે અને કોઇ પણ જોખમે બચાવવાને અમો ડ્યુટી બાઉન્ડ છીએ અને એના બદલામાં અમો કાંઇ પણ લેતા નથી. તમોને બચાવવાથી અમને અમારી સ્ટીમ નેવીગેશન કંપનીના માલિકો તથા આપણી નામદાર બ્રિટિશ સરકાર તરફથી જે શાબાશી મળશે તેજ અમારામાટે બસ છે. માત્ર તમારે મારી ચોપડીમાં એ વિશેનો ટુંકો લેખ લખી આપવો પડશે; કારણ કે, એ લેખ અમારે સરકારી ઑફિસમાં રજૂ કરવો પડે છે.” મારા પતિએ તેની ચોપડીમાં તેની ઇચ્છા પ્રમાણે લખી આપ્યું અને કૅપ્ટને અમારી સાથે જે સદ્વર્તન રાખ્યું હતું તેનો પણ સંપૂર્ણ ઉલ્લેખ કર્યો. અમારી પાસે પૈસા હોવાથી કૅપ્ટને માત્ર સ્ટીમરે જે છેલ્લું બંદર છોડયું હતું ત્યાંથી જંગબાર સુધીના પ્રવાસનું સેકન્ડ ક્લાસ ભાડું કાયદાસર અમારી પાસેથી લીધું અને તેમાટેની છાપેલી પહોંચ અમને લખી આપી. જો અમારી પાસે સાધનો ન હોત, તો તે ભાડું પણ લેત નહિ; કારણ કે, એવા સમયમાં ભાડું લેવાનો સ્ટીમરવાળાઓનો સખ્ત કાયદો નથી અને જો તેવો કાયદો રાખવામાં આવે, તો કૅપ્ટનોથી કદાચિત્ આવો પરોપકાર કરી પણ ન શકાય અથવા તો પોતાના ખીસામાંથીજ ભાડું આપવું પડે.

સ્ટીમરમાં ઉચ્ચ જાતિનાં હિન્દુ પ્રવાસી તથા પ્રવાસિનીઓની સંખ્યા અતિશય અલ્પ હોવાથી અને બ્રાહ્મણની વીસીનો પણ અ-

ભાવ હોવાથી તેમજ ગોવાનિસ ક્રિશ્ચિયન બટલરના હાથનું રાંધેલું અન્ન ખાવાની અમારી ઇચ્છા ન હોવાથી કૅપ્ટને અમને કાચા ચોખા, દાળ અને બટાટા ઇત્યાદિ રસોઇનાં સાધનો તથા પ્રાઇમસ ચૂલો અને વાસણો ઇત્યાદિનો બંદોબસ્ત કરી આપ્યો અને તેથી અમારા ખાનપાનમાં કોઇ પણ પ્રકારની હરકત આવી નહિ. અમારી સ્ટીમર બીજે દિવસે સવારમાં જંગબાર પહોંચવાની વકી હતી, પણ તેટલામાં એંજિનમાં કાંઇક ખોટપો થઇ જવાથી અને તેને સુધારવામાં કેટલોક સમય નીકળી જવાથી અમો બીજે દિવસે સવારમાં જંગબાર પહોંચવાને બદલે મધ્યાન્હ પછી બે વાગે ત્યાં પહોંચ્યા, એટલે કે, બપોરપછી બે વાગે અમારી સ્ટીમરે જંગબારના બંદરમાં નાંગર નાખ્યું.

સ્ટીમરની વાટ જોઇને ઉભેલા મછવા સ્ટીમરનું લંગર ઉતરતાંજ સ્ટીમરની અડોઅડ આવી ગયા અને તે મછવાના હબ્શી ખલાસીઓ જેમ વાંદરાં ઝાડપર ચઢી જાય છે તેવી રીતે સ્ટીમરપર ચઢી આવ્યા અને જે પ્રવાસીઓ ત્યાં ઉતરવાનાં હતાં તેમના સામાનને હુકમા હુકમ ઉપાડીને મછવામાં ફેંકવા મંડી ગયા. અન્ય પ્રવાસીઓને ઉતરતાં જોઇને અમો પણ ઉતરવાની ઉતાવળ કરવા લાગ્યાં, પણ એટલામાં કૅપ્ટને આવીને અમને જણાવ્યું કે: “તમો ઉતરવાની ઉતાવળ કરશો નહિ; કારણ કે, મારે તમને પ્રથમ કિનારાપર પોર્ટ ઑફિસર આગળ રજૂ કરવાં પડશે અને ત્યાં તમારી સ્ટીમર કેવી રીતે ડૂબી હતી એનો રિપોર્ટ લખાવ્યા પછીજ તમો તમારા સ્થાને જઇ શકશો. હું સ્ટીમરનો મછવો ઉતરાવું છું એટલે તેમાં બેસીને આપણે સાથેજ કિનારાપર જઇશું. બનતાં સુધી ત્યાં હું તમને વધારે વાર ખોટી કરીશ નહિ.” કૅપ્ટનની આવી આજ્ઞા થવાથી અમો ત્યાં રોકાઇ રહ્યાં.

કૅપ્ટન જ્યારે જ્યારે પણ અમારી સાથે વાર્ત્તાલાપ કરતો હતો ત્યારે તેનો તે વાર્તાલાપ ભાંગીટૂટી હિન્દુસ્તાની ભાષામાં જ થતો હતો, પરંતુ વારંવાર તેની તે ભગ્ન હિન્દુસ્તાની ભાષા આપવાનું મેં ઉચિત ધાર્યું નથી; માત્ર એકાદ બે નમૂના આપ્યા છે અને બાકીનો સારાંશ ગુજરાતીમાં એટલામાટે આપ્યો છે કે વાંચકોને કંટાળો ન આવે.

જ્યારે અમો કૅપ્ટન અને તેની મડમ સાથે જંગબારના કિનારાપર કસ્ટમ્સ ઑફિસમાં આવ્યાં તે વેળાયે લગભગ સાડા ચાર વાગવા આવ્યા હતા. પોર્ટ ઑફિસર પણ ત્યાંજ હાજર હતો એટલે કૅપ્ટનના

કહેવાથી અમારી સ્ટીમરના જલસમાધિની ઘટના વિશે જે કાંઇ પૂછવાનું હતું તે તેણે સત્વરજ અમને પૂછી લીધું અને જંગબારમાંના અમારા ઍડ્રેસની નોંધ કરી લઇને અમને જવામાટેની રજા આપી દીધી. અમારા મછવાથી આગળ પહોંચેલા મછવામાંના પ્રવાસીઓ અમારા બચાવની વાર્ત્તા તો જાણુતા હતા એટલે તેમના મુખથી કિનારાપરના કેટલાક લોકોએ અમારી સ્ટીમર ડૂબી જવાની વાર્ત્તા જાણી લીધી હતી અને તેથી તે વિશે વધારે હકીકત અમારા મુખથી જાણવામાટે તેમાંના કેટલાક આપણા દેશના લોકો કસ્ટમ્સ ઑફિસના દરવાજા બહાર અમારા નીકળવાની વાટ જોતા ઉભા હતા. એક બે મનુષ્યોને તો મારા પતિએ તેમના પ્રશ્નોનાં ઉચિત ઉત્તરો આપ્યાં; પરંતુ પૂછનારાની સંખ્યા વધવા લાગી એટલે પછી મારા પતિએ ટુંકામાં પતાવીને કહ્યું કે: “ જે કાંઇ કહેવાનું હતું તે મેં આ બે ગૃહસ્થોને કહી દીધું છે એટલે એમની પાસેથી તમો જે કાંઇ જાણવાનું હોય તે જાણી શકશો અને મારા મુખથીજ વિશેષ વૃત્તાંત સાંભળવાની તમારી ઇચ્છા હોય, તો કૃપા કરીને આવતી કાલે મારા મામા ખેરાજ ભીમજીને ઘેર પધારજો, એટલે ત્યાં નીરાંતે આપણે વાતચીત કરીશું; કારણ કે, એક તો અમો માંડ માંડ બચીને ઇશ્વરની કૃપાથીજ અહીં પહોચ્યાં છીએ, અમારાં શરીરો અશક્ત થયેલાં હોવાથી વધારેવાર ઉભા રહેવાની પણ અમારામાં શક્તિ નથી અને વળી રાત્રિનો સમય પણ નિકટમાં આવતો જાય છે એટલામાટે અત્યારે ક્ષમા કરો, તો આપનો મોટો ઉપકાર! ” મારા પતિના આ ઉત્તરથી ત્યાં એકત્ર થયેલા લોકો ધીમે ધીમે વિખરાવા લાગ્યા અને એક ગૃહસ્થને અમારા ભોમિયા તરીકે સાથે લઇ ભાડાની એક ગાડી કરીને અમો અમારા મામાજીને ઘેર નિર્વિઘ્ન પહોંચી ગયાં. મારા મામાજીને અમોએ મુંબઇથી સ્ટીમરમાં બેસતી વેળાએ તાર કરેલો હોવાથી તેઓ મારી મામીજી સાથે અમારા વિશેજ કાંઇક વાતચીત કરી રહ્યા હતા એટલામાં તો અમો ત્યાં જઇ પહોચ્યાં અને અમને જોતાંની સાથેજ તેઓ બોલી ઉઠ્યા કે: “ લીલાધર, તારી અને મારી આ ભાણેજ વહુની આવરદા તો પૂરાં સો વર્ષની હોય એમજ જણાય છે; કારણ કે, અમો અત્યારે તમારી જ વાત કરતાં હતાં અને એટલામાં તો તમો પોતે જ આવીને હાજર થઇ ગયાં. અસ્તુ ઈશ્વર તમને જીવતાં રાખે અને સો વર્ષથી પણ વધારે આયુષ્ય

આપે! પણ ભાઇ લીલાધર, તમોએ તો તારમાં એમ જણાવ્યું હતું કે તમો ત્યાંથી જર્મન કંપનીની સ્ટીમરમાં રવાના થયાં છો અને આજે તો રંગૂનથી બ્રિટિશ કંપનીના સ્ટીમર આવી છે તો એમ થવાનું કારણ શું છે અને તમારી સાથે કાંઇ સામાન પણ કેમ નથી દેખાતો વારુ?"

પોતાના મામાના એ પ્રશ્નના ઉત્તરમાં મારા પાતએ ઘરમાં બેઠા પછી અમારી સ્ટીમરના અકસ્માત તથા જલસમાધિનો, તે સાથે અમારો સામાન ડૂબી જવાનો, અમારા પ્રાણાધિક પુત્રના નાશનો તથા બ્રિટિશ કંપનીની સ્ટીમરદ્વારા પ્રાણના ભયમાંથી અમારા ઉદ્ધારનો સાદ્યંત વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે સાંભળીને મારાં મામાજી તથા મામીજીનાં નેત્રોમાંથી શોક તથા હર્ષનાં અશ્રુઓનો પ્રવાહ વહી નીકળ્યો. તે વૃદ્ધ વડિલો અમને આશ્વાસન આપતાં કહેવા લાગ્યાં કે:—

"ભાઈ લીલાધર, અહીં આવતાં મધ્ય સમુદ્રમાં તમારા શિર-પર આવું સંકટ આવી પડયું અને તમારા પ્રિય પુત્રને તમો સદાને માટે ખોઇ બેઠાં એ વાર્ત્તા સાંભળીને અમારા હ્રદયમાં અનિવાર્ય શોક થાય છે; પરંતુ 'ઇશ્વર જે કાંઈ પણ કરે છે તે આપણા સારા-સારૂજ કરે છે, એ માન્યતાનો વિચાર કરતાં તો એમજ જણાય છે કે, શૂળીનું દુઃખ શૂળે ગયું છે અને પરમેશ્વરે જે કાંઇ કર્યું છે તે તમો ધણી ધણીઆણીના સારાસારૂજ કર્યું છે; એટલે કે, તે કૃપાળુ પરમેશ્વરે તમો બન્નેને મરણના મુખમાંથી બચાવ્યાં છે અને સુખરૂપ અહીં પહોંચાડયાં છે એટલે હવે તમો જીવતાં છો તો છોકરાં તો ઘણુંય થશે. અર્થાત્ પરમેશ્વરની આ વિલક્ષણ લીલાનો સારો અર્થ લઇને હ્રદયમાં કોઇ પણ પ્રકારનો શોક કરશો નહિ અને શાંતિને ત્યાગશો નહિ; એ તો સંસારનું ચક્ર એમજ ચાલ્યા કરે છે. અમને આટલી અવસ્થા થવા છતાં ઇશ્વરે સંતાનસુખની ઝાંખી માત્ર પણ કરાવી નથી તેથી શું અમારે મરી જવું? તમો તો હજી નાનાં બાળ છો એટલે તમારે તો આશાનો ત્યાગ કરવોજ નહિ; કારણ કે, નિરા-શાના સમયમાં આશાજ નિરાશ મનુષ્યનું જીવન હોય છે. અહીં હવે તમને કોઈપણ પ્રકારની અડચણ આવવાની નથી અને તમારી સર્વ આશાઓ ઇશ્વિરની કૃપાથી ફળીભૂત થશે."

અમો મુંબઈથી જે જર્મન કંપનીની સ્ટીમરમાં રવાના થયાં હતાં, તે સ્ટીમરનો જંગબારમાં આવી પહોંચવાનો સમય થઈ જવા છતાં તે સ્ટીમર ન આવવાથી કેટલોક ગભરાટ તો આગળથી જ

ફેલાયલો હતો અને તેવામાં અમારા મુખથી તે સ્ટીમર ડૂબી જવાના સમાચાર ગામમાં ફેલાતાં જે લોકોનાં સગાં વ્હાલાં કે મિત્ર કિંવા ઓળખીતાં તે સ્ટીમરમાં આવવાનાં હતાં તે લોકોનાં ગૃહોમાં તેમનાં તે બંધુજનોના અકાળ મરણની વાર્ત્તા સાંભળીને રડાકૂટનો આરંભ થઇ ગયો અને બીજા દિવસના પ્રભાતથી તે સંધ્યાકાળ પર્યંત અમારે ઘેર ઉપરા સાપરી એ સમાચાર પૂછવામાટે એટલાં બધાં સ્ત્રી અને પુરુષો આવતાં રહ્યાં કે, અમને જમવામાટે ઊઠવા જેટલો સમય પણ ઘણીજ મુશ્કેલીથી મળી શકયો. સમુદ્રમાં ડૂબી ગયેલાં મનુષ્યોનાં એ સગાં વ્હાલાંના આક્રન્દથી અમારાં હૃદયો પણ વિદીર્ણ થતાં હતાં; કારણ કે તે ડૂબી ગયેલાં મનુષ્યોમાંના કેટલાક તરુણો પરણીને તરતજ કમાણી કરવામાટે આફ્રિકા આવવાને નીકળ્યા હતા અને આશા અપૂર્ણ છતાંજ આ સંસારને ત્યાગી ગયા હતા; કેટલીક તરુણી સ્ત્રીઓ પરણીને તરત આફ્રિકા ગયેલા પોતાના પતિઓને મળી સંસારસુખની ઉછળતી અભિલાષાથી જંગબાર આવતી હતી, પણ તેમની તે અભિલાષાના તંતુને યમરાજે અચાનક તોડી નાખ્યો હતો; કેટલાક જનો જંગબારમાંના પોતાના રોગગ્રસ્ત આપ્તોને પાછા ઘેર લઈ જવામાટે આવતા હતા અને વચ્ચે તેઓજ કાળના ગ્રાસ થઇ ગયા હતા તેમજ કેટલાક લોકો કેવળ આફ્રિકા જોવામાટે અને પ્રવાસના આનંદને ભોગવવામાટેજ નીકળ્યા હતા; પણ યમરાજની ઈચ્છાથી તેમને આફ્રિકાને બદલે અકાળ સ્વર્ગનો પ્રવાસજ કરવો પડયો હતો. અર્થાત્ કાળ સમક્ષ કોઇનું પણ બળ ચાલતું ન હોવાથી અને ઇશ્વરની ઇચ્છાને અન્યથા કરવાની કોઇ પણ મનુષ્યમાં શક્તિ ન હોવાથી આવી ઘટનાઓ વિશે કોઇ ગમે તેવો અને ગમે તેટલો શોક કરે, ગમે તો પોતે આત્મહત્યા કરીને પોતાના જીવનનો પણ અંત લાવી નાખે, તો પણ તેનું કાંઇ પણ પરિણામ થઈ શકતું નથી, એ સત્ય તત્ત્વના વિચારથી અમોએ અમારા શોકને ઘટાડીને સંસારનાં અન્ય કર્ત્તવ્યોમાં મન પરોવી હૃદયમાં શાંતિને લાવવાનો પ્રયત્ન કરવા માંડયો અને જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ અમને અમારા એ પ્રયત્નમાં વધારે અને વધારે યશ મળવા લાગ્યો; કારણ કે, શોકનિવૃત્તિનો રામબાણ ઉપચાર કેવળ સમય અથવા કાળજ છે.

---

# પ્રકરણ ૨૫ મું

## જંગબાર

જે દેશને અંગ્રેજી લોકો Zanzibar (જંઝિબાર) ના નામથી ઓળખે છે, તેને આપણા તે દેશમાં ગયેલા ભારતવાસીઓ 'જંગબાર' કહે છે. એ નામ અરબી ભાષાના જંજ અને બહર એ બે શબ્દોના સંયોગથી બનેલું છે અને એનો અરબી ભાષામાં "સમુદ્રપર રાજ્ય કરનાર" એ પ્રમાણેનો અર્થ થાય છે. અર્થાત્ અરબી ભાષાનું એ નામજ સૂચવે છે કે, એ પ્રદેશમાં સર્વથી પ્રથમ અરબ લોકોએજ જઇને એનો નામકરણસંસ્કાર કર્યો હતો. અરબો પછી ત્યાં જનાર કચ્છ પ્રદેશના નિવાસી ભારતવાસીઓ હતા; પરંતુ તેમના ઉલ્લેખ પૂર્વે ત્યાંના પ્રદેશની કેટલીક માહિતી આપવાની આવશ્યકતા છે અને ત્યારપછી હું જંગબાર તથા ભારતવાસીઓના પરસ્પર સંબંધનો તેમજ ભારતવાસીઓએ કરેલી એક અપૂર્વ મૂર્ખતાનો પણ ઉલ્લેખ કરીશ.

મુંબઇથી જંગબાર જવામાટે નીકળેલી સ્ટીમર ત્યાં વહેલામાં વહેલી બાર કે પંદર દિવસે અને મોડામાં મોડી સત્તરથી અઢાર દિવસે પહોંચી જાય છે. જંગબાર જવામાટેની સ્ટીમરો કાઠિયાવાડના પોરબંદર નામક બંદરને ધરતી જાય છે અથવા કરાચીથી પણ સ્વતંત્ર સ્ટીમર ઘણીકવાર ઉપડે છે. ભારતવર્ષનાં હિન્દુ, મુસલ્માન તથા અન્યાન્ય જાતિનાં પ્રવાસિજનોવડે ભરેલી સ્ટીમરો જંગબારથી મહિનામાં બેવાર અહીં આવે છે અને બેવાર ત્યાં જાય છે. સર્વ લોકો સ્ટીમરમાં બેસતી વેળાયે સર્વ આવશ્યકીય વસ્તુઓ પોતાની સાથે લઇ લે છે અને સ્ટીમરના લોઢાના ચૂલાપર પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ પ્રકારની રસોઇ બનાવી લે છે. સ્ટીમરમાં લગભગ પંદર દિવસનો સમય ગાળવાનો હોવાથી તેટલા હિસાબ પ્રમાણે પ્રવાસીઓ લોટ, ચોખા, ઘી તથા બટાટા આદિ વસ્તુઓ પોતા સાથે રાખે છે અને તેથી માર્ગમાં તેમને કોઇ પણ પ્રકારનું કષ્ટ ન થતાં તેઓ ખાઇપીને આનંદથી સ્ટીમરમાંના પોતાના સમયને વીતાડી દે છે. પરંતુ જેઓ સ્પર્શ્યાસ્પર્શ્યના બંધનથી અત્યંત જકડાયલા હોય છે અને સ્ટીમરમાંના ચૂલાપર રાંધવાના કાર્યને અધર્મ કૃત્ય તરીકે

માને છે, તેઓ દૂધના બનાવેલાં મિષ્ટાન્નોના આહારથીજ પોતાનો નિર્વાહ કર્યા કરે છે. સ્ટીમરવાળાઓ બાળવામાટે કોયલા અને પીવા-માટે મીઠું પાણી એ બે વસ્તુઓજ પ્રવાસીઓને પૂરી પાડે છે અને સ્નાન તથા ધોવા આદિનું કાર્ય સમુદ્રના ખારા પાણીથીજ ચલાવવું પડે છે. આ વાર્ત્તા અહીં જણાવવાનું કારણ એટલુંજ છે કે, હવે સમુદ્રપારના દેશોમાં જતી વેળાયે હિન્દુઓને પ્રવાસમાં કાંઇ પણ સંકટ બહુધા ભોગવવું પડતું નથી અને તેથી જો તેઓ ધારે તો ગમે તે દૂરના દેશમાં જઇને સરળતાથી પોતાની ઉન્નતિના ઉદ્યોગને આરંભી શકે તેમ છે. સ્ટીમરમાં એક હોટેલ પણ હોય છે અને તેમાં ફર્સ્ટ કલાસ તથા સેકન્ડ કલાસના પેસેંજરો તેમજ બીજાઓ પણ નિયમ પ્રમાણે પૈસા આપી ને, જો ધર્મનો બાધ ન આવતો હોય તો, ઉત્તમ ભોજનથી ક્ષુધાને શાંત કરી શકે છે. પરંતુ આપણા ધર્મપ્રિય હિન્દુઓમાં એ વિલાયતી હોટેલનો લાભ લેનારા પ્રવાસીઓ બહુજ અલ્પ સંખ્યામાં હોય છે, એ અહીં નવેસરથી જણાવવાની આવસ્યકતા નથી; કારણ કે, તેઓ બહુધા પોતાના હાથેજ રાંધીને ખાય છે અથવા તો સ્ટીમરમાં જો બ્રાહ્મણની વીસી હોય છે, તો તે વીસીવાળા પાસેથી રંધાવી લે છે કિંવા તેના ભજીયાં પૂરીપરજ ચલાવ્યા કરે છે. હિન્દુઓની અધિક સંખ્યા સમુદ્ર પ્રવા-સમાં પણ કષ્ટ સહીને પોતાના ધર્માચારને જાળવી રાખે છે, એ માટે અવસ્ય તેઓ ધન્યવાદને પાત્ર છે.

થર્ડ કલાસના પ્રવાસીઓ એટલે કે ડેક પેસેન્જરોને મુંબઇથી જંગબાર સૂધીના ભાડા તરીકે પચીસથી પાંત્રીસ રૂપિયા આપવા પડે છે; અને જૂદી જૂદી સ્ટીમ નેવીગેશન કંપનીઓના ભાડામાં થોડી ઘણી વધઘટ હોવાથી સ્ટીમરનું ભાડું રેલ્વેના ભાડા પ્રમાણે નિશ્ચિત હોતું નથી. પ્રવાસનુ સંતોષકારક કારણ દર્શાવતાં મુંબઈમાંથી જંગબાર જનારી સ્ટીમરની ટિકિટ તરત મળી જાય છે; દક્ષિણ આફ્રિકાના પ્રવાસીઓ પ્રમાણે પૂર્વ આફ્રિકાના પ્રવાસીઓને ટિકિટ મેળવવામાટે અધિક વિડંબના ભોગવવી પડતી નથી.

જંગબારનો ટાપૂ ભૂમધ્યરેષા (Equator)થી કાંઈક નીચા-ણમાં છે અને તેની લંબાઈ બહુધા ૫૦ માઇલની તથા પહોળાઈ ૪૦ માઇલની છે. એની આસપાસ બીજા એક એક અને અડધા અડધા માઇલના અનેક ટાપૂઓ વર્ત્તમાન છે. ત્યાંની પ્રાકૃતિક શોભા

બહુજ આકર્ષક તથા અપૂર્વ છે. જે વેળાયે આપણા દેશમાં શિયાળો હોય છે, તે વેળાયે જંગબારમાં ઉષ્ણુતાનું પ્રાબલ્ય વધવા માંડે છે; ત્યાં શરદી બહુજ ઓછી અને જળવૃષ્ટિ ઘણીજ વધારે થાય છે. ત્યાંની ઉષ્ણુતા ભારતવર્ષમાંની ચૈત્ર તથા વૈશાખ માસની ઉષ્ણુતા કરતાં વધારે હોતી નથી; પરંતુ ત્યાંની ગરમીની તાસીરને બહુ ગરમ માનવામાં આવે છે. ત્યાંની સરકારને ઘણીજ સારી પેદાશ થયા કરે છે. આખા ટાપૂમાં લવંગનાં વૃક્ષોનો અત્યંત ઘાટો વિસ્તાર જોવામાં આવે છે અને તેમનાં પાંદડાંના સુગંધથી લોકોનાં મસ્તિષ્ક તર થઈ જાય છે. પ્રતિવર્ષ ઓછામાં ઓછા બે કરોડ રૂપિયાની કીમતનાં લવંગ ત્યાંથી બીજા દેશોમાં (મુખ્યતઃ યૂરોપમાં) જાય છે. એ લવંગ ઉપરાંત જાયફળ, સોપારી, જાત જાતનાં લીંબુ, મોટી કેરી, નાળીયેર અને કેળાં આદિ વસ્તુઓ પણ ત્યાં વિપુલ પ્રમાણુમાં ઉત્પન્ન થાય છે. ત્યાં જો કે અન્ન પણુ પાકી શકે તેમ છે, છતાં કોઇ ખેતી કરતું નથી; કારણુ કે, ઘણી ખરી ભૂમિ લવંગનાં વૃક્ષોથીજ રોકાઇ ગયેલી છે. એની ઉર્વરાશક્તિ આદિનો વિચાર કરીને જો આપણે એક વાકયમાંજ એમ કહીએ કે, ભારતમહાસાગરના મધ્યમાં પરમેશ્વરે જંગબારરૂપ એક પ્રાકૃતિક વાટિકાજ ઉત્પન્ન કરી છે, તો આપણું તે કથન અતિશયોક્તિરૂપ તો નહિજ કહેવાય.

બસેં કિંવા ત્રણુસેં વર્ષ પૂર્વે જંગબાર ટાપૂ પોર્ટુગીજોના અધિકારમાં આવ્યો હતો, પણ પછીથી જ્યારે તેમનો ત્યાંથી હ્રાસ થવા લાગ્યો અને તેઓ એ ટાપૂને સંભાળી ન શકયા એટલે પછી ત્યાં અરબસ્તાનના એક અમીરનો અધિકાર જામી ગયો કે જેનો વંશજ અત્યારે ત્યાંના સુલ્તાનના નામથી ઓળખાય છે.

અરબસ્તાન અને ઈરાન વચ્ચેનો જે સમુદ્ર 'પર્શિયન ગલ્ફ'ના નામથી પ્રખ્યાત છે, ત્યાં મોતી ઉત્પન્ન થાય છે; અને એ મોતીના વ્યાપારમાટે ત્યાં કેટલાક ભારતવાસીઓ સદાસર્વદા છાવણી નાખીને પડયા રહે છે. અત્યારે પણુ ભારતીય વ્યાપારીઓ—મોતીના વ્યાપારીઓ—ત્યાં સારી સંખ્યામાં જોવામાં આવી શકે તેમ છે. અર્થાત્ જ્યારે મસ્કતનો એક અમીર સુલ્તાન બનીને જંગબાર જવા લાગ્યો, તે વેળાયે ભાટિયા જાતિના મોતીના એક હિન્દુ વ્યાપારીને તેણે પોતાની સાથે લઇ લીધો અને તેને પોતાનો દીવાન અથવા વજીર બનાવ્યો; કારણુ કે, અરબસ્તાનના તે સમયના અમીર ઉમરા

હિન્દુઓને અત્યંત વિશ્વાસપાત્ર તથા ઈમાનદાર માનતા હતા. એ પછી જંગબારમાં ધીમે ધીમે અસંખ્ય ભારતવાસીઓનો પ્રવેશ થયો અને જેમ જેમ ત્યાંના સુલ્તાનનો ઉત્કર્ષ થતો ગયો, તેમ તેમ ત્યાં હિન્દુસ્તાનના વતની હિન્દુ તથા મુસલ્માનોનો પણ વધારે અને વધારે જમાવ થતો ગયો.

આફ્રિકાનો સમસ્ત પૂર્વીય ભાગ (લગભગ ૩૦૦૦ માઇલ ઉત્તર દક્ષિણ અને ૧૦૦૦ માઇલ પૂર્વ પશ્ચિમ) જંગબારના સુલ્તાનના અધિકારમાં આવી ગયો હતો અને તેથી સમસ્ત આફ્રિકાની મુખ્ય માંડવી તથા વ્યાપારીય કેન્દ્રભૂમિ જંગબારમાંજ હતી. સમસ્ત આફ્રિકાનો વ્યાપાર તેમજ રાજ્યપ્રબંધનાં સૂત્રો ભારતવાસીઓના હાથમાંજ આવ્યાં હતાં. એ પ્રમાણેની વ્યવસ્થા દીર્ઘકાળ પર્યન્ત ચાલતી રહી. પણ અત્યારે હવે ત્યાં એ વ્યવસ્થા નથી. હવે તો ત્યાં ઈટાલિયન, બ્રિટિશ, જર્મન, પોર્ટુગીજ, ફ્રેંચ, ડચ અને બેલ્જીયન્સ આદિ પાશ્ચાત્ય શક્તિઓએ જંગબારના સુલ્તાનને ભય બતાવીને પૂર્વ આફ્રિકા દેશના ભાગલા પાડીને પોતપોતામાં વ્હેંચી લીધા છે અને તેથી હવે પૂર્વ આફ્રિકામાં સુલ્તાનની કેવળ નામ માત્રનીજ સત્તા અવશિષ્ટ રહી છે. અત્યારે આપણા ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન સંસ્થાનોના રાજાઓ જેવી રીતે પ્રતાપી બ્રિટિશ સરકારના રક્ષિત રાજાઓ છે, તેજ પ્રમાણે જંગબારનો સુલ્તાન પણ આપણી પ્રતાપી બ્રિટિશ સરકારનો એક રક્ષિત રાજાજ બની ગયો છે- અર્થાત્ સુલ્તાનની સત્તાના પતન સાથે ભારતવાસીઓના વ્યાપારનું પણ ત્યાં પતન થઇ ગયું છે. બ્રિટિશ અને જર્મન કંપનીઓએ અન્ય સર્વ વ્યાપારીઓને ભૂમિ ભેળા કરી દીધા છે અને તેથી હવે તે યૂરોપીયન વ્યાપારીઓના પેટા વ્યાપારી અથવા તો એજન્ટ તરીકેજ ભારતવાસીઓ પોતાના વ્યાપારરૂપ ટટ્ટૂને ટટુક ટટુક ચલાવ્યા કરે છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ સત્યને સ્મરીને એટલું તો કહેવુંજ જોઇએ કે, હજી પણ જંગબારનો વ્યાપાર અધિકાંશે તો આપણા ભારતવાસીઓનાજ હાથમાં છે. ત્યાંના એક સરકારી રિપોર્ટમાં સ્પષ્ટ શબ્દોમાં એમ લખવામાં આવ્યું છે કેઃ "જો આ દેશમાંથી ભારતવાસીઓને એકદમ હાંકી કાઢવામાં આવે, તો અહીંનું સઘળું કામકાજ એકદમ બંધ થઇ જવાનો સંભવ છે!" ખરેખર જેવી રીતે પ્રાણ નીકળી જતાં શરીર નિર્જીવ શબના સ્વરૂ-

પમાં ફેરવાઇ જાય છે, તેજ પ્રમાણે ભારતવાસીઓ વિના પૂર્વ આફ્રિકા દેશ પૂર્વવત્ ઉજ્જડ જંગલી તથા અસભ્ય પશુતુલ્ય મનુષ્યોનું નિવાસસ્થાન બની જાય એમાં લેશ માત્ર પણ શંકા નથી.

જે દેશમાં ભારતવાસીઓ આટલા બધા મહત્ત્વના ગણાય છે તે દેશમાં પણ ભારતવાસીઓ પોતાના પગને દૃઢતાથી જમાવી શક્યા નથી અને અત્યારે તો હવે તેઓ દૃઢ થવાને બદલે ત્યાંથી દિવસાનુંદિવસ ઉખડતાજ જાય છે, એનું કારણ શું હોવું જોઇએ વારૂ ? એવો જો કોઇ પ્રશ્ન કરે, તો તેનું માત્ર એજ સ્પષ્ટ ઉત્તર હું આપીશ કે, જંગબારમાંથી ભારતવાસીઓના પગ ઉખડી જવાનું જો કોઈપણ કારણ હોય, તો તે કારણ કેવળ તેમના પોતાના આલસ્ય, પ્રમાદ, તંદ્રા, બુદ્ધિમંદતા તથા મૂર્ખતા ઇત્યાદિ અક્ષમ્ય દુર્ગુણોમાંજ સમાયલું છે. ભારતવાસીઓની મૂર્ખતા અનેક પ્રમાણોથી સિદ્ધ કરી શકાય તેમ છે અને એ પણ હું સપ્રમાણ સિદ્ધ કરી બતાવવાને તૈયાર છું કે, કેટલીકવાર ભારતવાસીઓ પોતાની હાનિના દોષનું બીજાના શિરપર આરોપણ કરે છે, એ તેમની મોટામાં મોટી ભૂલ છે; અર્થાત્ પ્રથમ આપણે આપણા પોતાના આંતરિક દોષોને ખોળી કાઢવા જોઇએ અને તે દોષોના નિવારણના યોગ્ય ઉપાયો કરવા જોઇએ, એજ આપણામાટે અધિક ઉચિત તથા શ્રેયસ્કર છે.

જંગબારના વર્તમાન સુલ્તાનનો પિતા કે જે ઈ. સ. ૧૮૯૦ માં ત્યાંનો સ્વતંત્ર અને સર્વસત્તાધીશ રાજ્યકર્તા હતો, તેની એક આદર્શ રાજ્યકર્ત્તા તરીકે જંગબારમાં અતિશય પ્રશંસા થતી અદ્યાપિ સાંભળવામાં આવ્યા કરે છે. તે સુલ્તાને પોતાના સમયના હિન્દુ નેતાઓને (તે જ ભાટિયા દીવાનના વંશજોને) પોતા પાસે બોલાવીને કહ્યું હતું કેઃ "હું આ જંગબાર નગરના મધ્યમાંનો ભૂમિભાગ (કે જે ભૂમિભાગ નગરના મધ્યમાં એક અતિશય ઉત્તમ સ્થાનમાં આવેલો હતો) તમને આપું છું અને તમને ફરમાવું છું કે, એ સ્થાનમાં તમો તમારા હિન્દુઓનો એક જૂદો મહલ્લો વસાવો, તમારા દેવનું મંદિર બંધાવો અને તમારાં કુટુંબોને પણ અહીં બોલાવીને અહીંના સદાના નિવાસી બની જાઓ." એના ઉત્તરમાં ત્યાંના તે સમયના મૂર્ખશિરોમણિ હિન્દુઓએ જણાવ્યું કેઃ "વાહ ! મ્લેચ્છોના આ દેશોમાં અમારાથી અમારા દેવનું મંદિર કેવી રીતે ચણાવી શકાય અને અમારી ગૃહલક્ષ્મીઓને, અમારાં ગૃહોની દેવીઓને ધર્મભ્રષ્ટ થવા-

માટે આ સમુદ્ર પારના દેશમાં કેમ કરીને બોલાવી શકાય વારુ? અર્થાત્ આ બાબત બની શકે તેવી નથી; અને તેથી અમને એ ભૂમિભાગની આવશ્યકતા નથી." અર્થાત્ જે ભૂમિભાગનો હિન્દુ નેતાઓએ આવી રીતે અસ્વીકાર કર્યો હતો, તે ભૂમિનો ક્રિશ્ચિયનોએ હર્ષપૂર્વક સ્વીકાર કરી લીધો અને તેના પરિણામે આજે જંગબાર નગરના મધ્યભાગમાં રામમંદિર, શિવમંદિર. કૃષ્ણમંદિર કે દેવમંદિરને બદલે ક્રાઇસ્ટમંદિર શોભી રહ્યું છે અને તે દેવળમાંના ઘંટાનાદથી જંગબાર નિનાદિત થતું જોવામાં આવ્યા કરે છે. ત્યાંના હિન્દુઓની આ મૂર્ખતાના સ્મરણથી કયા સહૃદય હિન્દુના મનમાં અનિવાર્ય શોકનો ભયાનક આઘાત નહિ થાય? આવી રીતેજ આપણે આપણું સર્વસ્વ ખોઇ બેઠા છીએ અને ભવિષ્યમાં પણ કદાચિત્ ખોતા રહીશું.

વળી વિશેષ આશ્ચર્યની વાર્ત્તા તો એ છે કે ત્યાંના જે હિન્દુ નેતાઓએ ધર્માન્ધતા કિંવા ધર્માડમ્બર બતાવીને પોતાના એ ભાવિ લાભને લાત મારીને દૂર ઉડાવી દીધો હતો, તે દાંભિકો ત્યાર પછી પોતાના વચનને પણ દૃઢતાથી વળગી રહી શક્યા નહિ અને બાવાના બન્ને ગયા જેવું જ પરિણામ આવીને ઉભું રહ્યું; એટલે કે, ત્યાર પછી તેમના અભિપ્રાય પ્રમાણેના એ મ્લેચ્છ દેશમાં અનેક હિન્દુ દેવાલયો ચણાયાં છે અને તેમાનું એક કૃષ્ણમંદિર તો એ ભાટિયા જાતિના અગ્રેસરોનુંજ બંધાવેલું છે. વળી ત્યાં અત્યારે એક બે નહિ પણ અનેક ગૃહલક્ષ્મીઓ—આર્ય અબળાઓ—પોતાના પતિઓ સાથે રહીને ગૃહસ્થાશ્રમના વ્યવહારોને દક્ષતાથી ચલાવતી જોવામાં આવે છે. અત્યારે આપણા હિન્દુ ભાઇઓનો સર્વ વિષયોમાં એવોજ પ્રકાર ચાલતો દેખાય છે કે: "ન ગયા કાશી, ન ગયા ગામ, ઝખ મારીને આવ્યા ઠામ!" મુંબઇમાં જ્યારે પ્રથમ પાણીના નળો નાખવામાં આવ્યા હતા, તે વેળાએ અનેક હિન્દુ કુટુંબો નળનું પાણી પીતાં નહોતાં અને નળનું નામ સાંભળતાંજ નાકનું ટીચકું ચઢાવતાં હતાં; પરંતુ આજે એવો પ્રકાર જોવામાં આવે છે કે, સારા સારા કર્મકાંડ કરનારા અને તિલક છાપવાળા બ્રાહ્મણોનાં ગૃહોમાં પણ કૂવામાંથી પાણી ખેંચી કાઢવામાટેનાં દોરી અને ડોલ આદિ સાધનો ત્યાં ભાગ્યેજ મળી શકે છે. ધર્માન્ધ હિન્દુઓની સર્વ વ્યવહારોમાં આવા પ્રકારની બુદ્ધિમત્તા (?) હોય છે, એ નવેસરથી કહેવાની

આવશ્યકતા નથી. કેટલાંક વર્ષ પૂર્વે કેટલાક ધર્મોન્મત્ત હિન્દુઓ રેલ્વેમાં કે સ્ટીમરમાં પાણી પીવાને પણ ભયાનક અધર્મ માનતા હતા; પરન્તુ અત્યારે તો હવે રેલ્વે તથા સ્ટીમરમાં ભોજન કરી લેવામાં પણ કાંઈ વાંધો આવતો નથી. પશ્ચિમ બુદ્ધિના—પાછળ મતિયા—આવા લોકોએ જંગબારમાંના પોતાના લાભને પોતાના હાથેજ ગુમાવ્યો હતો અને અત્યારે હવે રાંડ્યા પછીના ડહાપણ પેઠે તે પ્રમાદમાટે તેઓ પશ્ચાત્તાપ પણ કર્યા કરેછે. હિન્દુ જાતિના અગ્રેસરો ભવિષ્યમાં આવા પ્રમાદો ન કરે, તોપણ તેમનો મોટો ઉપકાર !

જંગબારના માજી સુલ્તાનની સજ્જનતાનું એક અન્ય ઉદાહરણ પણ અહીં ખાસ નોંધી રાખવા યોગ્ય છે. જ્યારે તે સુલ્તાનને જંગબારમાં સર્વથી પ્રથમ આવેલી એક હિન્દુ સ્ત્રીના આગમનના સમાચાર મળ્યા, એટલે તરતજ અત્યન્ત પ્રસન્નતાથી તેણે તે બાઇને પોતાના દરબારમાં બોલાવી અને તે અતિશય દરિદ્ર તથા સાધારણ મનુષ્યની સ્ત્રી હોવા છતાં તેની દરિદ્રતાનો લેશ માત્ર પણ વિચાર ન કરીને તેનો બહુજ આદર સત્કાર કર્યો અને ૩૦૦ રૂપિયા રોકડા તથા એક દુશાલો ભેટ તરીકે આપીને ત્યાં નિવાસ કરી રહેવાના હિન્દુઓના ઉત્સાહને વધારી દીધો.

હવે અહીં એ પ્રશ્ન ઉભો થાય છે કે, હિન્દુઓમાં એવા તે કયા અલૌકિક ગુણનો નિવાસ છે કે, જે ગુણ હિન્દુઓને અન્ય જાતિના તથા અન્ય ધર્મના લોકો પાસેથી પણ-આટલી બધી પ્રતિષ્ઠા અપાવે છે અને જે ગુણના યોગે પ્રાચીન કાળથી આજ પર્યન્ત હિન્દુ જાતિ સંસારમાંની અન્ય સર્વ જાતિઓ કરતાં ઉચ્ચતમ આસને વિરાજવાના પોતાના અધિકારને જાળવી રહી છે ? એનું ઉત્તર એજ છે કે, સ્મૃતિકાર મનુના અભિપ્રાય અનુસાર જે મનુષ્ય ધનના વ્યવહારમાં પવિત્ર છે, તેજ યથાર્થ પવિત્ર છે; કેવળ જળવડે સ્નાન કરવાથી કિંવા વારંવાર માટીથી હાથ પગ ઘસી ઘસીને ધોવાથી પવિત્રતા આવી શકતી નથી; અને ધનના વ્યવહારમાં હિન્દુઓ અત્યંત પવિત્ર છે એ નિર્વિવાદ છે.

બીજાની અમાનત થાપણને સુરક્ષિત રાખી તેના માલિકને તે જ્યારે માગે ત્યારે તેનો પાઇ પાઈનો હિસાબ બરાબર સમજાવીને આપી દેવો અથવા તો માસિક દશ રૂપિયાના પગારથી નોકરી કરવા

છતાં લાખોની દોલતમાં પણ હરામની દાનત ન રાખવી, એ કેવળ એક હિન્દુ જાતિનોજ અદ્વિતીય તથા અસાધારણ ગુણ છે અને પોતાના એ ગુણના પ્રતાપે તેમણે અરબસ્તાનના કઠિન સુલ્તાનને પણ વશ કરી લીધો હતો. હિન્દુઓના એ સદ્‌ગુણના કારણથીજ જંગબારના સુલ્તાને પોતાના સહધર્મીયો અને જાતિબાંધવોમાં વિશ્વાસ ન રાખતાં જેમને તે પોતે કાફિર એટલે કે અનીશ્વરવાદી માનતો હતો, તે હિન્દુઓમાં તે આટલો બધો વિશ્વાસ રાખતો હતો અને તેમનો આટલી સીમા પર્યન્ત સત્કાર કરતો હતો. આજે પણ જંગબારમાં ખોજા તથા વોરા અને મેમણ આદિ મુસલ્માન જાતિના અનેક મોટા મોટા લક્ષાધીશ વ્યાપારીઓની પેઢીઓ ચાલે છે. પરંતુ જો તેમને ત્યાંના નામું લખનારા ત્રીસ ચાળીસ કે પચાસ રૂપિયાના પગાર ખાનારા હિન્દુ મેહતાઓ તેમજ હિન્દુ મુનીમો આજે તેમ-નાથી જૂદા પડી જાય, તો તે વ્યાપારીઓ તે ક્ષણેજ પ્રાણ વિનાના શરીર સમાન સર્વથા નિરુપયોગી થઇ જાય, એમાં લેશ માત્ર પણ શંકા નથી; કારણ કે, વ્યાપારિવર્ગના ખોજા, મેમણ અને વોરા ઇત્યાદિ મુસલ્માનો વધારે ભણેલા હોતા નથી; માત્ર એટલુંજ નહિ, પણ તેમનામાંના કેટલાકોને તો સાધારણ વાંચતાં લખતાં પણ આવડતું નથી; અર્થાત્ તેમને ત્યાં કાળાં ધોળાંના કર્ત્તા હર્ત્તા તથા ભાગ્યવિધાતા તેમના મેહતાઓ તથા મુનીમોજ હોય છે. કેટલીક વાર તો એ મેહતાઓ અથવા મુનીમોની શક્તિ એટલી બધી અગાધ જોવામાં આવે છે કે, જો તેઓ જરાક બેઇમાની કિંવા બેવફાઇ કરે, તો શેઠની લાખોની દોલતને ઉલટાવીને પોતાના ઘરમાં ભરી દઇ શકે; પરન્તુ નહિ; તેઓ હિન્દુજાતિના ગૌરવને અદ્યાપિ સિદ્ધ કરી બતાવતા અલ્પ ધનમાંજ સંતોષ માનીને પોતાના માલિકની નિમકહલાલીથી નોકરી બજાવી આનન્દથી પોતાનું જીવન વીતાડયા કરે છે.

જંગબાર તેમજ ઇસ્ટ આફ્રિકાનાં અન્ય સ્થાનોમાં ભારત-વર્ષીય હિન્દુઓ કરતાં મુસલ્માનોની સંખ્યા વધારે છે અને એનું મૂળ કારણ હિન્દુઓની કેટલીક વધારે પડતી આભડછેટ છે. એ ધાર્મિક માની લીધેલા અવરોધવડેજ હિન્દુઓ સમુદ્રપારના દેશોમાં અધિક પ્રમાણમાં નથી જતા. પરંતુ હવે તો હિન્દુઓને સર્વથા એજ ઉચિત છે કે, પોતાના ધર્મમાં તથા આચાર વિચારમાં દૃઢ રહી એ આભડછેટના ખોટા બખેડાને છોડી દઇને દેશદેશાન્તરમાં વિચરી

વ્યાપાર ઇત્યાદિથી ધનોપાર્જન કરી પોતાની તથા પોતાની જન્મભૂમિની ઉન્નતિના ઉદ્યોગમાં આગળ વધવું. અહીં એટલું તો અવશ્ય કહેવુંજ પડે છે કે, કચ્છની પ્રજા દીર્ઘકાળથી પરદેશગમન તથા વ્યાપાર ઉદ્યોગ આદિમાં કાઠિયાવાડ તથા ગુજરાતની પ્રજા કરતાં બહુજ વિશેષ સાહસી તથા આગળ ચાલનારી હોવાથી જંગબારમાં સર્વથી પ્રથમ આવનારા ભારતવર્ષના લોકોમાં કચ્છ દેશના ભાટિયા, લુહાણા તથા ખોજા ઇત્યાદિ હિન્દુ તથા મુસલ્માનો હતા અને અત્યારે પણ ત્યાં તે કચ્છ દેશવાસી હિન્દુ મુસલ્માન વ્યાપારીઓજ વ્યાપારમાં અગ્રેસર છે. હવે જો કે કાઠિયાવાડના પણ કેટલાક લુહાણા, ખોજા તથા મેમણોએ ઈસ્ટ આફ્રિકાના જૂદા જૂદા ભાગોમાં વ્યાપાર તથા અન્ય વ્યવસાયોનો આરંભ કરી દીધો છે અને તેથી ઇસ્ટ આફ્રિકાની કેટલીક લક્ષ્મી પ્રતિવર્ષ કાઠિયાવાડના જૂદા જૂદા ભાગોમાં આવતી થઇ છે; છતાં કાઠિયાવાડમાંથી ઈસ્ટ આફ્રિકા જનાર લોકોમાં પોરબંદર તથા રાણાવાવ આદિ સ્થાનોના મેમણોની સંખ્યા બહુજ આધિક હોવાથી અને તેઓ સ્વતંત્ર વ્યાપારીઓ હોવાથી લુહાણા આદિ હિન્દુઓ બહુધા મેમણોને ત્યાં નોકરી કરે છે અથવા તો પોતાના કેટલાક જ્ઞાતિબાંધવોને ત્યાં નોકરી કરે છે અને તેથી જોઇએ તેટલા પ્રમાણમાં ધનોપાર્જન કરી શકતા નથી. આ સ્થિતિને સુધારવાની અતિશય આવશ્યકતા છે; પરંતુ એ સ્થિતિને કેવી રીતે અને કયા ઉપાયથી સુધારી શકાય તેમ છે, એનો વિચાર એ વિષયના અનુભવી, સાધનસંપન્ન અને પરોપકારી ઇસ્ટ આફ્રિકાવાસી લુહાણાઓએજ કરવાનો છે. મારા જેવી એક અનુભવહીન અને ગૃહમાંજ અષ્ટૌપ્રહર વસનારી એક આર્ય અબળાથી આવા વિષયોની સુધારણાનો નિર્વિવાદ માર્ગ કિંવા ઉપાય ન બતાવી શકાય, એ સર્વથા સ્વાભાવિકજ છે.

જંગબારના ટાપૂમાં ઉપર જણાવેલી લવંગ, જાયફળ, સોપારી, જાત જાતનાં લીંબુ, મોટી કેરી, નાળીયેર અને કેળાં આદિ વસ્તુઓ ઉપરાંત હાથીદાંતની પણ ઘણીજ સારી પેદાશ થાય છે. ભેદ માત્ર એટલો જ છે કે, ઉપર્યુક્ત ઉદ્ભિજ પદાર્થોમાં કોઇના જીવની હાનિ થતી નથી અને હાથીદાંતને મેળવવામાટે હાથીઓની હત્યા કરવી પડે છે. ત્યાંનાં જંગલોમાં હાથીઓનાં મોટાં મોટાં ટોળાં સર્વત્ર ફર્યાં કરે છે અને જેમનો—આફ્રિકાના જે જંગલી નિવાસીઓનો—

હાથીદાંતને મેળવવાનો વ્યવસાય છે, તેઓ જંગલમાં મોટા મોટા ખાડા ખોદીને તેનાપર ઝાડોની પાતળી ડાળીઓ મૂકી તેનાપર ઘાસ પાથરી મૂકે છે. તે ઘાસ ખાવાની લાલચથી હાથીઓ ત્યાં આવે છે અને તે ખાડાપર પગ મૂકતાંની સાથે જ એકાદ બે હાથીઓ, તેમના શરીરના ભારથી તે ડાળીઓ ટૂટી જતાં, ખાડામાં પડી જાય છે અને પાછા બહાર નીકળી શકતા નથી. એવી રીતે ખાડામાં પડેલા હાથીઓને પછીથી મારી નાખવામાં આવે છે અને તેમના દાંતો કાઢી લેવામાં આવે છે; માત્ર એટલું જ નહિ, પણ તેમનાં સર્વ હાડકાં તથા ચામડાંની પણ અનેક વસ્તુઓ બનતી હોવાથી તે પણ એક એક કરીને વીણી લેવામાં આવે છે. આ કારણથી જ હાથી વિશે આપણામાં એક એવી કહેવત પડી ગઇ છે કે: 'હાથી જીવે ત્યારે લાખનો અને મરે ત્યારે સવા લાખનો !' આમ હોવા છતાં જ્યારે જંગબારમાં પાશ્ચાત્ય વ્યાપારીઓ–યૂરોપીયન વ્યાપારીઓ–નો પ્રવેશ થયો નહોતો અને ત્યાંનો વ્યાપાર બહુધા ભારતવાસીઓના હાથમાં હતો, ત્યારે ત્યાંના એ કાળા હબ્શીઓ હાથીઓને મારીને જે હાથીદાંત નગરમાં લાવતા હતા, તે હાથીદાંત ભાટિયા આદિ વ્યાપારીઓ થોડી કીમતની ખાવાની ચીજો, કપડું કે એવીજ બીજી વસ્તુઓ આપીને તેમની પાસેથી લઇ લેતા હતા અને આઠ કે બાર આનામાં પડેલા એક હાથીદાંતના તેમને પચાસ, સો કે વખતે બસેં રૂપિયા પણ ઉપજતા હતા. કચ્છના નિવાસી જયરામ સુવાલી જેવા ભાટિયા વ્યાપારીઓ કોટિપતિ થઇને ત્યાંથી આવ્યા હતા, તે વેળાયે જંગબારમાં આવી અવસ્થા હતી; પણ આજે હવે તે અવસ્થા નથી અને 'રાઇના પાડ રાતે વહી ગયા' છે. તે સમયમાં જંગબારના પ્રવાસ વિશે આપણા ભારતવર્ષમાં એક એવી માન્યતા પ્રચલિત હતી કે: 'જે જાય જાવે તે જીવતો પાછો ન આવે; અને જો જીવતો આવે, તો કુબેરનો ભંડાર લાવે !' જાવા જંગબારનું બીજું નામ છે. તે સમયમાં સાધારણ નૌકા એટલે કે વહાણોમાં બેસીને ત્યાં જવું પડતું હતું અને માર્ગમાં ચાંચિયા ઇત્યાદિનો પણ એટલો બધો ત્રાસ હતો કે, છ છ કે આઠ આઠ મહિનાના સમુદ્રપ્રવાસના ત્રાસો ભોગવીને માંડ જંગબારનાં દર્શન કરી શકાતાં હતાં અને ત્યાંથી આવતાં માર્ગમાં લૂટાઇ જવાનો, ડૂબી જવાનો અથવ રોગ કે ભૂખમરાથી મરી જવાનો ભય રહ્યા કરતો હતો; અને જે કોઇ પણ ત્યાંથી સહીસલામત પાછો હિન્દુસ્તાનમાં

આવતો હતો, તેનો નવો અવતાર થયેલો મનાતો હતો. અર્થાત્ તે સમયમાં ત્યાં જવામાટે અને ત્યાંથી આવવામાટે જેટલો પરિશ્રમ વેઠવો પડતો હતો તેના પ્રમાણમાં તેનો બદલો પણ ઘણો જ મોટો મળતો હતો. આજે હવે ઇસ્ટ આફ્રિકા જવું અને ત્યાંથી આવવું, એ ગાજર મૂળા જેવું થઇ પડયું છે અને તે સાથે ત્યાંની કમાણી પણ ભારતવાસીઓમાટે એટલી તો ઓછી થઇ ગઇ છે કે આગળની કમાણીની વાતો હવે અરેબીયન્ નાઈટ્સ્'માંની અદ્ભુત અને કલ્પનિક કથાઓ જેવીજ ભાસ્યા કરે છે. હાથીદાંતનો વ્યાપાર હવે ભારતવાસી વ્યાપારીઓના હાથમાંથી બિલ્કુલ ચાલ્યો ગયો છે; કારણ કે, ગવર્નમેન્ટ વિના હાથીદાંત કોઇએ ખરીદવો નહિ અથવા તો ગવર્નમેન્ટની પરવાનગીથીજ ખરીદવો એવો ત્યાં કાયદો થઈ ગયો છે અને તેથી હાથીદાંતના વ્યાપારનો અધિકાર તથા તેથી થતા લાભ કેવળ યૂરોપિયન વ્યાપારીઓજ ભોગવે છે. તેમજ ત્યાંના જે હબ્શીઓ અથવા જંગલી લોકો આગળ કાંઇ પણ સમજતા નહોતા અને હાથીદાંત પાણીના મૂલ્યથી આપી જતા હતા, તેઓ પણ હવે એવા ચાલાક થઈ ગયા છે કે સારા સારા વ્યાપારીઓના પણ કાન કાપી જાય ! આ કારણથી હવે જો પોતાના દેશમાં ધંધાની ન્યૂનતાના કારણથી કેવળ પેટ ભરીને પોતાની શક્તિ પ્રમાણે સાધારણ કમાણી કરવાના ઉદ્દેશથી જંગબાર જવાની આવશ્યકતા હોય, તોજ જંગબાર અથવા ઇસ્ટ આફ્રિકાના અન્ય ભાગોમાં જવું, એવીજ સ્થિતિ આવી પડી છે. આમ હોવા છતાં પણ સાધારણ વ્યાપારમાં ભારતવર્ષ કરતાં ઈસ્ટ આફ્રિકામાં સારો નફો મળતો હોવાથી ત્યાં જવામાં અને વ્યાપાર કરવામાં હાનિ જેવું તો નથીજ; અને તેમાં પણ બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા અને યુગાન્ડા પ્રોટેકરેટમાં આપણા ભારતવાસીઓને અદ્યાપિ ઘણા સારા લાભો મળી શકે છે, એ પણ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે

ઇ. સ. ૧૯૧૧ માં જંગબારમાંથી ત્યાંની ઉપર જણાવેલી વસ્તુઓ તથા હાથીદાંત આદિ મળીને ૧૧૯૩૧૩૯ પાઉંડની કીમતનો માલ બીજા પ્રદેશોમાટે નિકાસ કરવામાં આવ્યો હતો અને બીજા પ્રદેશોમાંથી ત્યાં ૧૧૭૯૬૯૯ પાઉંડની કીમતનો માલ આયાત થયો હતો. જંગબાર નગરની વસતિ લગભગ ૩૫૦૦૦ મનુષ્યોની ગણાય છે અને તેમાં ત્યાંના મૂળ નિવાસીઓ, અરબમુસલ્માનો,

ભારતવર્ષના હિન્દુ તથા મુસલ્માનો અને યૂરોપીયન આદિ સર્વ જાતિના લોકોનો સમાવેશ થઈ જાય છે. ત્યાં ફ્રેંચ અને ઇંગ્લિશ હૉસ્પિટલ્સ, મિશન્સ અને બૅરેક્સ આદિ પણ છે અને નગરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની છે. જંગબારનો અધિકાર ઇ. સ, ૧૮૯૦માં બ્રિટીશ સરકારના હાથમાં આવ્યા પછી ત્યાંની વ્યવસ્થામાં બહુજ સારી સુધારણા થઇ છે અને પ્રજાની નિર્ભયતાનો ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો છે.

અસ્તુઃ જંગબારનું આટલું આવશ્યક વર્ણન માત્ર એટલામાટેજ મેં આપ્યું છે કે, મારી આત્મકથાના જે વાંચકોએ જંગબારનો પ્રવાસ ન કર્યો હોય તેમજ જંગબાર વિશે કાંઇ વાંચ્યું પણ ન હોય તેવા વાંચકોને જંગબારની ગત તથા વર્ત્તમાન પરિસ્થિતિનું કિંચિત્ જ્ઞાન મળી શકે. જંગબારની ભાષાને સ્વાહિલી ભાષા કહેવામાં આવે છે અને તે ભાષામાં અરબી શુદ્ધ તેમજ અપભ્રંશ શબ્દો અતિશય વિપુલ પ્રમાણમાં રહેલા છે અને તેનું કારણ એ છે કે, ત્યાંના રાજ્યકર્ત્તા સુલ્તાનનું પ્રથમ અરબસ્તાનમાંથી આગમન થયેલું છે. જંગબારમાં ગૃહકાર્યમાટે મુંબઇના ઘાટીઓ પ્રમાણે ત્યાંનાં જંગલી સ્ત્રી પુરુષોને રાખવાં પડે છે અને પાણી ઇત્યાદિ ભરી લાવવાનું કાર્ય તેઓજ કરતાં હોવાથી અમુક અંશે આભડછેટના વિચારોને શિથિલ કર્યા વિના છૂટકો થતો નથી; કારણ કે, ત્યાં ઘરમાં વાસીદું વાળવામાટે, પાણી ભરી લાવવામાટે, વાસણ ઉટકવામાટે, દુકાનમાં ઉપાડ મૂકમાટે અને દુકાનનાં બીજાં કામોમાટે હિન્દુજાતિનાં સ્ત્રીપુરુષ નોકર ભાગ્યેજ મળી શકે છે અને એટલામાટે ત્યાં એ સઘળાં કામો તે ગોલાં માર્ફતજ કરાવવાં પડે છે. આપણા લોકો ત્યાંના એ ગુલામ તથા ગુલામડીઓને ગોલાં કહીને ઓળખે છે. અત્યારે તો એ ગોલાંને ત્યાં પગારદાર નોકર તરીકે અથવા તો રોજમદાર મજૂર તરીકે રાખવામાં આવે છે; પણ પૂર્વે તો જંગબારમાં ગુલામોને વેચવા તથા ખરીદવાનો રિવાજ ધમધોકાર ચાલૂ હતો અને જંગબાર ગુલામોનો એક મશહૂર બાજાર હતો. તે વેળાયે તો ત્યાં વસતા આપણા ભારતવાસી વ્યાપારીઓ બજારમાંથી સાધારણ કીમત આપીને એવા ગુલામ તથા ગુલામડીઓને ખરીદી લેતા હતા અને તેમની પાસેથી માત્ર તેમને ખાવાનું આપીને મન માન્યું કામ લેતા હતા. તે વેળાયે ભારતવાસી વ્યાપારીઓ પોતાની સ્ત્રીઓને ત્યાં સાથે

લઇ જતા નહોતા અને તેથી એવી ખરીદી લીધેલી ગુલામડીઓને તેઓ પોતાની રખાયત તરીકે રાખતા હતા. ભારતવાસી વ્યાપારીઓ તથા એ ગુલામડીઓના એવા સંયોગના પરિણામે વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ પણ થતી હતી અને તેમનાં સ્ત્રીપુરુષ સંતાનો અદ્યાપિ જંગબારમાં તેમજ હિન્દુસ્તાનમાં વર્ત્તમાન છે. પૂર્વે કેટલાક ભારતીય વ્યાપારીઓ પોતાની રખાયત ગુલામડીઓને તથા તેમનાં સંતાનોને પોતાની સાથે હિન્દુસ્તાનમાં લઈ ગયા હતા અને તે સંતાનોનો વંશ હજી પણ કચ્છ આદિ કેટલાક પ્રદેશોમાં દૃષ્ટિગોચર થાય છે. એ તો એક પ્રાકૃતિક નિયમજ છે કે, એક દેશની પ્રજા જ્યારે દૂરના બીજા દેશમાં આવીને વસે છે, ત્યારે ભિન્ન ભિન્ન દેશનાં સ્ત્રીપુરુષોનો અવશ્ય આવો સંબંધ, ન્યૂન કિંવા અધિક પ્રમાણમાં, થાય છે અને તેના પરિણામે ત્યાં મિશ્ર પ્રજાનો ઉદ્‌ભવ પણ અવશ્ય થઇ જાય છે. મુસલ્માનોનું હિન્દુસ્તાનમાં આગમન થયા પછી કેટલીક હિન્દુ સ્ત્રીઓ મુસલ્માન રાજ્યકર્ત્તાઓ તથા તેમના સરદારોના ઘરમાં ગઇ હતી અને તેમની પ્રજા મિશ્રરૂપથી અસ્તિત્વમાં આવી હતી; તેજ પ્રમાણે કેટલીક મુસલ્માન અબળાઓ સાથે હિન્દુ પુરુષોના ગુપ્ત પ્રેમનું પણ એજ પરિણામ આવ્યું છે; યૂરોપિયનોના ભારતવર્ષમાં થયેલા આગમનથી કેટલીક હિન્દુ તથા મુસલ્માન અબળાઓનો પ્રકટ અથવા ગુપ્ત રીતે યૂરોપીયન પુરુષો સાથે સમાગમ થવાથી આખી એક નવીન યૂરોપીયન—એંગ્લો ઇન્ડિયન નામક—જાતિ અસ્તિત્વમાં આવી છે અને કેટલીક યૂરોપિયન લેડીઓ ઇન્ડિયાના રાજ્યકર્ત્તા પુરુષો તથા અન્યાન્ય સુશિક્ષિત હિન્દુ, મુસલ્માન તથા પારસી આદિ ગૃહસ્થોની પ્રણયભાગિની થવાથી તેમની મિશ્ર પ્રજાના અસ્તિત્વમાં આવવાની ઘટના પણ બની ચૂકી છે; એટલે ઇસ્ટ આફ્રિકામાં ભારતીય હિન્દુઓ તથા મુસલ્માનોના ત્યાંની સ્ત્રીઓ સાથેના પ્રેમવ્યવહારથી એક મિશ્ર પ્રજા અસ્તિત્વમાં આવે, એ ઘટના કાંઇ અધિક આશ્ચર્યકારિણી તો ન જ કહી શકાય.

આપણા જૂના વિચારના આર્ય જનો કેટલીકવાર સમુદ્રપારના દેશોમાં જવાનો જે બળ પૂર્વક નિષેધ કરે છે, તે નિષેધનાં કેટલાંક બીજાં કારણોમાંનું આ મિશ્રપ્રજોત્પત્તિરૂપ પરિણામ પણ એક કારણ હોવું જોઇએ. અર્થાત્ તેમનો એ નિષેધ સર્વથા અકારણ તો નથીજ; છતાં પણ અત્યારે દેશકાળની પરિસ્થિતિનો વિચાર કરતાં એ નિષેધ

સર્વમાન્ય થઇ શકે તેવો સંભવ નથી; કારણુ કે પરદેશગમનથી જેમ એ એક હાનિ છે, તેમ તેથી લાભો પણુ અનેક થાય છે. માત્ર પરદેશમાં જનાર અને ત્યાં દીર્ઘકાળ પર્યન્ત વસનાર ભારતીય આર્ય પુરુષો તથા આર્ય અબળાઓ પોતાના ધર્મમાં દૃઢ રહી ચારિત્ર્ય વિષયક પવિત્રતાને જાળવી રાખવાનો પ્રયત્ન કરે, તો બહુધા એ અનિષ્ટ પરિણામ આવતું પોતાની મેળેજ અટકી જાય એ સ્વાભાવિક છે. અત્યારે તો હવે ઈસ્ટ આફ્રિકા જનારા પુરુષો પોતાનાં કુટુંબોને પણુ સાથે લઇ જાય છે અને કુટુંબોને ત્યાં લઈ જવાનો પ્રતિબંધ રહ્યો નથી એટલે ઉપર્યુક્ત પરિણામ આવવાનો અધિક સંભવ નથી. વળી સ્ત્રીઓને હિન્દુસ્તાનમાં પોતાને ઘેર રાખીને પુરુષો એકલા પાંચ પાંચ અને સાત સાત વર્ષ જેટલો દીર્ઘકાળ આફ્રિકામાં વીતાડે, એ પણુ યોગ્ય નથી; કારણુ કે, એથી હિન્દુસ્તાનમાં 'પતિ પાસે સારી પતિવિરહે નઠારી બને' એ તત્ત્વ અનુસાર ભાયડો આફ્રિકામાં કમાણી કરવા રોકાય ત્યાં ઘેર તેમનાં પત્નીશ્રી ચાર બાળકોની માતા થઈ જાય, એવા પ્રકારો બની જાય છે. મારા આ કથનની સત્યતાનાં પ્રમાણો આગળ જતાં મારી જીવનકથામાં આવવાનાં હોવાથી અત્યારેજ એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. સારાંશ કે, બનતાં સૂધી પતિ તથા પત્નીએ એક જ સ્થાનમાં સદાસર્વદા સાથે રહેવું, એ બન્નેમાટે કલ્યાણુકારક તથા લાભાવહ છે.

અસ્તુઃ મારા મામાજીએ અમારા સૂવા બેસવામાટે અમને બે ઓરડા, પોતાની જગ્યાની પાસેજ, ભાડે લઇ આપ્યા અને ખાવા પીવાનું તો સાથેજ હતું એટલે અમારે ઘરની ચીજો વસાવવી પડી નહિ. માત્ર અમારો બધો સામાન સમુદ્રમાં ડૂબી ગયેલો હોવાથી કપડાં ઇત્યાદિ આવશ્યકીય વસ્તુઓજ અમારે ખરીદવી પડી. મારા પતિને મારા મામાજીએ પોતાની દુકાનનું કામકાજ બતાવવા માંડયું અને અમારા દિવસો આનંદમાં વીતવા લાગ્યા.

**પ્રથમ ખણ્ડ સમાપ્ત**